# એક તબીબની તવારીખ.

## પુસ્તક પેહલું.

જેમાં

ખફી.

દગાનો એક ભોગ.

એક વેપારીનો ગુમાસ્તો.

એ મથાળાં હેઠલ

ત્રણ અસરકારક આખી વાર્તાઓ છે.




જેહાંગીર બ. કરાણીના "સ્ટેનડર્ડ પ્રીંટીંગ પ્રેસ"માં છાપી છે.

કીમત રૂપીઓ એક.

## સાંકળિયું.

# એક તબીબની તવારીખ.



## પ્રકરણ પેહેલું

### ખહી.

ખહી! ભયંકર, ખાધરા જુલમગાર!—કોણ તાહરો વધારો અટકાવી, અથવા તાહરા ભોગો ગણી શકે? શું કામ તું ખાસ કરીને સઉથી સુંદર અને સઉથી વાહલા જીવડાઓ ઉપરજ તાહરો હુમલો લેઇ જાએછે? કદરૂપાં અને સુસ્ત થયલાં ઘરડાંઓને છોડી, ખીલતાં અને ખુબસુરત જુવાનોનેજ તું શું કામ પસંદ કરેછે? જીંદગીના છેડા તરફ લહડતાં જઇરીથી લુલાં-લંગડા બનેલાંઓને છોડી, જીંદગીની શરૂઆતમાંજ કુદકા મારતા આનંદી જીવડાઓનેજ તું શું કામ કાપી નાખેછે? કયા દોઝખી કાવાદાવાથી અત્યાર સુધી વીદ્યાની ઉંડામાં ઉંડી કાબેલીઅતને હરાવાને, અનુભવના ઉપ્યોગોને તદન નકામા કરવાને, અને જ્યારે તાહરા ભોગને નહી છુટે એવી મજબુતીથી તું દાબી ચુકગો હોય, અને તાહરી ચુંગાલ તેનાં લોહીથી લાલચોલ બની ચુકી હોય ત્યારેજ તાહરો જાહેરમાં દેખાવ આપવાને તું ફાવી શકયોછે? સત્યાનાશના દેવ! સંતાપમાં પડેલાં માણવીની પેહેલલી ઉમંતીઓને જબે કરી નાખવાનો પરવાનો તુને શાને માટે મલ્યો છે? તે કીરતારની વીચીત્ર મતલબ શું હશે, કે તેને પોતાની બેહદ ભલાઇની આ ચીજો ઉપર તુને છુટો છોડી દીધોછે!

અફસોસ! કેટલાં બધાં દુઃખતાં હૈડાંઓ એવા ભેદી—એવા નાજવાબ—સવાલોથી ઉશકેરાયાં હશે, અને હજીબી કેટલાં કરોડો હૈડાંઓ રીબવાનાં અને સંતાપ પામવાના છે!—હવે અને માહરા વાંચનારાઓની સનમુખ, માહરા ઠીક રીતે ફેલાયલા ધંધાદારી અનુભવે, ખહીના જે ઘણાએક કેસોથી, તેમની જોડેના સઘલા સંતાપ સાથે, અફસોસ! માહરી યાદદાસ્તને ભરપુર કરી નાખીછે, તે માંહેલા એક કેસનો સાદો અને સુતરો હેવાલ મુકવા દેઓ. આ નીચલોજ હેવાલ મેં પસંદ કીધોછે, કેમકે, જોકે તેમાં જુદા જુદા અને ઉશકેરનારા બનાવો તો આવેલા નથી, તોબી ઘણાક સબબોને લીધે તે ખાસ ધ્યાણ ખેંચનારો અને જાણવાજોગ થઇ પડે તેવોછે. થોડાક જના એવાબી હશે કે જેઓ માહરાં બયાનમાં શહરાગાતની ભાષા સમાયલી સમજે. પણ ખરેખર, એવું કાંઇ નથી. મેં જોયલી અબલાઓમાંથી સઉથી વધારે ખુબસુરત અને ભણેલી એક અબલાના આ કડવા, અકાળ અંતની નોંધ લેતાં માહરૂં જીગર ખરેખરૂં દુઃખ પામ્યુંછે; અને તેણીના પોતાનાં, તેમજ તેણીનાં ગમખાર સગાંઓનાં સંતાપની જે તાજી યાદ માહરાં મનમાં હતી તેને કાંઇ મજબુત ભાષા વાપડવાને મને લલચાવ્યો હોય, પણ તોબી મનેતો એમજ લાગેછે કે માહરી લાગણીઓ બરાબર રીતે વર્ણવાએ એવી મજબુતતો તે નહીંજ હશે.

ચાંદનબાઇ દશ વરશની વયે પુગવા પામે તે અગાઉ તેણીનાં માતપીતા મરણ પામ્યાં હતાં; અને તેઓ બેઉ છેલ્લી ઘડીએ તેણીને તેણીના એક કાકાની સંભાલ ટલે શોંપી ગયા હતાં, કે જેવન વગર પરણેલા હતા, અને તેવીજ હાલતમાં પોતાની જીંદગીના છેડા સુધીબી રેહ એવુંજ લાગતું હતું. પોતાના ભાઇનાં મરણને બે વર્ષો થયાં એટલે મોટાભઇને ધંધાનેસર કલકતે જયાની જરૂર પડી. પોતાની ભત્રીજીને હવે કયાં મુકી જવી તેનો વીચાર તેવનને કેટલોક વખતવેરતો કરવો પડયો. તેણીને એક હુશીયાર દાયાની સાથે કલકતે લેઇ જવી, અને ત્યાં પોતાની ચશમ ટલેજ તેણીને કેળવવી, કે મુંબઇમાંજ એક દુરની સગીની જતન ટલે તેણીને રાખવી? આખરે તેવનને આગલોજ વીચાર પસંદ પડયો, અને તે મુજબ, આ ખીલતો ગોલાબ પોતાનું બારમું વર્ષ તરતનુંજ પુરૂં કરીને, કલકતાની દુરદરાજ ભુમી ઉપર જઇ વસ્યો.

આ વખતની ચાંદન કરતાં વધારે નાજુક અને વધારે મનહર એક બાલકતો વીચારીજ શકાય નહીં. અજાયબ જેવી ખુબસુરતી ધરાવ-

નાર એક ડાંખલીથી ઉપ્રંત થયલી તેણી એખ-લીજ એક કલી હતી; પણ અફ્સોશ! તે ડાંખ-લીતો ખહીનાં રોગથી અંચીતી કરમાઇજ ચુકી હતી. તેણીની માતા ગુજરવા બાદ છએક મહીને તેણીનો પીતાબી એક બુરી તાપની બીમારી ટલે મરણ પામ્યો હતો. નાયલી ચાંદનને, પોતાની માતાની ખુબસુરતી ઉપરાંત તેણીના નાજુક બાંધાનોબી વારસો મલ્યો હતો. તેણીનું શરીર એટલુંતો કોમળ હતું કે તે જોનારને જાણે તે પારદર્શક હોય તેવોજ વીચાર આવતો હતો; અને તેણીની આશમાની રંગની આંખોમાં એવી સફાઇ અને નમ્રતા તેણીનાં રેશમ જેવાં લાંબાં પા-પણમાંથી પોતાના કીરણો ફેંકતી હતી, કે તેથી જાણે માણસાઇ દરજ્જાથી કાંઇ ઉચી પંગતીની તેણી હોય એવી જણાતી હતી. તેણીનાં શરીર અને આદતોને બરનોજ તેણીનો સ્વભાવબી હતો—શ્રેષ્ટ, નરમ, અને ચાલાક, અને શેજ ચીંતાતુર. એકાંતગીનો છાંયો તેણીને ઘણો ગમ-તો હતો. જો કોઇ કોઇવાર તેણી મેલાવડાઓમાં સાંમેલ થતી હતી, તો ત્યાંનો શોરબકોર તેણીના નરમ મીજાજને ગોયા અકડાવીજ નાખતો હતો, અને તેણીની મનપસંદ એકાંતગીમાં તેણીને બીધરાવીને પાછી મોકલી દેતો હતો. બચગીથી-જ વાંચવાનો તેણીને બેહદ શોખ હતો; અને રશીક કેતાબો તેણીને ખાસ કરીને ઘણીજ ગમ-તી હતી. એકબી દીવશ એવો ગયો નહીં કે જ્યારે ચાંદન, તેણીની ઓલખાણમાં આવેલાં શઘલાંઓનાં, અને તેણીના કાકાના તેમજ ચાકર નફરોનાં હૈડાંને વધારે વાહલી અને માણીતી નહીં થઇ હોય. દોલત મેલવી શકે એવી દરેક રીતની મોજે અલબતાં તેણીની શેવા માટે સદા તૈયારજ હતી, પણ તેણીની ખુદરતી લાયકી અ-ને તેણીનો વાજબી શોખ શઘલી ચીજોમાં સા-દાઇજ પસંદ કરવાને તેણીને ઉશકેરતો હતો. સઘલી જાતની ખુશામત તરફ તેણીને ભારે ધીઃકાર હતો; અને એક તવંગર જઇફ બાઇએ તેણીને એક દીવશ કહ્યું કે તેણી એક નાંધલા ખુબસુરત ફરેસ્તા જેવી હતી, તે ઉપરથી તેણીને ઘેરે ફરીથી જવાનુંજ તેણીએ માંડી વાલ્યું. ટુકમાં, ચાંદનનાં કરતાં વધારે મનહર અને ભલા જીવડાએતો માણસાઇ ટોલાને કદીબી શીંગાર્યા હશે નહીં. એકજ ધાસ્તી જે તેણીની આસપા-સનાં સઘલાઓનાં દીલમાં ઉપજી રહી હતી, અને જેથી મોટાભઇનું જીગર દરરોજ ધ્રુજકી રેહતું હતું તે એજ કે ચાંદન એટલીતો નેક અને એ-ટલીતો ખુબસુરત હતી કે તેણી ભાયગેજ જીવવા પામે; અને બાપડા તેના કાકા મોટાભાઇતો એમ-જ બોલતા હતા કે પેલી જગતના છુપા કાસદો તેણીને અંચીતી ઉપર ઉંચકી જવા માટે તેણી-ની આસપાસ ભમટાજ રહેલા હોવા જોઇએ. એ બાબેની પોતાની લાગણીઓ અને વીચારો તેવને ઘણી વેળા મને કહી સંભલાવ્યાછે. તેવન અંદરખાનેથી એવું સમજતાજ જણાયા કે તેણીની જીંદગી લંબાસે એવો ભરૂશો રાખવાનો તેવનને હકજ હતો નહી. જ્યારે તેણી વીશે તેવન વીચાર કરે, ત્યારે તુરતજ એક અંચીતી ધાસ્તી તેવનને એવી ઉપજી આવે કે તેણી થોડા વખતમાં કરમાઇને તેવનથી દુર થશે; અને તેથી જાણે પોતાના જીગરની તમામ મમતા તેણી ઉપર કુરબાંન કરી દેવાનેબી તેવન બીહતા હતા. જે મીસાલ એક ઇરાની યા તુરકી વેપારી પોતાની તમામ માલમીલકતો ચકચકીત જડો, એક મછવા—એક નાજુક મછવામાં—ભરતાં, અને તેને મોજા અને પવનની ફાટાંવાલી હકુમત તલે સોંપતાં ધ્રુજે, તેમજ બીચારા મોટાભાઇ ધ્રુંજતા હતા; અને એ વખતે ઘણીવેળા મેં તેવનને બોલતા સાંભલ્યા હતા કે તેવન જો પોતાનો સઘલોજ ચાહ ચાંદનમાં રોકી નાખે અથવા ભરી દે તો તે ખરાબે અહડીને નાશ પામવાની તેવનને ધાસ્તી હતી. અને તોબી તેવન દરરોજ તેણીને એટલાતો ચાહથી સંભા-લતા હતા, કે જાણે એક પુંજાજ તેવન કરતા હોય એવું જણાતું હતું.

હવે તેમની એ માયાભરી ઇંતેજારીને લીધે એક વીચાર તેવનને એવો ઉપજ્યો કે ચાંદન જેવી નબલી અને નાજુક એક છોકરી, જો તેણીની માતાનાં બુરાં દુઃખની સેજબી અસર પોતાનાં બદનમાં ધરાવતી હોયતો, તેણીને કલક-

તામાંજ રાખવી ઘટારત નથી; કેમકે તે નવી જમીનની હવા તેણીને કદાચ માફક નહી આવવાથી ખહીની તે છુપી વલાણ જહદથી વધે અને આખરે પ્રાણઘાટકબી થઇ પડે. તેવનના મનમાં એ રીતની ધાસ્તીઓ એક વખત ઉપજી એટલે તે પાછી નીકલી શકી નહી, અને તેથી ઠેડાવજ કીધો કે કંઇબી ઉપાયોથી જેવી નાણાની એક સારી જેવી રકમ તેવનના હાતમાં આવે તેવીજ મુંબઈ તરફ પાછી કુચ કરી દેવી. અને તેમબી થયું. થોડોક વખત, આસરે ત્રણેક વર્ષો, ગુજર્યાં નહી એટલેતો તેવનને એક ખુશખબર મલી કે એક દુરના તવંગર સગાનાં મરણથી ઘણી મોહટી દોલતના ધણી થવાને તેવન ભાયગશાલી થયાછે. એ ખબર મલતાંજ તેવનનાં સુખનો પાર રહયો નહી. તેવને પોતાના ધંધાનું કામ બીજા લાયક મદદગારોના હાતમાં મુકી, મુંબઇ તરફ નીકલી પડવાની જહદથી તૈયારીઓ કરવા માંડી.

તેવન કલકતે હતા ત્યારેબી ચાંદન નહીં જાણે તેમ, મોટાભાઇએ ત્યાંના ઘણાજ કાબેલ તબીબોની સલાહ તેણીની હાલત બાબે લીધી હતી. અને એજ શેઠની ખાહેશ મુજબ ત્યાંનો વખણાયલો ડાકટર—અવારનવાર જાણે તેવનનેજ મલવા આવતો હોય તેમ આવીને, ખાંનાંની તેબલ ઉપર સાથે બેસી, ચાંદનને બારીકીથી તપાસ્યા કરતો હતો, કે તેથી ખહીની કસીબી શરૂઆત તેણીમાં થઇછે કે નહીં તે જાણી લેવાને તેને બની આવે. પણ નહીં—તેની ચાલાક અને અનુભવી આંખે કસાંબી એવાં દરદી ચીન્હો પકડ્યાં નહીં; અને તેને વારંવાર મોટા શેઠને એવું કહીને ખુશી કીધા કે તેવનની ભત્રીજી રોગી નથી એટલુંજ નહીં, પણ તેણીની તંદરોસ્તી એટલી સારીછે કે ઘણી લાંબી અને સુખી જીંદગી તેણી ગુજારશે એવી સાબેતી મલેછે. જોકે તે ડાકટરે તો તેણીને તેણીની હાલતને લગતા કસાબી સવાલો પુછ્યા નહી હતા, તોબી પોતાના કાકાને ત્યાંની તેની વારંવારની મુલાકાતોનુ ખરૂં કારણ સમજવાથી ચાંદન પછાત રહી નહીં હતી. તેની ચોકસ તીક્ષન નજરે તેણીએ જોઇ હતી; અને તે તેણીનો સઘલો ખોરાક—અથવા ખુકે-ખુક તપાસેછે અને તેણીની સઘલી હીલચાલો ઘણાં ધ્યાણથી જોએછે, એ સઘલુંબી તેણી બરાબર જાણતી હતી. એક વખતતો અરધા ગંભીર અને અરધા હસ્તા દેખાવે તેને તેણીની નાડીબી તપાસી જોઇ હતી, અને તેણીની આયાને ચાંદનની આદતો બાબેના બેત્રણ સવાલોબી તેને પુછ્યા હતા, કે જે બાબેનીની સઘલી વીગતોથી તે અવીચારી આયાએ તેણીને જાણીતી કરી દીધી હતી!

હવે જુવાન માણસો જો અંચીતા જાણે કે તેઓ લાંબો વખત થયો ડાકતરોની છુપી તપાસ હેઠલ હતાં અને હજીબીછે, તો તેઓ પોતાને ગમે તેવાંબી તંદરોસ્ત અને મજબુત સમજતાં હોય તોબી, જેવી ધાસ્તી અને કંતાલાથી ભરપુર થાએછે, તેવી ધાસ્તી અને કંતાલો તેઓને બીજી કોઇબી ચીજથી ઉપજતો નથી. તેઓ હવે ખુદરતીજ એવાં વેહેમી થાએછે કે તેવી તપાસનો કંઇબી વાજબી સબબ હોવો જોઇએ, અને નબલાં તેમજ ચીરડાઉ મનવાલાંઓનાં બાબમાં તો તેમ ખાસ કરીને બનેછે; અને તેથી કોઇ છુપાં અને કારી દરદનાં તેઓ ભોગછે એવો દુખી વીચાર તેમનાં ધ્યાણમાં આવતાંજ તેમની નીરાંતોનો નાશ થાએછે, એને લગતા ઘણાએક દાખલાઓથી હું વાકેફછું. મોટાભઇ પોતેબી એ બાબે વાકેફ હતા, અને તેથી વેહેમનો એક અંશબી પોતાની ભત્રીજીનાં મનમાં ઉપજી કાંઇ માઠાં પરીણામો નહીં નીપજાવે તે માટે તેવને શરૂઆતથીજ પેલા ડાકટરની ઓલખાણ તેણીની સાથે કરાવતાં તેને પોતાના એક દીલજાન મીત્ર તરીકે જણાવ્યો હતો. એથી તેવનતો મનમાં એમજ હરખાતા હતા કે ચાંદન તેણીની તંદરોસ્તી સંબંધી તેવનની ઇંતેજારીથી તદનજ બીનવાકેફછે; પણ જ્યારે એક દીવશ ચાંદન અંચીતી તેવનના ઓરડામાં દાખલ થઇ, અને દેખઇતી ઇંતેજારીથી થએલા ફીક્કા ચેહેરાએ તેવનને પુછ્યું કે—"કાકાજી, હું કાંઇ આજારી છેઉ?"—ત્યારેતો તેવનના ચમકાતનો પાર રહ્યો નહીં. "કાકાજી, કંઇ છુપું દરદ મને નબલી પા-

હેચ કે શું ?" એમ તેણીએ પાછું પુછ્યું. એવા અચીતા સવાલોથી મોટાભાઇ એટલાતો ગભરાતમાં પડ્યા કે તેવનની શમચ-શુચકતા જતી રહી, તેવનના ચેહેરાનો રંગ બદલાયો, અને ગુંચવાયલા અવાજે તેવન બોલ્યા કે "એવું કંઇ નથી," "એ તાહરી ભુલછે," "હસવા જેવી ભુલ છે," "એવાં ચેડાં નાં કાહડ" ઇ૦ પણ એ પછે તેણીની બરોબર ખાત્રી કરવા માટે તેવન જોઇએ તે કરતાં એટલું વધારે બોલ્યા, અને એટલીતો હદ વગરની ચોકસાઇથી તેણીને સમજાવવા માગી કે તેથી ધારેલી નેમ ઉંધી વળી, અને ચાંદન જો કે તેવનનાં મોહડાંપરતો ખુશાલી દેખાડતી હસીને ગઇ, અને પુરતો શંતોશ પામેલી દેખાઇ તોપણ ઓરડામાં જતાંવાર તેણીનાં મોહડાં ઉપર અત્યંત શોક ઉપજેલો દેખાયો, અને તેજ ગમખાર ઘડીથી તેણીએ પોતાના જીવવાની આશા છોડી. તે દીન પછી ફરીથી તેણીએ કદીબી પોતાની અસલી રમુજ અને જહડફ અને હસમુખાપણું અખત્યાર કીધું નહીં, કે જે ખુબીઓની પુનઇથી તેણી હરદમ પોતાની સહીઓ અને ઓલખીતીઓનાં મંડલમાં મોજ અને ખુશાલીના એક કીરણ મીશાલ જમકી શક્તી હતી. સદાજ હવે તેણી સાબેતી વગરના પણ ગંભીર વેહેમોથી હેરાન રેહતી ગઇ કે, તેણીનાં બદનમાં કાંઇ ચોકસ ખરાબી નીપજીછે,—અને તે તેણીના જનમથીજ પોતાનું કારી બી રોપી બેઠીછે,—અને આ જગતમાની કોઈબી દવા તે ખરાબીનો એલાજ કરવાને અશક્તછે. જોકે એખલી હોય ત્યારેતો એ તરેહના દુખી વીચારોમાં તેણી મશગુલ રેહતી હતી, અને વળી બેધડક રડતીબી હતી, તોબી પોતાના કાકાની સનમુખતો આગલના કરતાંબી વધારે ખુશાલી ભર્યો દેખાવ ધારણ કરી તેવનની બેચેનીને ઘણેક દરજજે કમતી કરવાને તેણી ફાવી હતી. પોતાની અને ચાદનની વચ્ચે બનેલો ઉપલો બનાવ મોટાભઇએ ડાકટરનેબી જણાવ્યો, પણ તેજ ઘડી તે ડાકટરને વીચારમાં પડી ગયલો જોઇ તેવન બેહદ ધાસ્તીમાં પડ્યા.

"મોટાશેઠ," ડાકટર બોલ્યો, "તમે જાણુતા હોવો તે કરતાં વધારે ખરાબ એ બનાવ નીપજાવશે. "તમુને જણાવાની માહરીતો ફરજછે, કે તમો તેણીની હાલત બાબે બેચેન અને બેકરાર છેવો, અને તેણીની તપાસ કરવાના તમોએ ઉપાયો લીધાછે એ સઘલું ચાંદનબઇએ જાણ્યું, તે તેણીના બાબમાં ઘણો કમનસીબ બનાવ બન્યોછે. હવે પછી તેણી શંતોશ પામેલીતો દીસશે, પણ માહરૂં કહેલું માનજો, કે એ વાત તે કદી વીશરવાની નથી. તમે એને વારેઘડી બેધ્યાણ બનેલી અને વીચારમાં પડેલી જોશો. એને તેની—તેજ બાબદના ખ્યાલો—"

"અરે ડાકટર—ડાકટર, એ શું બોલોચ તમે ?" મોટાભઇએ પુછ્યું. "એમ તમે મને બીધરાવોચ શું ? ચાંદન શું જાણતી નથી કે બધીજ છોકરીઓનાં મુરબ્બીઓને વાલીઓ પોતાનાં બચાંની તંદરોસ્તી બાબે ઇતેજાર રેહચ ? જો તમે કેહોચ તેમ એ ખરેખરીજ તંદરોસ્તછે, તો પછી એ ગમે તેટલા વીચારો કરે તોબી શું એને તે દરદ થવાનુંછે ?"

"નહીં—નહીં, એમ નહીં શેઠ; પણ જાહુકની ધાસ્તીથી કદાચ તમે ધાસ્તી રાખેલી ખરાબી નીપજે, ને તેના ગમે તેવા નરમ ફટકાની અસર તલેબી તેણીની મન અને તનની શક્તી નાબુદ બને. ને વલી મોટાભાઇ, બીજું એ, કે ચાંદનબાઇ એ ખઇનાં દરદથી તદનજ મોકલીછે એવું મેં કહ્યુંજ નહીં, પણ હુંતો એમજ બોલેલો છેઉં કે હાલ તરત તે દરદની કસીબી નીશાનીઓ હું એનાં શરીરમાં જોઇ શકયો નથી."

"છત—છત, ડાકટર ! એ તમે બોલોચ શું !" મોટાભઇ હવે પોતાની બેઠક ઉપરથી બેહદ ઉશકેરાયલા ઉઠીને બોલ્યા, "એ છોકરીના કંઇબી વીચારો હોએ તે આપરે શું હશીને કાહડી નાખી નહીં શકશું ?"

હવે વાંચનાર તરતજ માની શકશે કે મોટાભઇએ કલકના ખાતેના પોતાના રેહવાશનો બાકીનો ભાગ ધાસ્તી અને સંતાપિમાંજ પુરો કીધો. ચાંદનની સાધારણ માંદગીની સેજ નીશાણી જોઇનેબી તેવન ધાસ્તીના માર્યા એવુંજ સમજતા હતા કે હવે ખઇની શરૂઆત થાએછે.

સેજબી તેણીની ખાંસીનો સાદ આવ્યો કે તેવનનાં રૂવેરૂવાં ઉભાં થતાં હતાં; અને અવાર-નવાર પોતાનું ભોજણ ના પાડતી તેણીને જોઇ જે ગભરાત તેવનને ઉપજતો હતો તે તુરતજ જણાઇ આવતો હતો. જો તેણીને પોતાની આયા સાથે ફરતી તેવન દુરથી જોએ તો તેવન ચુપ-ચુપ તેણીની પુઠે ચાલતા હતા, અને તેણીનામાં કંઇબી નબલાઇનાં ચીન્હો લાગેછે કે નહી તે આંખો તાણી-તાણીને જોતા હતા. જે એકજ જીવને તેવન આખી જગતમાં ચાહતા હતા તે તરફની તેવનની આ ખુદરતી જાહુકની ઇંતેજારીએ અને વલી તે છુપી રાખવાની એવડી ચીંતાએ હવે ખોલ્લી રીતે તેવનની પોતાની તંદરોસતીને ખરાબ કરવા માંડી. પોતાનાં ઘરનાં દરેક જન સાથે હવે તેવન ચીરડાઉ અને ખફગીભર્યા થતા ગયા. અને પોતાના અગતના ધંધાનાં કામો ઉપરથી તેવનથી પોતાનું ચોકસ ધ્યાણ ગોઠવી શકાયું નહી.

મોટાભઇની મનની સ્થીતીને લગતું જે બયાન મેં ઉપર કીધુંછે તેને, એકાદ જુવાન, અવીચારી, અને સંગદીલ વાંચનાર સીવાય, બીજા કોઇતો સહરાવેલું વીચારશેજ નહી. તે હજારો ને લાખો તુટેલાં દીલનાં માબાપો કયાંછે, કે જેઓએ પોતાનાં ખહીથી બરબાદ થયલાં બચાંઓનો શોક કીધો હોય, અથવા જેઓ હમણાંજ કરતા હોય? આવવા દેઓ તેઓને બાહેર, કે તેઓ આવીને મેં જણાવેલી બાબદની સચાઇ સાબેત કરી આપે. આવવા દેઓ તેઓને બાહેર, કે જેઓએ પોતાનાં પ્યારથી ભરપુર કીધેલાં નાજુક લાડકાંઓને, પોતાની નજર સામેજ એ નાબુદીના ખડક સાથે અહડી, ધીમે-ધીમે દુબતાં જોયાં હોએ, કે તેઓ આવીને કહેકે તેઓના બેહદ સંતાપની લાગણીઓનું વર્ણન થાએ એવાં લાયક શબ્દો પુરા પાડવાને કોઇબી લખનારની કલમ કે કોઇબી બોલનારની જબાંન શકતીવાન છે કે નેહી! •

અઢાર વર્ષથી સેજ કમતી તેણીની વય હતી કે જ્યારે ચાંદને પાછો મુંબઇથી ભુમી ઉપર પોતાનો પગ મુકયો. અને તેણીની વધેલી તંદરોસ્તી અને ખુબસુરતી જોતાંજ તેણીને પાર વગર ચાહનારા તેણીના કાકાની આંખો અને હૈડું ખુશાલીના ઉભરાથી ઉછલી રહયાં; કેમકે તેવને એમજ ધાર્યું કે હવે દાહડે-દાહડે તેણી કદમાં અને કઉવતમાં વધતીજ જશે. એ બે શેહેરો વચેની મુસાફરી જોકે લાંબી અને એકસરખીતો હતીજ, તોપણ તેને ચાંદનના મીજાજમાં અજબ જોસ્સો ઉપજાવ્યો હતો. અને આગગાડીમાંથી ઉતરતાંવાર તેણીની બારીક આંખો, એક ફરેસતાની આંખોના જેવી એવીતો ચલકતી બની હતી, તેણીના શુંદર ગાલો ઉપર એવોતો સરસ ફેરમજી રંગ ચહડી આવ્યો હતો, અને સ્ટેશનથી થોડેક છેટે ઉભેલી પોતાની ગાડીમાં બેસવા જતી વેળાની તેણીની હીલચાલમાં એવીતો જલદફ અને ચંચલાઇ જણાઇ હતી, કે તે જોઇ તેણીના રીદા રહેલા કાકાનાં જીગરમાં ઘેલી જેવી ખુશાલીની લાગણીઓ ઉભરી આવી હતી.

"ખોદા તુને સુખી રાખે માહરી વાહલી દીકરી!" તેવન ગાડીમાં બેસતાંવાર તેણીને પોતાનાં પેટમાં ચાંપી બોલ્યો, "તું સુખી રેહજે! ને આએ ગુલજાર ગુંબઇમાં ખુશાલીભરી જીંદગી ગુજારજે!" મુંબઇ આવ્યા પછી બીજેજ દાહડે, જ્યારે ચાંદન પોતાની આયા સાથે ગાડીમાં બેસી બાહેર કાંઇ કામે ગઇ ત્યારે, મોટાભઇ એખલા એક જાણીતા તબીબને ઘેર ગયા. તે તબીબથી તેવનનો મીત્ર હતો, અને તેની સાથની લાંબી વાતચીતમાં, તેવને પોતાની ભત્રીજીની તંદરોસ્તીને લગતી સઘલી ધાસ્તીઓનું બયાન તેને કહી સંભલાવ્યું, તે બુરૂ દરદ દાખલ થવાના કાંઇ સંભવો હાલ કે હવે પછેબી હતા કે નહી તે જાણવાની તેને અરજ કીધી, અને તેણીની, તરબીઅતને લગતી કાંઇ જરૂરની સહલ્લા આપવાને તેને વીણવ્યો. ઘણીએક બારીક પરપુછ કીધા બાદ તે તબીબ બોલ્યો કે હાલનરતનો કસી ધાસ્તી રાખવાનો સબબ હતો નહી "ખચીત એમ કેટલીકવાર બન્યું છે," તબીબ બોલ્યો, "કે ખહીના દરદવાલી માતની એક નાજુક છોકરીને તેજ દરદની નીશાંણીઓ જણાય. હવે પછી એની સંભાલને લગતું તે

માહરે એટલુંજ કેહવાનું છે કે કસીબી દવા એને આપવાનીતો જરૂરજ નથી; પણ એને ખોલ્લી જગામાં રેહવું જોઇએ, સુક્કી હવા ખાવી જોઇએ, બને તેટલી કસરત કરવી જોઇએ, અને ખાસ કરીને મેલાવડાઓ અને લાંબી રાતવેરનો ઉજાગરો તરક કરવો જોઇએ; ને છેલ્લે, માહરે એટલુંજ સુચવવું છે મોટાશેઠ, કે ચાંદનબઇને હવે જેમ બને તેમ જલદી પરણાવી દેઓ તો સારૂં, એમ કરવાની ઘણી અગતછે, ને તેથી એને ફાયદોબી ઘણો થશે."

કેહવાનીતો જરૂરજ નથી કે મોટાભાઇએ, તબીબની ઉપલી શુચણાંના બોલેબોલ મુજબ અમલ કરવાનો ઠેડાવ કીધો.

"આજે સાતવાગે આવીને હું જમશ તમારી સાથે મોટાભાઇ," તબીબ બોલ્યો, "ને હું જાતે તપાસ કરશ."

"તેતો તમારી મેહેરબાની ડાકટર, પણ—પણ હમે આજે ઘેર જમવાનાં નથી," મોટાભાઇએ જવાબ દીધો, અને પછી તેવન મનમાં બબડ્યા કે—"નહીં—નહીં, હવે ડાકટરોની વધારે તપાસ નહીં જોઇએ! ખચીત નહીં જોઇએ!"

મોટાશેઠે વાલકેશવર તરફ એક ખુશનુમા મકાન ખરીદયું, અને ત્યાંની શઘલી તૈયારીઓ જહડફથી પુરી કરી તેવન ચાંદનને ત્યાં રેહવા લઇ ગયા.

તે દેવી અને તે મંદીર બેઉ એકબીજાને લાયકનાંજ હતાં. "ચાંદનબાગ" ઘણોજ બોહોલો, ઘણોજ બુલંદ અને ઘણોજ શુંદર હતો. લીલોત્રીથી ભરપુર મોહટાં ઝાડો તેની આસપાસ એટલાં હતાં કે તેમના ઓહામાં ઇમારતતો લગભગ ઢંકાઇ ગઇ હતી. જે લીલાં ઘાશના કયારાઓ બંગલાની સામેજ પંઠરાયા હતા તે ચાંદનનાં નરમ પગલાંને લાયકનાજ હતા. બાગમાં દાખલ થતાંવાર તમે આસપાસ નજર ફેરવોતો સફેદ રૂઉના ગોટા જેવું એક પ્રાણી કેટેબી તે સફાઇદાર કાપેલા લીલા કયારા ઉપર ફરતું નજરે પડતું હતું; તે તેણીનું એક માનીતું હલવાન હતું કે જે ત્યાંનો તાજો પાલો ચરતું રેહી તેની બાઇનાં નીરદોશપણુંની એક મધુર મુર્તી અથવા ઇધાણી જેવું લાગતું હતું! તે નાંધલુ હલવાન! તેની માયાલુ બાઇના લાડકવાયા હાત સીવાય બીજા કોઇના હાત આગલ કદાચજ ગેલ કરવા ચાહતું હતું. એ શુંદર બગીચામાં તેણી વારંવાર વીચારમાં મશગુલ થએલી, અથવા બેતોની કે બીજાં કાઇ વાંચનની ચોપડી વાંચતી ફરતી દીસતી હતી. એ વેળા તેણીનો કાકો પોતાના બાહેરથી આવેલા એક ઓરડાની ખુનાં આગલની બારી પાસે આખા એક કલાક શુધીબી બેસી તેણીને જોતો હતો, અને તે ખુબસુરત ભત્રીજીના આકાર ઉપરની નજર એક ઘડીબી ખીસાડતો હતો નહીં.

આ મુંબઇ શેહરને મગરૂરી આપનાર એક શેતારા તરીકે ચાદનની તારીફ અને ચાંદનની વાતો હવે સઘલે ઠેકાણે થવા લાગી. તેણી હવે દીવશેદીવશ ઘણીજ ખીલતી જતી દેખાઇ, અને તેણીનો બાંધો હવે એક ખીલેલી વયની બાએડીના જેવો પુરતી રીતે પોખાયલો બન્યો; પણ સઉ કરતાં, તેણીની બુદ્ધીના વધારાનીતો હદજ રેહી નહીં. તેણીનો જીવ સઉથી સફાઇદાર અને પવીત્ર વીચારો તરફજ દીલશોજી દેખાડતો ગયો. કવીતાનો તેણીને બેહદ શોખ હતો, અને તેબી ઊંચે દરજ્જેની કવીતાનો. મનસુખ, રૂસ્તમ, અને નર્મદ જેવા, તરતનાજ વખણાતા થએલા કવીઓનાં, તરતનાંજ બાહર પડેલાં ઉંચા અને ચોખ્ખાં કવીતાઇ લખાણો તેણી રાત અને દીવશ પોતાની પાસજ રાખતી હતી; અને તેમાનાં પેહેલ્લાએ જોડેલી "સ્ત્રી કેલવણી" ઉપરની બાબદમાના કેટલાક રસીલા બેતો તેણીને અવાજે ગવાતા સાંભલવાથીતો એક ખરેખરી મજાહજ મલતી હતી. વલી દયા અને પરમાર્થ બાબેના તેણીના ગુણોબી ખચીત સર્વોતમ હતા. ગરીબ અને માદાં પડેલાંઓનાં ઝુપડાંમાં ગમે તેવી ખરાબ રૂતુમાંબી મુલાકાત આપવાનો જોખમ ખેડતાં તેણીને ઘણીએક વખત સરદીબી પુગી હતી, અને ઘણીએક વખત પોતાનો દયાવંત કાકાને મોહડેના ઠપકાબી તેણીને સાંભલવા પડ્યા હતા! એ સઘલું વાંચીને કદાચ કોઇ વાંચનાર એમ બોલશે કે—"તમે તો એક કલ્પીત

પ્રાણીનુંજ વર્ણન આપોછો,–એવું કે જેને કદીબી હસ્તી ભોગવીજ નહીં હોય, અને શઘલી તરેહની શીફતો અને ખુબીઓથી તેને ભરપુર કરોછો !" પણ આ માહરા કંગાલ જેવાં વર્ણનને, સંતાપ અને દલગીરી સાથે સાચું સાબેત કરનારા કાંઇ થોડા જના હાલ હૈયાત હોય એમ નથી. એ રીતનો, તેણીનાં તંન અને મનની શક્તીનો વધારો, અતીઘણી જહડફથી થતો જોઇ મને વારેઘડી પેલીજ કેહવત યાદ આવવા વીણા રેહતી નહીં હતી કે—"જલદી પાકે તે જલદી ફુટે."

વલી મુંબઇમાના પેલા તબીબે તેણીનાં લગનને લગતી જે સુચણાં કીધી હતી તેબી મોટાભાઇનાં ધ્યાણમાંજ હતી, અને તેથી તેવને એક પોતાના વેપારી મીત્રના બાહોશ પુત્રને પોતાની ભત્રીજીનો હાત નવાજવાનો વીચારજ બાંધ્યો હતો. માનકજી એક અતીઘણો શુંદર અને ખુબસુરત જવાન્યો હતો, તેની ચંચલાઇ ઘણી ઉત્તમ હતી, અને જે અબલાનો હાત મેલવવાને તે ચાહતો હતો તેણીની કીમત બુજવાને તે પુરતો શક્તીવાન દીશતો હતો. એ બાબે મોટાભાઇએ ચાંદનની પોતાની મરજી પુછી, અને તેણીએબી જ્યારે શરમાળ ચેહેરે તે બાટેની મંજુરીઆત આપી ત્યારે તેવનના હરખનો પાર રહ્યો નહીં. હવે એ બેઉના શંબંધની વાતતો જાહેરબી થઇ, અને લોકો બોલવા લાગ્યાં કે તે જોડું ઘણુંજ શોભીતું થશે. ચાંદનની તંદરોસ્તી હવે આગલનાં કરતાં વધારે મજબુત, અને તેણીનો સ્વભાવ વધારે ખુશ થયલો જણાયો. અને એમ નહીંતો બીજું થાએજ કેમ ? કારણકે તેણી દરરોજ પોતાના કાકાની તેમજ માનકની સાથે ખોલ્લી હવામાં ફરવું-હરવું રાખતી હતી.

એક દીવશ, દીલ્લીહ ખાતે કાંઇ કામસર એક મહીનાની મુલાકાત આપી પાછા ફરેલા, મોટાભાઇ પોતાના ઓરડામાં બેસી વેલાતના મેલ સાથે આવેલાં પોતાનાં કાગલો વાંચતા હતા, ત્યારે ચાંદનની આયા અંચીતી ત્યાં દાખલ થઇ. તેણીનો ગુંચવાયલો અને સેહજ ગભરાયલો દેખાવ જોઇ મોટાભઇતો અજબજ રહ્યા.

"ચાંદન કેમછે ?—ચાંદન કેમછે ? બોલની આયા, બોલી દે !" તેવન, પોતાનો વાંચવાનો ચશમો કાહડીને હાતમાં પકડતા, ઉતાવલમાં પુછવા લાગ્યા. "શારી પેઠેછે, શેઠજી, સારી પેઠેછે," તેણીએ જવાબ આપ્યો, અને એ મુજબ તેવનની ઉશકેરાયલી ચીંતા અને ધાસ્તીને નરમ પાડવાનો થોડોક સરેસ્તા મુજબનો વખત આપી, તેણીએ આગલ જણાવ્યું કે ચાંદન હમણાં-હમણાં બેચેન રાતો ગુજારતી હતી—અને તેણીની ઉંઘ, વારેઘડીએ, એક જાતની ખાંસી—એક જાતની ખોખરી ખાંસીથી-ખોરવાતી હતી; પણ જ્યાંસુધી, તે સાથે બીજાં કેટલાંક ચીન્હો તેણીને માલમ પડ્યાં નહીં, ત્યાંસુધીતો એ ખાંસી ઉપર તેણીએ કસું ધ્યાણ આપ્યું નહીં હતું.—

"ઓ માહરા ખોદા ! આયા, એ બધું તેં મને પેહેલ્લાંથીજ કાંય નહીં જણાવ્યું ? તેં મને દીલ્લીમાં કોઇ પાસે લખાવી મોકલ્યું કાંય નહીં ?" એમ બેહદ ધ્રુંજરી સાથે મોટાશેઠે પુછ્યું. તેવનથી ખુરશીપરબી બરાબર બેસી શકાયું નહીં, અને તેવનનો ચેહરો ફીક્કો પડી ગયો. હવે આયાબી વધારે ગભરાઇને આગલ બોલતીજ ગઇ કે ચાંદનને રાતે પરસેવો ઘણો છુટતો હતો તેણી ખોરાક તરફ અભાવ દેખાડતી હતી—સેજબી કસરત કરતાં થાકીને શુસ્ત થઇ જતી હતી—દર સાંજે તેણીને તાવની નીશાણો જણાતી હતી-અને ક્ષયજવર (અથવા ખહીના રતાસ) નાં જેવો એક સેજ રતાસ તેણીના ચેહેરા ઉપર—

"અરે એજ તે મરકીનો રતાશ—તે મરકીની નીશાણીછે ! " ગમથી ગુંગલાતા અવાજે બાપડા મોટાભાઇ બોલ્યા, અને તેજ ઘડી પેલો ચશમો તેવનના હાતમાંથી તુટી પડયો. લટડતે પગે ઉઠી તેવને એક ઘંટ ટીંકલાવ્યો, અને દાખલ થએલા ચાકરને કોટમાં જવાની ગાડી એકદમ તૈયાર કરાવીને લાવવાનો હુકમ આપ્યો.

"પણ—પણ ડાકટરને ત્યાં લાવવાનું હું એને કારણકે બાહાનું તે શું દેખાડું ?" તેવન હવે પોતાનાં કપડાં ઓલવતા આયા તરફ જોઇને બોલ્યા, "હવે જો એ તાહરૂં કામછે, તું એને ગમે તેવી રીતે સમજાવજે— તાહરાં ધ્યાણમાં આવે તે એને કેહજે. ખોદાને ખાતર એને ચેતવી

રાખજે કે ડાકટરને હું સાથે આજે સાંજે આવનાર છીએ. અરે, કેહજે એને કે કંઇ અંચીતાં કામસર હું કોટમાં ગીયોતો, ને તે ડાકટર ત્યાં કોઇ બીજા દરદીને જોવા આવતો હોવાથી તેને હું ત્યાં લેઇ આવ્યોચ. કંઇબી કેહજે—કંઇબી. ગમે તેમ એને સમજાવજે!"

પણ તેવનનો જાડુકનો ડાકટરતો પોતેજ હવા ફેરબદલ કરવા માટે પુને ગયલો હોયાથી મલી શકયો નહીં; તેથી મોટાભાઇએ મને બોલાવ્યો, જોકે તેમ કરતાં તેવનને ઉપજેલી નીરાશી અને ચીડતો દેખઇતી દીસી. રસ્તામાં જતાંજ તેવને મેં ઉપર જણાવેલી હકીકતોનું બ્યાન મને કહી સંભલાવ્યું. તેવને મને અરજ કીધી કે, તેવનની પોતાની ઉપર દયા કરીને, માહરી મુલાકાતથી ચાંદન કસાબી, ગભરાતમાં નહીં પડે તેમ કરવું. હું સઘલું જાણુંછું તેવું તો જણાવવુંજ નહીં; પણ એમ-તેમ વાતો કાહડી ધીમે-ધીમે સઘલી નીશાણીઓથી વાકેફ થવું. મોટાભાઇ પોતાની ભત્રીજીને માટે જેટલા ઉશકેરાયલા દીસ્યા, તેના કરતાં તધારે ઉશકેરાયલાંતો કોઇ અતીઘણાં હેટાલું કે અતીઘણાં રીદા થયલાં માતપીતાનેબી પોતાનાં કોઇ એકપુરાં ફરજંદને માટે બનેલાં મેં જોયાં નથી. તેવન ભાર મુકીને મને કેહવા લાગ્યા કે—"એનાં મોહોત પછીતો માહરેથી જીવાશેજ નહીં—એજ માહરી જુફતી વયનો ટેકો ને મગરૂરીછે - ને જો એ ગેઇતો પછી આપરેબી ભાગી પડવાના" ઇ૦. એ તરેહની ધાસ્તીમાં નહીં પડવાને મેં તેવનને ઘણાબી સમજાવ્યા. પણ ફોકટ. મેં તેવનને જણાવ્યું કે હું તેણીને જોઉંતો ખરો, કે તેથી તે કેશ કંઇ ધાસ્તી ભરેલોછે કે નહીં તે જાણવાની મને ટક મલે, એટલે પછી જો કંઇબી ખરેખરો બીગાડો થયલો હશેતો હું, એક દોસ્ત તરીકે, તેવનને સઘલી બાબદથી વાકેફ કરવાને ચુકીશ નહીં, પછી તે ગમે તેવી નીરાશી ભરેલીબી કાંય નહીં હોય. મેં વલી વધારે એમ તેવનને સમજાવ્યા કે કદાચ આયાએ પોતાની ધાસ્તીના શબબથી તેણીનાં ચીન્હોને સહરાવેલાં રૂપમાં જોયાં હોય; અને જો તેવાં ખરેખરાં હોયતોબી તેથી કાંઇ ખહીજ દાખલ થયોછે એમ ચોકશપણે ઠડે નહીં. પણ એ છેલ્લો વીચારતો મેં જાણીજોઇને ખોટોજ જણાવ્યો હતો. ખહી દાખલ થવાનાં એ ચીન્હોતો ચોકશજ હતાં પણ ખહીનો બોલ શાંભલતાંજ જે જુસ્સા મોટાભમાં ઉસકેરાતા હતા તેમનું બયાન કરવું મુશકેલજછે. તેવન કેહતા હતા કે એથીં ગોયા તેવનની છાતીમાં ખંજરજ ભોકાતું હતું!

'ચાંદન બાગ'માં જઇ પુગતાંજ હમો બન્ને આગલાં દેવાનખાનાંમાં ગયા કે જ્યાં ચાંદન પોતાની આયા સાથે બેઠેલી હતી. તેણી સફેદ પોશાકમાં હતી, અને ખરેખર આંખ આંજી નાખે એવી ખુબસુરત દીસતી હતી. પણ તેણીના ચેહેરા ઉપર નાખેલી એક ઘડીની માહરી નજર ઉપરથી મેં જોઇ લીધું કે મોહકાનતો વલી ચુકીછે. તેજ સહવારે એક મરતી બાનુનાં બીછાણાં પાસે હું હતો, કે જેણીબી એજ દરદનો ભોગ થએલી હતી, કે જે દરદ શરૂઆતમાંતો પોતાના શેકારને ખુબસુરતીના દશઘણા વધારે ચલકાતથી નવાજેછે, અને પછી તેનો બદલો અંચીતા અને ઉતાવલા નાશથી આપેછે! ચાંદનની આંખો બીલીઆનની મીશાલ ચલકતી હતી; પણ કમલના જેવા શુંદર અને સફાઇદાર તેણીનાં રોખશારની સપાતી ઉપર એક ઘેરો રતાશ હવે ફેલાયો હતો, કે જે—અફસોસ! અફસોસ! તે રોગનો રતાશ—તે ખહીનો ડાઘ હતો! તેણીએ ગુપચુપ હમોને આવકાર દીધો, અને તેણીની આંખો તેણીના કાકાથી માહરી તરફ, અને માહરેથી કાકા તરફ જહડફથી ફરવા લાગી. મોટાભઇનો ગભરાયલો ચેહેરોતો છુપો રહી શકયોજ નહીં.

ખાલ્લુંજ જણાયું કે તેણી માહરા આવવા વીશે તેમજ માહરા આવવાનાં કારણ વીશે જાણીતી હતી. ખરેખર હમો ચારે જનાં ખોલ્લા ગુંચવડામાં પડેલા દીશયાં, કે જે દુર કરવાનું માહરૂં કામ હતું એવું ધારી મેં વાતચીતની જુદીજુદી બાબદો દાખલ કીધી, પણ તેમાં હું થોડોજ ફાવી શકયો. ચાંદનની ચાહનું કપ એક નાંધલાં સ્ટેનડ ઉપર મુકેલું એમનું એમ પડી

રહ્યું હતું; અને માહા મેહેનતે તેણી તે હાલમાંબી બેસી શક્તી હતી તે બોલ્લું માલમ પડતું હતું. તેણીએ ઉપરાસાપરી આયા તરફ જોયાજ કીધું, અને ત્યાંથી જવાજ માંગતી હોય એવી દેખાઇ. એ સઘલાં છતાં કસી આંચકી વગર મેં વાતો ચલાવવી ચાલુજ રાખી; થોડા વખતમાં મોટાભઇ ઉઠ્યા, અને આગમચથી થએલી ગોઠવણ મુજબ કાંઇ કાગલ લખવાનુ બાહાનું દેખાડી, હમો ત્રણને ત્યાં બેસાડી ચાલી ગયા. હવે જેબી કાંઇ બન્યું અને બોલાયું તેના બારીક વર્ણનથી વાંચનારને ઠાકવવાની હું જરૂર જોતો નથી. માહરીથી બની શક્તી ધીરજ અને નરમીથી માહરી મુલાકાતનો સબબ મેં તેણીને જણાવ્યો, અને ધારવા કરતાં વધારે સેહેલાઇથી તેણીની ધાસ્તી હું સાંત પાડી શકયો. પેલી આયાએ મોટાભઇને જે હેવાલ કહ્યો હતો તે હવે, માહરા સવાલોના તેણીએ આપેલા જવાબોથી પુરતી રીતે ખરો પડયો. વલી તેણીની જોશમાં ધડકતી નાડીએબી, જે નાશવંત દૈત તેણીની આસપાસ ભમી રહ્યો હતો તેના ગરમ જેહેરી ફુંફારાની સાબેતી આપી હતી! તે ભોલી છોકરી પોતાનાં ભોલાપણામાં જે નાંધલી બાબદો મને જણાવતી હતી, અને જે, તેણી હવે દવાની અસરની તદન બાહેર ગઇછે, એવી વગર શકની ગવાહી મને પુરી પાડતી હતી, તે સાંભલતી વેલા મનેતો હસવાની અને બેદરકારી તેમજ ખુશ મીજાજનો દેખાવ કરવાની ફરજજ પડતી હતી. અગતજોગું સાંભલી લેઇ, મેં તેણીથી રખશુદ માગી, અને તેણીના તંદરોસ્ત દેખાવ બાબે મુબારકબાદી આપી,અને માહરી વધારે મેહેનતની કસીબી જરૂર રેહી નથી એવું કહી તે માટે માહરી ખુશાલી જાહેર કરી હું જુદો પડયો! પણ તેજ વખત તેણી માહરી ભણી અરધી ખાત્રીની અને અરધી શકની નજરે જોવા વીણાતો રેહીજ નહીં, જોકે તે દરદ બાબેની ધાસ્તીથી તેણીને છુટી કરવા માટે તેણીએ મોહડેથી માહરો ઉપકારતો માન્યો, અને તેમજ મોટાભાઇની ચીંતાબી દુર કરવાને મને અરજ કરવા વગરબી તેણી રહી નહીં. પાછલથી મને માલમ પડયું કે જેવો હું તે ઓરડામાંથી બાહેર પડયો તેવીજ તેણી બેધક રડી પડી હતી, અને બાકીનો તે આખો દીવશ તેણીએ ગમ અને અફ્સોસમાંજ પુરો કીધો હતો.

પણ મોટાભઇનેતો ખરેખરૂંજ કેહવાની મેં ફરજ વીચારી. માહરી સંપુર્ણ ખાત્રીજ થઇ કે તેવનની ખુબચેહેર ભત્રીજી હવે તેવનની નજર સામે ધીમે–ધીમે ઝુમાતીજ જશે, એટલે પછી પુરામાં પુરી હકીકતબી માહરે તેવનથી શું કામ છુપાવવી જોઇએ? 'ખોટી આશા ખુવારીનું મુળછે' એમ નક્કી માણી, ઘણો વખત આગમચથીજ એક દરદીનાં સગાંઓ અને મીત્રાનો ચેટાવાનો મેં તરીકો રાખ્યોછે કે તેમની ઉમેદ અને ઇંતેજારીનું તે મુળ આખરે કેવા નશીબાએ પુગનારછે, કે તેથી અંચીતી નીરાશીના ફટકાએ તેઓનું જીગર તુટી જાએ નહીં. મને પાછો મોટાભઇના ખાનગી ઓરડામાં લેઇ જવામાં આવ્યો કે જયાં મેં તેવનને માહરી સાથે બાહેર ચાલતા આવવાને તૈયારજ ઉભેલા જોયા. ટુકમાં, મેં તેવનને જણાવ્યું કે, જે મેં જોયું અને સાંભલ્યું હતું તે ઉપરથીતો, ચાંદનને ફેફસાંનાં ખઇના રોગની શરૂઆત થઇ ચુકી હતી એવાં વગર શકનાં ચીન્હો જણાતાં હતાં; અને મેં ભારે દલગીરી સાથે વધુ એમ કહ્યું કે જોકે દવા અને હવાની ફેરબદલીની અસરથી તેણી થોડો વખતતો નીભી શકશે, પણ આખરે આ જગતમાનો કોઇબી એલાજ તેણીને બચાવશેતો નહીંજ.

"અરે ખોદા! ઓ કીરતાર! આએ શું સાંભલુંચ હું?" એમ, માહરો પકડેલો હાત એકદમ છોડી દઇ, અને બાગના દરવાજાને અઢેલી પડી તેવન મુશકેલીથી બોલી શકયા. સાંત થવાની મેં તેવનને અરજતો કીધી. પણ પોતાના હાતો એકેક સાથ બીડેલા રાખી તેવન થોડોકવારતો સ્તબ્ધ થઇને ઉભાજ રહ્યા.

પણ પાછું તુરતજ કાંઇ આશાનું કીરણ તેવનને નજરે પડયું હોય તેમ તેવન બોલ્યા કે– "એક ઘણીજ અગતની બાબદતો તમુને કહેતાં હમે ભુલીજ ગીયાં, કે જેથી તમે કંઇ તદન

બીજાજ વીચાર પર આવશો—અરે! અજબ જેવુંછે કે હમે આટલોવાર તે ભુલીજ ગીયાં! ડાકટર તે વાત એછે કે ચાંદન ખાએચ ઘણું પેટ ભરીને—બલકે આપણે બધા ખાઇએ તેથી-બી વધારે, ને તેબી વલી પુરતો સ્વાદ લેઇને." પણ અફસોસ! જેમ હરદમ મને કરવું પડયું હતું તેમ આ વેળાબી અંચીતી ઉપજેલી આશાનો તે પ્યાલો તેવનના હોટો આગલથી ઝુટાવી લેઇને ભાંજી નાખવાની મને ફરજ પડી; કેમકે મેં તેવનને નક્કીપણે જણાવ્યું કે, જે મીશાલ દુરથી આવતા વાઘની ચેટવણી તેની આગલ આગલ ચાલતું પેલું કેલું પોતાના ભુકવાથી આપેછે, તેજ મીસાલ ખહીના આવી પુગવાની નીશાણી તે દરદીમાં અંચીતું ઉપ્રંત થએલું એઠીપણું આપેછે!

"હે ખોદા—માહરા ખોદા! માહરૂં શું થશે હવે? હું શું કરશ હવે?" એમ ઘેલા જેવા થઇ હવે તેવન નાસીપાસીથી પોતાના હાતો મસલતા બોલ્યા. પોતાની સમજ અને સાહુચેટી ઉપરથી તેવનનો કાબુ તદન જતો રહેલો દીશયો. "ત્યારે માહરો આએ ફરેસતો મરશેજ. અરે એ વીચારપરજ લ્યાનત! અરે, મનેબી મરવા દેઓ ત્યારે! તે વગર માહરેથી જીવી-શકાએજ નહીં હું જીવશજ નહીં! ડાકટર—ડાકટર, તમે તમારૂં બીજું બહારનું કામ બધું છોડી દેઓ ને માહરા બંગલામાં આવીને રેહો, તમારે રેહવુંજ જોઇએ! જો, આવીને રેહો, બધી માહરી દોલત હું તમારા પગ પાસે ફેંકશ! બસ બચાવો એને, એટલે તમો તેમજ તમારૂં આખું કુટુંબ ધન-દોલતમાંજ રમશે! બોલોની, હું એને લેઇને કેઠે પરદેશ જાંઉ? વેલાત જાંઉ, અમેરીકા જાંઉ, ઇટલી જાઉં, કયાં જાંઉ? અરે—અરે! જો એ ગેઇતો પછી હું શું કરશ?" હવે એવો ગભરાત દુર કરવાને, અને ચાંદન આગલ તેવન પાછા જાએ તે આગમચ જરા ધીરા અને સાવધ થવાને મેં તેવનને સમજાવ્યા. તે સાંભલતાંજ તેવન પાછા ચોંક્યા. "અરે એવી મશકેરી—એવો ફાર્સ ડાકટર કયાં સુધી નીભશે! આએ પ્યારી પણ નાબુદ થનારી છોકરીનાં મોહડાં સામે ફરીથી હું કેમ જોઇ શકસ! એ હવે માહરીતો નથીજ; એ હવે 'જમ'નીજછે, 'જમ' નીજ!"

મેં જોયું કે હવે વધારે સમજાવત અને કાકલુદી ફકટ નકામીજ નહીં, પણ નુકસાનકારક હતી, કેમકે તેથીતો મોટાભઇ ઓર વધારે ઉશકેરાતા હતા. થોડા વખતમાં મને પાછો લેઇ જનારી ગાડી આવી લાગી, અને જુદા પડતી વેલા જોશમાં માહરો હાત હીલવી તેવને માહરી કબુલાત લીધી કે બીજેજ દીવશે પેલા તબીબને સાથે લેઇ ચાંદનને જોવા માટે માહરે આવવું. મેં તે કબુલાતતો પાલી, પણ માહરો ધંધાદારી ભાઇબંધતો હજી પુનેજ હોવાથી માહરી જોડે આવી શકયો નહીં. ચાંદન સાથની માહરી બીજીવારની વાતચીત ઘણી જાણવાજોગ પણ દુ:ખદ હતી. અમો બન્ને એખલાંજ હતાં. તેણી સઘલો વખત રડતીજ ગઇ, અને કલકતામાં તેણીનાં કાકાને જે અંચીતા સવાલો પોતાની હાલત બાએના તેણીએ પુછયા હતા તે વીશે મને જાણીતો કીધો. પોતાના જીવવાની કાંઇજ આશા ન હતી એવું મને તેણીએ ખાત્રીથી જણાવ્યું. વલી તેણીના કાકાબી એવુંજ વીચારતા હતા તે તેણી બરાબર સમજતી હતી, અને તે બાએની ચીંતાથી તેવનનો દેખાવ કેવો ફેરવાઇ ગયો હતો તે વીશે બોલવા જતાં તેણી સંતાપ સાથે રડી પડી હતી. તેણી બોલી કે કેટલાક મહીના થયા તેણીને એવી આગમચેટી લાગ્યાજ કરતી હતી કે તેણીના દાહડા હવે ગણાઇ ચુક્યા હતા, પણ તે વીશે અત્યારશુધી તેણીએ કોઇને જણાવ્યું ન હતું. તેણી બોલી કે જાણે તેણીનાં દીલમાં ખાલી-ખાલી હોય એવું કાંઇ લાગતું હતું, જાણે કોઇ ચીજની ખુટ પડી હોય અથવા કાંઇ અખુદરતી પોકલપણું નીપજયું હોય એવું તેણીને સમજાતું હતું; વલી ડાબી બોરદુએ છેક ઉંડાનથી ચાલુ દુખારો થતો હતો, અને વારેઘડી થુકીને રાહત મેલવવાનું તેણીનુ મન થતું હતું, કે જે થુકમાં, અફસોસ—અફસોસ! ઘણી વેળા તેણીએ લોહીની છારી બંધાયલી જોઇ હતી.

"તમે શું ધારોચ, ડાકટર, હું કેટલો વખત વધારે જીવી શકસ?" તેણી એ નરમ અવાજે પુછયું.

"અરરર, ચાંદનબાઇ," હું બોલ્યો, "ખોદાને ખાતર એવા નકામાં સવાલો મને પુછો નાં. તમે પોતેજતો તમારી સારી સમજથી ખ્યાલ કરો કે એનો હું શું જવાબ આપી શકું?" એ સાંભલી તેણી ઘણી ફીકી પડી, અને કપાલ ઉપર ફુટેલો પરસેવો રોમાલ વડે સાફ કરતી થઇ.

"પણ મને ઘણું દુઃખ ખમવું પડે એમતો નથી?" વલી પાછું બેહદ ધાસ્તી સાથે તેણીએ મને પુછયું.

મેં એટલોજ જવાબ આપ્યો કે—"હું નહીં ધારતો." અને વલી એમબી મેં તેણીને સમજાવી કે તરતની-તરત ધાસ્તી રાખવાનુંબી કાંઇ કારણ નથી, અને હવાની ફેરબદલી, તેમજ સરસ દવાઓથી તેણીને ફાયદો થવાની પુરતી આશા-છે, ઇત્યાદી પણ તે બાપડીએ નીરાસીથી પોતાનું માથું ધુણાવ્યું, અને તેણીનું આખું શરીર જોશમાં ધુજતું દેખાયું.

"ગરીબ બીચારા માહરા કાકા! ગરીબ બીચારો માહરો માન—!" એટલું બોલતાં તેણી લટડી અને બેસુધ થતી માહરા હાતમાં પડી. તેણીનો બેશુધ પરીરૂપી આકાર માહરા હાતમાં પકડી, બારણાં તરફ જઇ મેં માણસોને બોલાવ્યાં, એટલે તુરતજ તેણીની આયા અને મોટાભઇ ત્યાં દોડી આવ્યાં. મોટાભઇના ફાટેલા ડોલા અને તેવનનું બેહદ ગોધ્યારૂં વધતું જતું જોઇ મને તેવણના ચેનચાળા એક ઘેલાના જેવા લાગ્યા. અતીઘણી મુશકેલીથી હું તેવનને ઓરડાની બાહેર ઘસડી લેઇ જઇ, અને ચાંદન હુશીયારીમાં આવે ત્યાં શુધી બાહેરના બાહેર રાખી શકયો.

"અરે, ભાઇ," તેવન એક ખુરશી ઉપર ટપકાઇ બેસતા ધાડે અવાજે બોલ્યા, "મોહોતના કરતાંબી એ વધારે બુરૂં છે! ખોદા મને તેમજ એને બેઉને તેડી લે, ને આએ કંગાલીઅતનો છેડો લાવે!"

તેવું કાંઇ નહી બકવાને હવે ઘણા સખત અવાજે મેં તેવનને કહ્યું, અને તેવું બોલવું કેવું બેહુદું અને અધર્મી હતું તેબી મેં તેવનને જણાવ્યું.

"કપાલ તમારૂં!" તેવન હવે કુદકો મારી ઉઠતા અને જોરથી પોતાનો પગ જમીનપર અફાડતા બુમ પાડી બોલ્યા, "એવી શીખામણની બકબક કરવામાં તમારૂં શું વળ્યું! શું હું માહરાં પ્યારાં બચ્ચાંને ધીમે-ધીમે મરતું—ખરેખરજ મરતું—જોઉં માહરી આંખો સામેજ, ને તોબી હું ધીરો ને સાંત રેહું? ડાકટર, એવી ચાલનીતો મેં તમારેથી આશા રાખતીજ નહી." એમ બોલી તેવન રડવા લાગ્યા. "અરે, હું ઘેલો થવશ!—માહરૂં મગજ ખીસી જશે!" તે બાપડા દયકાં ખાતા બોલ્યા, અને પાછા એક કોચ ઉપર ટપકાઇ પડ્યા. જે જોસ્સાઓ તેવનનાં આખાં શરીરમાં ઉપસી અને ઉછલી આવ્યા હતા તે દાબવાની જે મજબુત કોશેશ તેવને કીધી તે ઉપરથીતો મને એવીજ ધાસ્તી ઉપજી કે યાતો તેવનને કાંઇ ચમક જેવું થઇ આવશે કે યાતો પવનની ઝુમમાં પડી જશે. પણ સારાં ભાયગે તેવું કસું બન્યું નહી. તેવનનો જોશ ધીમે ધીમે નરમ પડયો. મોટાભાઇ અસલથીજ ઉસકેરાઇ અથવા હેબતી જાએ એવા મીજાજનાં હતા, કે જે તેવનથી કદીબી દાબી શકાતો ન હતો; અને તેથી, હમણાંતો, પોતાના બેહદ પ્યાર અને મગરૂરીનું મુળજ સદાકાલ નાબુદ બનશે એવો વીચાર આવતાંજ તેવનની બેફામીની હદ રહી ન હતી. હું પાછો ફરૂં ત્યાં સુધી જ્યાં તેવન હતા ત્યાંજ બેસી રેહવાને તેવનને જેમતેમ સમજાવી હું ચાંદનવાલા ઓરડામાં ગયો. મેં તેણીને સેજ દુર કીધેલા પોશાકમાં બીછાણાં પર શુતેલી જોઇ તેણીનાં શુંદર કાલા બાલોની લાંબી તેણીના બરફ સરખાં સફેદ મનહર ચેહેરાને સેજસાજ ધાંકતી, તેણીની ગરદન અને ખભાં ઉપર વીખરાઇને પડેલી હતી. તેણીનો એક હાત આંખો ઉપર પડેલો હતો, અને બીજા હાતમાં તેણીએ એક લાકેટ પકડી રાખી હતી કે જે હું ધારૂં છે કે માનકનીજ સબી ધરાવતી હોવી જોઇએ. તેણીની આયાઓ અને બીજાં માણસો સઘલી અગતની તેણીની માવજત કરતાં ત્યાં ફરતાં હતાં; પણ હું પોતે, એક તબીબ છતાંબી, તે દરદનો કસો એલાજ કરવાથી અશકતછું એવો, વીચાર આવતાંજ મને ભારે દુઃખ ઉપજવા વીણા રહ્યું નહીં.

એ બાદ બે દીવશે હું, મોટાભઇનાં આગલા તબીબને સાથે લેઇને 'ચાંદન બાગ'માં ગયો, કેમકે તેવન તરફથી મલેલી એક ચીઠીમાં એવું લખેલું હતું કે ગભરાતમાં નાખનારા છેલ્લા બનાવ પછે ચાંદનની તબીએત વધારે બગડી હતી. અને તેણીને જારી તાવ આવવા માંડી હતી. હમેબી જઇને તેમજ સઘલું જોયું. અને તે સાથે ખહીના ચીન્હોબી, અકસ્માતીક માંદગીના તે ધુમસમાંથી, પોતાનાં બુરાં કીરણો ભયંકર ખોલાસાથી ફેંકતા જણાવ્યાં! માહરા ભાઇબંધ પારસી તબીએબી મેં આપેલા વીચારને એક મલતો પોતાનો વીચાર મોટાભાઇને જણાવ્યો, અને બીજું એટલું કહ્યું કે ખહીનો એક વધારે બુરો આકાર જે 'દોડતા ખહી'ને નામે જણાયલોછે, તેના હુમલામાંથી ચાંદનને ઘડીભર બચાવાનો જો કંઇબી ઉપાય રહ્યો હોએતો તે અવારનવાર હવા ફેરબદલ કરવાનો હતો. પણ વલી તેજ વખત હમે તેવનને એટલુંતો ખોલ્લુ જણાવ્યું કે એવી હવાની ફેરબદલીથીબી જો કંઇ ફેરફાર થાએતો તે એટલોજ કે જે માઠો અંત ચાંદનને નસીબે ચોંહટેલો હતો તે અંત આવી પુગતાં થોડીક ધીલ થાએ. બાપડા મોટાભઇએ એ સઘલું ઉદાશી અને નીરાશીની ચુપકીદી જાલવી સાંભલ્યા કીધું, અને હમારી સહલ્લા મુજબ અમલ કરવાના વીચારથી પેહેલ્લી મુસાફરી ઉદવાડા તરફ કરવાનો તેવને ઠેડાવ કીધો.

પણ હવે વાંચનાર સવાલ કરશે કે ચાંદનમાં બરપા થએલા આ નાશવંત રોગથી જે ધણીને સઉથી પેહેલ્લો અને સઉથી ભારી ફટકો લાગવો જોઇએ તે ધણીને વીશે માહરે હવે શું બોલવાનું રહ્યુંછે? ચાંદનનો આશક કયાં હતો? પેલો સોહામણો—પેલો ચાલાક માનક કયાં હતો? અત્યાર શુધી મેં તેને વીશે કસોબી એસારો કરવાનું માંડી વાલ્યું હતું કેમકે તેનાં દુખ અને સંતાપની બરાબરી માહરાં વર્ણનથી થઇ શકે એમ નથી. પેહેલ વેહલ્લા પ્યારમાં જે જોશ ઉપજે તે સઘલા જોશ સાથે માનક પોતાની ચાંદનને ચાહતો હતો, અને તેથી હવે આએ બનાવને લીધે કેવો જખમ તેનાં જીગરને લાગવો જોઇએ તેનો ખ્યાલ વાંચનારે પોતેજ કરવો ઘટારતછે.

હમણાંતો, મોટભાઇ, પોતાના કુટુંબ સાથે ઉદવાડા ખાતે ઉપડી ગયા તે અગાઉ માનકશાને લગતો જે એક બનાવ બન્યો તેનીજ નોંધ લેઇ હું સંતોશ પામુંછું. એક રાતના બાર વાગ્યા હતા, અને તે વખતે હું માહરાં બીછાણાં પર પોઢવા જતો હતો તેવામાં બાહેર આવી ઉભેલી એક ગાડીના ખખડાતથી હું ચોંકીને ઉભો થયો બારનુ ઘણું જોશમાં અફડાવાથી માહરો ચાકર તે તરફ ખબર કાહડવા દોડી ગયો.

"ડાકટર હએ ઘરમે?" એક મુસલમીન કોચમેન માહરા ચાકરને પુછયું; અને તેને હાનો જવાબ મલતાંજ એક જવાન ધ્રસ્ત ગાડી માહેથી કુદી પડી જે ઓરડામાં હું તેની વાટ જોતો બેઠો હતો ત્યાં ધસી આવ્યો. એ જવાન આપણો માનકશા હતો. તે પોતાનાં કાંઇ વેપારી કામકાજને અર્થે બાહેરગામ ગએલો હતો, અને મને મલવા આવ્યો તેની ફકટ ચેઆરજ દીવશ આગમચની તેને ચાંદનની ધાસ્તી ભરેલી ભરેલી હાલત બાબેની ખબર મલી હતી. તે તુરતનોજ મુસાફરીથી આવેલો હતો. તેનો પોશાક બેદરકારીથી પેહેડાએલો, તેનો ચેહેરો ફીક્કો, તેની આંખો બેસી ગએલી, તેના બાલો વીખરાયલા, તેનો આવાજ ધાડો બનેલો, અને તેનું બોલવું ઉતાવલું બનેલું હતુ. ચાંદનની હાલત બાબેના જે સમાચાર તેને તેનાં સગાંઓ તરફનાં છેલ્લાં કાગલમાં મલ્યા હતા તે સઘલા ખરાજછે કે નહીં, અને તેણીની બચવાની કાંઇબી આશાછે કે નહીં તે મને પુછીને નક્કીપણે વાકેફ થવા તે માહરી પાસે હમણાં આવ્યો હતો.

"ખોદા—માહરા ખોદા!" તેની થાકેલી અને ઉસકેરાએથી હાલત જોઇ મેં તેને આપેલું વાઇનનું એક ગલાસ પીઇ રેહતાંજ તે બોલ્યો, "એની કંઇજ આશા નથી ડાકટર?" એનો કશોબી સીધો જવાબ ઉડાવાની મેં કોશેશ કીધી અને તેમ કરવા માટે મોટાભાઇએ કરવા ધારેલી મુસાફરી તરફ મેં તેનું ધયાણ ખેંચ્યું, એવી મુસાફરીથી, જેમ બીજાંઓને ફાયદો થાએછે

તેમ ચાંદનનેબી ફાયદો થવાના સંભવો મેં તેને જણાવ્યા; સારાં ગામોની સ્વછ હવા દમમાં લીધાથી તેણીને અલબતાં કાંઇ ફાએદોતો થવોજ જોઇએ એવું ટાહેલુ મેં ચલાવ્યું, અને ટુકમાં, એવા બારીક સવાલોના જવાબ દેતાં તબીબોને ઘણી વેલા જે મન મનાવાનું જુઠુ-સાચું બબડવું પડેછે તે હું બબડી ગયો. માનકે તે સઘલું ચુપચુપ સાભલયુ, અને માહરી ભણી ફેરવાએલી તેની આંખો ફકટ ખાલી જગા તરફજ ટીકતી હોએ એવો દેખાવ આપી રહી. એ તેનું પુર્ણ કંગાલીયતપણું જોઇ માહરાં ભીતરમાં બહુ લાગ્યું, અને તોબી, શું દીલાશો હું તેને આપી શકવાનો હતો ? થોડાક ઉંડા નીસાસા નાખીને તે આખરે બોલ્યો, 'હું સમજુંચ કે એ શું છે. એનાં અને માહરાં, બેઉનાં કીસમતમાં એવુંજ હશે ! અરે ખોદા ! મેં ચાંદનને કદીબી જોઇ કે ઓલખી નહી હતેતો કેવું ઠીક ! શું હવે થશે હમારૂં !" તો હવે જવાને માટે ઉઠયો, "ડાકટર આવે મોડે વખતે તમુને મેહેનત આપી તે માટે મને માફ કરજો , પણુ હું શું કરૂં, મને ચેનજ નહી પડયું એટલે ? સહવારમાંજ હું જવશ હવે 'ચાંદનબાગ' માં." એટલું બોલી તેને માહરી સાથે શેકહાંડ કીધી, અને બેત્રણ ઘડીમાંતો તેની ગાડી ધસારાબંધ ચાલી ગઇ.

ખચીત એ માનકનાં, અથવા તેનાજ જેવી હાલતના બીજાઓ, કે જેઓ પોતાનાં જીગરમાં કંઇબી લાગણી ધરાવતા હોએ, તેઓનાં મનની હાલતનાં કરતાં વધારે ભયંકર હાલત તે કોણુની હશે તેનો મને વીચાર આવી શકતો નથી. જેણીની ઉપર એક માણુસ જીગરથી ફીદા થએલો હોએ અને જેણીને તે પોતાના સઉથી પેહેલ્લા, સઉથી પવીત્ર, અને સઉથી ઉત્તમ પ્યાર સાથે ગોયા પુંજી રેહતો હોય, તેણીનાંજ મોહતનો નક્કી થએલો પેગામ જાણવો ! ખરેખર, આંખને રાહત અને થંડક આપનારા એક ખુબસુરત ખુશનુમા આકારને, માણુવી જાતના સદાના દુશમન, મોહોતની નીર્દય ચુંગાલથી સદાની નીસ્તીમાં નાબુદ થતો જોતાં એક માણુસ જુહરી-જુહરીને કરમાઇ જાએ તેમાં નવાઇ નહી. અને જે માણુસનો જીવ એવા એક ફટકાથી જમીનદોસ્ત નહી થઇ જાએ તે બુરો અને નકામોછે—તે માણુસ માણુસજાત પર એક કલંક જેવોછે. એક અબલા જેવી રીતે ચહવાવી જોઇએ તેવી રીતે તે તેણીને કદીબી ચાહી શકે નહી. પણ એ બાબદને લગતી માહરી લાગણીઓ જાહેર કરવાને હું એટલો જોશમાં શું કામ આવુંછું ? કારણકે, માહરા ધંધાદારી સંબંધોમાં ઘણીવેલા મેં એવા સખસોને બોલતા સાંભલ્યાછે કે જેઓ મેં ઉપર જણાવેલા વીચારોથી ઉલટાજ વીચારો જણાવતા હતા, અને તેવું તેઓનું બોલેલું સાંભલતાંજ માહરો જીવ સુગાતો અને કમકમતો હતો. અરે આ દુનીયાં એવી નીચ ને કનીષ્ટ તે કેમ થઇ હશે ! કે એક જાતની એવી એક **ફીલસુફી** હમણાં આપણાંમાં પેવસ થતી જાએછે, અને તેને મુરખ જવાનીયાઓ, અને ઉજડ મગજ તેમજ પોકલ હૈડાંવાલા માણુસોથી ઉતેજન મલેછે, કે આ જીંદગીના બાગમાંથી 'દીલસોજી' અને 'પ્યાર' નામનાં જે બે સર્વોતમ અને શુંદર ફુલોને ઉખેડીને નાબુદ કરી દેવાં એ **ફીલસુફી** માહરા કોઇ વાંચનારને, મેં વર્ણુવેલા આ સંતાપોની ઠેકડી કરવાનેબી કદાચ લલચાવશે; પણુ ઓ વાંચનાર ! એવી એ ફીલસુફીના કીડાને તું જરાબી ફાવવા દેતો નાં, પણુ તુરતજ તેને પગ હેઠલ દાબી દેજે, કેમકે જોકે તે નાંધલોછે તોપણુ તે ઘણો જેહેરીછે.

મોટાભઇની અરજ ઉપરથી માનકશાએબી તેઓની સાથે ઉદવાડે જવાને કબુલ્યું, અને એ મુજબ જોડાઇ તેઓ બેત્રણુ દીવશોમાંતો ત્યાંના એક ખુશ મકાનમાં જઇ વસ્યાં. ત્યાંની ઉત્તમ આબો હવાએ તેઓની આશાને થોડો વખતતો વધારવામાં અને ઉશ્કેરવામાં મદદ કીધી; કે જે આશા, ખદીના તે દરદીને પોતાનેબી થોડો વખત ખુશાલીની રોશનીથી ખુશ કરેછે, અને સાજા થવાનાં સઘલાં ચીન્હો દેખાડી-દેખાડીને તેને લલચાવી, આખરે અંચીતાં મોહતને કાંથેજ તેને ઘસડી લાવી ધ્રુજતો મુકેછે ! તેઓએ ત્યાં ત્રણુ ચેઆર મહીના ગુજાર્યા; પણ આખરે તેઓને લાગ્યું કે હવે ચાંદન ડુબતી જતી હતી,

અને તેબી વલી ભયંકર રીતે વધેલી જહડફથી. જાહુકની ઇંતેજારીથી તેણીની સંભાલ લેતાં મોટાભઇની તબીએત અતીશય બગડી ગઇ હતી અને માનક પોતેબી ઘણી વેળા સખત બીમારીના કબજામાં આવી પડયો હતો. જે વાહલો જાન તેનો હવે કદીબી થઇ શકે એવો નહી રહ્યો હતો, તે તરફનો તેનો પ્યાર, જેમ–જેમ તે નીરાશ થતો ગયો તેમ–તેમ દશ હજાર ઘણો વધતોબી ગયો! અને હમેશજ શું એવું બનતું નથી?

હવે પોતાના દાહડાની આંકણી ગણાઇ ચુકીછે એવું સમજી ચાંદને પોતાના કાકાને મુંબઇમાંજ પાછા જવાને આગ્રહ કરી જણાવ્યું. તેણી બોલી કે તેણીની મરજી 'ચાંદન બાગ'નો રળીઆમણો દેખાવ પાછો જોઇ ત્યાંજ મરવાની હતી કે તેથી જે બુલંદ મકાનમાં તેણીના માતપીતા હક થયાં હતાં ત્યાંજ પોતાનો છેલ્લો દમબી ખેંચવાને તેણીને બની આવે! ગુપચુપ, ફાટી જતાં જીગર સાથે બાપડા મોટાભાઇએ એ સઘલું સાંભલ્યું. તેણીની અરજ નામંજુર રાખવાને તેવને કંઇબી કારણ જોયું નહીં; અને તેથી થોડા વખતમાં એ કમબખ્ત કુટુંબ પાછું 'ચાંદન બાગ' માં આવી વસ્યું.

એક ખુશનુમાં કમલ ફુલને, ગઇ રાતનાં થએલાં એક અચીંતાં તુફાનની અસરથી, પોતાની લાંબી ડાંખલી ઉપરની દબદબા ભરેલી હાલતથી ભાગી પડેલું મેં જોયું હતું. સહવારનાં હું માહરા એક બાગમાં ફરવા નીકલ્યો ત્યારે મેં ત્યાં તે જોયું; અફસોસ! અફસોસ! જે કયારામાં થોડોજ વખત આગમચ તે પોતાનો મીઠો દેખાવ આપી રહ્યું હતું, ત્યાંજ પોતાની સઘલી મગરૂરીથી દુર થઇ તે બીચારૂં ફીક્કું બની લંબાઇ પડયું હતું! અને જ્યારે, મોટાભઇ મુંબઇ આવી વસ્યા બાદ હું પેહેલ વેહેલો ચાંદનને જોવા ગયો ત્યારે એ નાંધલા બનાવની યાદગારી પાછી માહરાં મનમાં મજબુતીથી ઠસવા વગર રહી શકી નહી. તે બંગલાનાં જે બોહોલાં દીવાનખાનામાં મેં તેણીને એકવાર આગલ જોઇ હતી ત્યાંજ તેણી આજેબી એક સગવડ ભર્યા કોચ ઉપર લેટેલી હતી. સાંત પગલે હું તેણીની પાસે ગયો, કેમ કે આસપાસનાઓના એશારા ઉપરથી હું સમજ્યો ચાંદન.ઊંઘાયલી હતી. માહરા સ્વાશ લેવાના સાદેબી રખેને તેણી જાગી ઉઠે તેની ધાસ્તી રાખતો, ગુપચુપ, આ કમનસીબ ખુબસુરતી ઉપર હું ટીકતો ઉભોજ રહ્યો. નીખાઇ–નીખાઇને તેણી માત્ર એક ઓલા જેવી બની ગઇ હતી.— અને એક આકાશી આકારજ એટલી બધી નાજુકઇ અને પારદર્શકપણું ધરાવી શકે એવો વીચાર આવ્યા વગર રેહતો હતો નહી. સાદી મસલીનનું એક વાસકુટજ તેણીએ બાહેરનાં પેહેરણ તરીકે પેહેડયું હતું, અને સુવાના ઓરડામાંથી તેણીને બાહેર લાવતાં જે લાલ શાલ તેણીને ઓઢાડવામાં આવી હતી તેજ સાલ હમણાં તેણીનાં શરીર નીચે પંથરાએલી હતી. જે સફેદ રેસમી મોજા હેઠલ તેણીનાં પગો ઘંકાએલા હતા તેજ દેખાડતાં હતાં કે તેણીનાં સાંધાં તેમનાં ખુદરતી કદથી કેટલા ઉતરી ગયા હતા. ખરેખરાતો જાણે તે પગો એક પુટલાંના કોતરાએલા હોએ એવાજ લાગતા હતા, અને ચાંદનનું હમણાનુ સુકાઇ ગયલું બદનબી ઉંચકવાને અશક્ત દેખાતા હતા. એમની એમ જોતાં, કોઇ કારીગરને હાતે કોતરાએલું, એક ખુબસુરતીના સુતેલા દેખાવવાલું પુટલુંજ, તેણી હોએ એવી માલમ પડતી હતી. તેણીના હાતોનેબી પગોનું વર્ણનજ લાગુ પડે; અને એક પાતલી કસતીથી વીટલાએલી નાજુક, બળકે નબલી, તેણીની કમરે અગ્યારથી બાર વર્ષની વયની એક બાલકીનેજ લાયકનો આકાર પકડયો હતો, અને નહીકે એક વયે પુગેલી ઓરતને છાજતો. પણ સઉથી મુખ્ય તો તેણીનો ચેહેરો હતો, તેણીનો ઘટમદાર મુખડો હતો, જે હમણા લેવાએલો, ફીક્કો બનેલો, અને મોહોતના પરસેવાથી ભીણો થએલો હતો, અને તે સાથે તેણીના કાજળ સરખા કાળા તે બાલો હતા કે જે હમણાં બેદરકારીથી બંધાએલા હોવાથી ખુબસુરત જુલફોમાં બરફ સરખાં સફેદ તેણીનાં કપાલ અને ગરદન ઉપર વીખરાયલા હતા;—એ સઘલી ચીજો હતી કે જે એક નાશ પામેલાં સ્વરૂપના કડવામાં–કડવા અને છાતી ફાડતા વીચારો જોનારના મનમાં

ઉપજાવતી હતી. તદનજ સ્થીર, એક પુટલાંની મીસાલ, તે શુંદર આકાર પડી રહ્યો હતો. તેણી-નો દમબી એટલો અંદીઠ ખેંચાતો હતો કે ગો-લાબની એક પાંડદીબી હીલવા વીણા તેણીના હોટો ઉપર પડી રેહ. તેણીનાં માથાં પાસેજ એક ખુરશી ઉપર મોટાભઇ બેઠેલા હતા, અને તેવન એક સફેદ રૂમાલ વડે, પોતાની દીકરી સમાન ભત્રીજીનાં ફીક્કાં કપાલ ઉપર જાહુક ફુટતા પરસેવાનાં ટીપાં નુછ્યા કરતા હતા. જે તેવ-નના બાલો મેં તેવનના ઉદવાડે જવા આગમચ ભ્રમર સરખા કાળા જોએલા તે બાળોએ હમણાં ગમખારીની ભારી અસરથી ભુરો રંગ પકડેલો જોઇ મને ભારે દુખ ઉપજયું. તેવનના સુક્કા સોહરાયલા ચેહેરા ઉપર તરતનાંજ નુછી નખાયલાં આંશુના ચીન્હો જણાતાં હતાં.

અને હમણાં પેલો આશક કયાં હતો? હમ-ણાં માનકશા કેમ નથી? એવો સવાલ વલી માહરા વાંચનાર પુછશે. તે બીચારો ભેજાંની તાવ લેઇને ઉદવાડેથીજ આવેલો તેનાં પોતાના ઘેરમાં લવતો-બકતો પડેલો હતો. ચાંદનને એ બીનાથી, તેણી 'ચાંદન બાગ'માં આવી વસી ત્યારપછીજ જાણીતી કીધી હતી; અને જેઓએ તેણીને તે જણાવ્યું હતું તેઓ એવું કામ ફરીથી તો કદીબી માથે લેશે નહી.!

થોડો વખત, જે હમોએ સંપુર્ણ ચુપકીદીમાં ગુજાર્યો, તે ગયા પછે ચાંદને ધીમેથી પોતાની આંખો ઊઘાડી, અને મને પોતાની સામે બેસ-વાની ઇસારત કરી, આવકારના થોડાક નહી સં-ભલાએ એવા બોલો બબડી, નાડીની તપાસને માટે પોતાનો હાત માહરા હાતમાં આપ્યો.

"ડાકટર," હવે સેજ મોહટે અવાજે તેણીએ પુછ્યું, "તમે મને છેલ્લી જોઇ તેના કરતાં હું હમણાં ઘણીજ બદલાઇ ગયલી છેઊં?"

"ખરેખર, તમુને એટલાં નબલાં ને લેવાએલાં જોઇને હું ઘણોજ દલગીરછું," મેં ઉત્તર વાળ્યો.

"ને માહરા કાકા,એવનબી ઘણા બીમાર લા-ગેચકે?" આ ગરીબ છોકરીએ, દલગીરી ભરી મમતાની આંખે તેવનને જોતાં પુછ્યું. તેણીએ પોતાનો હાત, જાણે તે તેવનની ગરદને વીટાલવા માંગતી હોએ તેમ લંબાવ્યો, અને તેવન તે પકડી લેઇ એટલાતો જોશથી પોતાની આંખોમાં દાબવા અને વલી ચુમવા લાગ્યા કે તેણીથી રડવા વીણા રેહવાયું નહી. "તમારી એ માયાજ મને મારેચ અરે! એમ નાં કરો—નાં કરો!" તેણી બોલી. મોટાભઇનું હૈડું એટલું ભરાઇ આવ્યું કે તેવન એકદમ ઉઠયા અને ઓરડામાંથી બાહેર ગયા. એ પછી મેં તેણીની હાલતને લગતી બારીક પુછપરછ કીધી. કાંડી આગલની તેણીની નાડતો ધડકતી મને મુશકેલે માલમ પડી, જોકે ત્યાંની ચામડીતો એટલી પારદર્શક થઇ ગઇ હતી કે બલુ નેસોતો શું, પણ જાણે ઘોરી નેસો વટીક તેની નીચેથી આડી અવલી ફરી વલેલી દેખાએ.

* * * * * * * * *

સઘલી મુલાકાતો જે મેં 'ચાંદન બાગ'માં આપી હતી તેમનાં બયાનો આપવાની જેમ માહરી પાસે જગા નથી તેમજ માહરી લાગણી-ઓબી મને રજા આપતી નથી. ચાંદન ઘણીજ જહડફથી દુબતી ગઇ. પણ સાજા થવાના તે ઠગારાં ચીન્હો જે હમેશાં ખફીનાં દરદીઓને તેમજ તેમના મીતરોને અંચીતાં વ્યર્થ આશાઓ-થી ભરપુર કરેછે, તે એ અબળામાંબી દેખાયા વગર રહ્યાં નહી. અરે, એવી જુઠી આશાઓને તેઓ કેવાં વલગતાં હતાં! તેમ નહી વલગવાને તેમને સમજાવવું કેટલું મુશકેલ થઇ પડતું હતુ! અને તોબી આશા વીરૂધ આશા રાખવાનેબી તેઓ કેવી નીરાશીભરી હટીલાઇ જાલવી રાખ-તાં હતાં! ખાસ કરીને એક સાંજ મને યાદછે કે જ્યારે, કશુંબી કારણ સમજ પડ્યા વગર, તેણીની ભાગી પડેલી મનશક્તી એવીતો ચોકશ રીતે સમરી ગઇ હતી, તેણીની આંખોએ ભરેલી થઇને એટલોતો ચમકાત ધારણ કીધો હતો, તેણીના ગાળો ઉપર એવોતો હીંગલાઇ રતાશ ફરી વલ્યો હતો, તેણીનો આવાજ આગલનાજ જેવો એવોતો નરમ અને મધુર બન્યો હતો, અને તેણી એવા જોશથી ખીલી રહી હતી, કે હું પોતેબી ઘડીભર દંગ થઇ ગયો; અને બીચારા મોટાભઇતો તે જોઇ એટલા ઉશકેરાઇ ગયા કે તેવન ગાડી આગલ મને મુકવા આવતાં ખુશાલી

સાથે બોલી ઉઠયા—"જોયો ડાકટર, એક ચમતકાર— એક ચમતકાર! એ મોહોતમાંથી છુટીચ! આહા—આહા! એ માહરી વાહલીએ તમુનેબી કેવા ઠગી દીધા!"

* * * * * * * * *

એ પછે આસરે એક અઠવાડયું રહીને હું બેઠો હતો તેણીની આગલ ત્યારે તેણી બોલી—"ડાકટર, તમુનેતો આએ વાયોલીન વજાડે તે ગમતીજ હશે; ને આએ એરચ જરા હમણા વજાડે તો તે સાંભલવાને તમે વાંધોતો લેશોજ નહી હું ધારૂંચ." (એરચ તેણીનો એક દુરનો જવાન સગો હતો કે જેને મેં આજે પેહેલવેહેલ્લોજ જોયો હતો) "મને હમણાં એ સાંભલવા ઘણીજ ગમેચ, ને એજ ચીજ હવે મને ખુશી આપનારી બાકી રેહીચ. એરચ વજાડેચબી ઘણી સરસ, વાસ્તે ભઇ જરા જઇને ગેઇ રાતે વજાડી તેજ રાહો વગાડશો?" એરચબી હવે આશુંભરી આંખે ઉઠયો, અને વાયોલીન ઉપર પોતાની કમાન ચલાવી. તેને ખરેખર ઘણું સરસ વગાડયું. ચાંદન એક ઉઘાડી રાખેલી બારી તરફ મોહડું કરીને કોચ પર સુતેલીજ હતી કે જેમાંથી ગુરૂબ થતા આફ્તાબની નરમ રાતી રોશણી અંદર દાખલ થઇ તેણીનાં સુકાએલા ફીક્કા ચેહેરા ઉપર સેજસાજ રમી રેહતી હતી. એરચે ગમભર્યાં ગાયનોની કેટલીક રાહો એવીતો સરસ વગાડી કે તેની અસરનું કંઇજ બયાન હું કરી શકતો નથી. અને વલી ખસુસ કરીને હાલના આએ બનાવે, વખતે, જગાએ, અને જે મરતા ફરેસ્તાનો એક હાત માહરા હાતમાં પકડી હું બેઠો હતો તેના દેખાવે તે વાજીંત્રના શરોદને નહી વર્ણવાએ તેવા અસરકારક બનાવી દીધા. તે કોમળ દોરીમાંથી છુટી બાહેર પડતાં ચહડ—ઉતરનાં ગમભર્યાં સુરોએ, માહરાં છેક ભીતરમાં પેસી મને એટલો તો નબલો બનાવી દીધો કે માહરી આંખોમાંથી આંશું ધસારાબંધ નીકલી પડ્યાં. હું તદન બેઅખત્યાર બની ગયો. અરે તે દુઃખદ—તે છાતી ફાડતુ—વાજીંત્ર! હું તેને કદીબી ભુલી શકીશ નહી. જ્યારેબી વાત નીકલેછે ત્યારે, મોટાભઇની ચાંદનનો તે વેળાનો આકાર, આજની ઘડી સુધીબી, માહરી આંખો સામે આવી રમતો ફરેછે. કોઇનેબી હાતે તે રાગો વગડાએલા હવે માહરેથી સંભલાતા નથી—જોકે એજ એરચને હાતે એકવાર ફરીથી તે સાંભલીનેતો હું રડીજ પડયો હતો. પણ હવે ચાલુ બાબદ ઉપર પાછો આવું છું. માહરાં આંશુંતો ખોલાસાથી વેહેતાંજ ગયાં; અને એરચના ઢાંકેલાં પાંપણ હેઠલબી એ નીર્મલ પ્રવાહીનાં બીલોરી ટીપાં ચમકતાં મને દીસ્યાં. "એ સાંભલતાંજ છાતી ફાટેચ, નહી ડાકટર?" એમ તેણી ધીમેથી બોલી. હું કશોબી જવાબ આપી શકયો નહી. તે ઘડી મને લાગ્યું કે તેણીને બચાવા હું માહરી જીંદગીનોબી ભોગ આપુંતો ભલે. લાંબો વખત શુધી એરચ વગાડતોજ ગયો, અને તેટલો વખત તેણી ચુપ રહ્યા બાદ પાછી બોલી,—"આહા! એવા રાગો સાંભલતાંજ મોહોત આવેતો કેવું ઠીક! ને એવન—એવનનેબી એ સાંભલવા ઘણું ગમતુંતું!" એમ તેણી એક લાંબો નીસાસો નાખી બોલી. પણ એ નીસાસાનો જાણે એક પ્રતીઉતર અથવા પડઘાજ, જે ખુનામાં એરચ બેસીને વગાડતો હતો તે તરફ આવતો મને સંભલાયો. ખચીત એરચનોતો તે હોયજ નહી; અને તેથી તે તરફ બરાબર નજર નાખતાં, એક સફેદ રૂમાલમાં પોતાનું મોહડું દાબીને ઉભેલા મોટાભઇનો પોતાનોજ ઝાંખો આકાર માહરી નજરે પડયો. એક અંચીતા ઉભરો દાબી દેવાને માટે એક કલાક આગમચના તેવન ઓરડામાંથી બાહેર નીકલી પડેલા, તે હમણા પાછા ગુપચુપ દાખલ થયા હતા; પણ હમણાબી પાંચેક મીનીત ત્યાં ઉભા રેહી, આખરે પોતાનો ગમ નહીજ તામોશ કરી શકવાથી તેવનને પાછું જવું પડયું હતું. તોબી તેવનના નીસાસાથી તેમજ જતી વેલાના અવાજથી ચાંદનનું ધ્યાણ ખેંચાવા વગર રહ્યું નહી.

"ડાકટર—ડાકટર" એમ હવે રૂ જેવી ફીક્કી પડી તેણી અચકાતી બોલી, "એ—એ કો—કોણ છે? હાં કો—કોણ ઉતું? અરે માહરા મેહેરબાન કા—! એમ નહી કરવું જોઇએ—કદીબી નહી કરવું જોઇએ, ખચી—" એટલું બોલતાં તેણી બેશુધ થઇ, અને તેવી હાલતમાં એટલો લાંબો

વખત રેહી કે તેણીનો અંતજ આવ્યો હોએ એવી ધાસ્તી મને ઉપજી. તોબી ધીમે-ધીમે તેણી પાછી હુશીઆરીમાં આવી, અને તેવીજ તેણીને બીછાણા પર લઇ જઇ હમોએ સુવાડી.

કવીતા તરફના ચાંદનના શોખ બાબે હું ધારૂંછું કે હું આગલ એસારો કરી ગયોછું. તેણી હરદમ ઉત્તમ કવીઓનાં લખાનોજ ચાહતી હતી. એ ગરીબ અબળાના મરણ પછે તેણીનાં જે કેટલાંક કાગલો હાત લાગ્યાં તેમાં એ કવીઓના કેટલાક ફકરાઓ શુંદર હરફે ઉતારી લીધેલા હમોને જણાયા; અને તે ફકરાઓની ચુંટણીમાંબી તેણીએ ખચીત પોતાનો ઉંચે દરજ્જેનો શોખ દેખાડયો હતો. તેણીનો ખાસ સોખ "મનસુખ"ની પ્રીન્સ આલબર્ટની કવીતા તરફ હતો, કે જેમાંથી તેણીએ અત્તીઘણા ફકરાઓ ઉતારી લીધા હતા. એ ઉપરાંત વલી તેણીએ પોતેબી થોડાક નાંધલા કવેતો જોડવાની કોશેસ કીધી હતી, કે જે જોકે ઘણા ઉત્તમતો નહીજ, પણ નીતી અને સાદાઇના મધુર અને નાજુક વીચારોથી ખાલીબી ન હતા. હું ઇચ્છુંછું કે તેણીની "એક મુવેલી કુતરી" અને "એક ચંબેલીની કળી" ઉપરની શુંદર કવીતાઓ કોઇ રીતે જાહેર પાડવાની મને ટક મલે. વલી તેણીનાં બીછાણા પાસે હું બેસતો હતો ત્યારેબી ઘણી વેળા પોતાના અકાળ અંતને લગતા કેટલાક કડવા વીચારો ઘણાજ સરસ અલંકારો સાથે તેણીને જણાવતાં મેં સાંભલી હતી. એ સઘલા-સઘલા ખજાનાનો ભંડાર માહરાં જીગરમાં મેંભરી રાખ્યોછે!

માનકશા તરફની તેણીની લાગણીઓ વર્ણવાની મેં કોશેસ કીધીજ નથી, કારણકે તેમને હું બરાબર ઇનસાફ આએ લખાનમાં આપી શકું એમ નથી, અને જો બરાબર આપવા જાઊંછું તો માહરા વાંચનાર મને એક કલ્પીત વાર્તા લખનારની સંફમાં મેલી દેવાનો વેહેમ રાખે તેની પીડામાં હુ આવી પડુંછું. તેણી નહીં જાણુતી હતી કે માનક હજી સુધી મોહોતનાં બારણાં આગલજ રીબતો પડેલો હતો, કેમકે તે તેણીને જણાવવું હમોને દરૂસ્ત લાગું ન હતું. હમે તેણીને એમજ સમજાવી કે પેહેડીનાં કાંઇ ઘણાંજ જોખમનાં કામ બાબે પરપુછ કરવાને તે લખનોર ખાતે ગયો છે. ગરીબ બાપડી! આખરે તેણીએ હમારૂં કહેલું માણીયું—અને ગમે તેવાં કામને સબબેબી તે તેણીથી છુટો પડયો તે માટે તેને નીર્દય તરીકે ગણવાનુંબી તેણીએ સેજ મન કીધું. પણ એ મતલબના કાંઇ બોલોતો તેણી જાહેરમાં કદીબી બોલી નહી. પણ તેણીને સમજાવાને હમોએ જોડી કાહડેલી એ વાતથી માનકતો બીનવાકેફજ રહેલો છે. અને ખચીત એવાં કાવતાંમાં મેં પોતે ભાગ લીધો તેની તકસીરથી હું પોતે પોતાને હજી સુધી માફ કરી શકતો નથી.

તેણીનાં મરણની થોડાક દીવસ આગમચ એક સહવારે મેં તેણીને તન અને મનથી બેહદ સુસ્ત થઇ ગએલી જોઇ. મેં કહેલું તે કરતાંબી ઘણું વધારે 'લાડેનમ' તેણીને આપેલું હોવા છતાં, રાબેતા મીસાલ, તેણીએ ઘણીજ બેચેન રાત ગુજારી હતી. તેની અસરથી તેણી સુની અને અચેતનતો બની ગઇ હતી, પણ તેજ વખત, કસી રીતની સાંતી અને સુખ તેણીને મલી શકયું ન હતું. ગરીબ–ગરીબ છોકરી! તેણીની ખુબસુરતીનો કાંઇક બાકી રહેલો ભાગબી હવે તમામ નાબુદ થયો હતો. જે ગાલો એકવાર ખુશનુમા અને ખીલેલા બનેલા તે હવે ભયંકર ખાડાઓથી કદરૂપા થઇ ગયા હતા; અને જે ચકચકીત આંખો એકવાર, જેનીબી ઉપર તેઓ ચમકે તેને ખુશાલીથી આંજી નાખતી હતી, તે હવે સીહા ઘેરાવામાં ડુબીને ઝાંખી બની ગઇ હતી! તકીયા અંદર પોતાનું માથું દાબી દેઇ તેણી પડેલી હતી, અને ગુછરૂં વાળેલા તેણીના બાલો પરસેવાથી ભીણા થઇ રહ્યા હતા. તેણીના હાતો——પણ તેણીના દેખાવનું વધારે કાંઇ બયાન હું આપી શકતો નથી.

મોટાભઇ, જેમ તેણીની આખી માંદગીમાં બેઠા હતા તેમ, આજેબી તેણીની પાસેજ બેટેલા હતા, અને તેબી તદન લેવાઇ ગયલા અવતારે તેણીની આખી રાત માવજત કરીને થાકી ગયાનાં સબબથી આશાયશ લેવા ગયલી એક તેણીની સગી જે ખુરસી ઉપર બેઠી હતી ત્યાં હું જઇને

બેઠો. લાંબો વખત ચુપ પડી રહ્યા બાદ, ઘણાજ નબલા અવાજે ચાહને ચાહે માંગી, જે તુરતજ લાવીને ચમચા વડે તેણીનાં ગળામાં ઉતારવામાં આવી. એ પછી થોડે વખતે તેણી જરા હુશીયારીમાં આવી, અને માહરી સાથે વાતમાં ગુંટાઇ, પણ તે એટલાતો બારીક અવાજે, કે તેણીનાં બોલો સમજવાની મને મોહટી મુશકેલી નડી. વલી તે બોલવાની મેહેનત કરતાંબી તેણીને એટલું દુઃખ ઉપજતું જણાયું કે મેં ઇચ્છયું કે તેણી મુગીજ પડી રેહ તો સારૂં.

"લાડેનમ—લાડેનમ, ડાક્ટર, લાડેનમ!" તેણી બોલી, "એ લોકો મને પુરતું લાડેનમ આપતાં નથી!" હમે તેણીને કશો જવાબ આપ્યો નહી. થોડો વખત ગયા બાદ, તેણી ધીમે અવાજે નીચે મુજબ બબડતી સંભલાઇ—"હં, લખનોર ગીયા—દીલ્લીહ ગીયા—આગ્રા ગીયા? મુસાફરી કરવા—મજાહ કરવા—ફરવા. અરે પણ સલામત આવે ત્યારે કેની? આવશે—આવશેજ!" હજીબી હમે તેણીની વચે બોલ્યા નહી, કેમકે તેણીની વર્તણુક ઉપરથી અરધી ઉઘરેતી, તેમજ અરધી બેસુધ હાલતની નીશાન હમોને જણાઇ. એક કલાકથીબી વધારે વખત હું ત્યાં બેઠો; અને વાંચનાર પુછશે કે એટલો બધોવાર ત્યાં ખોટી થવાનું મને કારણ શું હતું, જયારે હું તેણીને માટે કંઇબી ઉપાયો લેવાને અશક્ત હતો એટલુંજ નહી પણ મને ફુરસદનો વખતબી નહી હતો ત્યારે? હું પોતે તે કારણ—સમજતો નથી—એટલુંજ બસ, કે તેણીની પાસથી દુર થવાનું માહરૂં જીગરજ ચાલી શક્યું નહી. એક કલાક ગયા બાદ પાછું તેણીએ બકવા માડયું—"કાકાજી, તમે શું ધારોચ? આજે આખી રાત દીનમાય આએ ખુરશી ઉપર માહરી પાસે આવીને બેસી રહ્યાંતાં? માહરાં માય—આહા! માહરાં મેહેરબાન માય! કાકા, દીનમાયબી માહરા જેવાંજ દરદે મરી ગયલાં હોવા જોઇએ, નહી વારૂં? તેવન કેવા શુકાયલાં—લેવાએલાં—ને ઉદાશ જણાયાં! ને તેવને કેવી—કેવી માહરી સાથે વાતો કીધી!—તેવનના બોલો કેવા—તેવનનો અવાજ કેવો! તેવને પોતાનાં બરફ જેવા થંડા આંગલા માહરી છાતી ઉપર મુકયાં, ને બોલ્યાં કે—'દીકરી એ છાતીબી હવે એવીજ થંડી બની જશે!' પણ પાછી મને સમજાવી કે—'દીકરી આટલી જુવાનછે તોબી આટલી જલદી માહરી પાસે આવવાને બીહતી નાં,—એવાં મોહોતને માટે રડતી નાં! માહરી ગોલાબની કલી, તું માહરી પાસે આવીને ખીલજે!," એટલું બબડી, તેણીએ પોતાનું ઉદાશ મોહડું સેજ હસતું દેખાડયું. "આહા! તેવનને ફરીથી હ્યાં બેહેલાં મને જોવા ગમેચ! પણ તેવન થંડાંજ ઘણાંછે—હીલતાંબી નથી—ને કંઇ અવાજબી કરતાં નથી. આવતાં કે જતાં હુંતો તેવનને સાંભલતીજ નથી. પણ જોવો તેવન આવેચ, પેલાં જોવો તાંહ! ને હું કંઇબી બીહતી નથી, એવન એવાં નરમ, ને એવાં મયાલુછે!—* * * મરતાં માણસો બીજાઓનાં કરતાંતો ઘણુંજ વધારે જોઇ શકેચ!"

આએતો તેણી જે બોલી તેનો મુખ્ય ભાગ મેં જણાવ્યો છે. એ પછેનો તેણીના અવારનવાર નીકલતા બોલો નીચે મુજબ મેં સાંભલ્યા—"જાઉંચ હું હવે! એ ક્રીયા કેવી ગંભીર! કેવું ભણાએચ! બધુંજ સફેદ! બધાંજ સફેદ કપડાં! ને બધાં મને મુકીને જાએચ—જાએચ! આહા!" એ પછે નીચલો કેવત ધીમે-ધીમે તેણીના હોટોથી નીકલતો સંભલાયો—

'રૂદન—ને ખુશાલી—ના—માહાન—મુલક—
વચ્ચે—છે—ઓ—આદમ—તું—દીલ—તું—લુ—લક!'

"માનક આવશે હ્યાં! ફરશે—આ—એ ટેકડી પ—ર! રડશે ને જોશે હ્યાં! પણ—પ●—ણ, હું તેને ફ—ફરીથી જોવ—શ ક—શ્રી નહી! તે—તે મ—મને ફ—ફરીથી કદી જોશે ન—નહી!"

એ સઘલું મેં બેસીને સાંભલ્યું, પણ તે બાકીનો આખો દાહડો કસુંબી કામ કરવાની હાલતમાં હું રહગો નહી. એક અજાયબ ગમખારી માહરાં મન ઉપર જાણે છપાઇજ ગઇ! ફરી—ફરીથી મેં તેણીને જોયા કીધી, અને જુવાન ખુબસુરતીની તે નાશ પામેલી કલીની નાજુક પાંડદી ઉપર ફરી—ફરીથી માહરી આંખોનાં બેસુમાર આંસું ટપકતાં ગયાં! ફક્ત સ્વાશ લેતાં એક મુરદાં જેવીજ તેણીને પડેલી

જોઇ માહરૂં જીગર ફાટી ગયું. અરે ! 'ચાંદન બાગ'માં ફેલાએલો તે અંધકાર—તે ઉદાશી—તે વીનાશ ! તેં તમુને **લાગયાજ** વગર રેહ નહી; ત્યાં દાખલ થતાં તે માહેતમના બોજા ટલે તમે **દબાઇજ** જાવો !

* * * બીજે દીને સહવારે કબુલાત મુજબ હું સકારેથી ત્યાં ગયો. પણ 'ચાંદન બાગ'ના બગીચામાં જેવી માહરી ગાડી કડકડતી દાખલ થઇ તેવુંજ માહરૂં હૈડું દબાઇ ગયું. સકારે ગયો તોબી હું મોડો ગયો ! પડદો પડી ચુકયો હતો, અને પરીરૂપ ચાંદનને દુનીયાંની નજરથી ઢાંકી દીધી હતી ! માહરા જવાની અરધો કલાક આધમચ તેણી તમામ થઇ હતી.

* * * * *

માનકનેતો હવાની ફેરબદલીને માટે પુણે લેઇ જવામાં આવેલો હતો. પણ બીજે દીવશે જ્યારે બાપડી ચાંદનને અવલમંજલ પુગાડી હું માહરી ગાડીમાં કોટ તરફ પાછો ફરતો હતો ત્યારે સામેથી, ચાર પગે દોડતા ઘોડાવાલી એક ગાડી આવતી જણાઇ. તે તુરત ઠોબી ગઇ, અને તેમાં માનકને તેના એક સગા સાથે બેઠેલો મેં જોયો. તે ફીકો અને લેવાએલો હતો. માહરી સફેદ દગલી, અને માહરી સામેજ પડેલું જામા પીછોડીનું બંદલ જોઇ તે સઘલું તુરત સમજ્યો. બીજીજ ઘડીએ હું તેની પાસે જઇ ઉભો—કેમકે તે બેખબર થયલો હતો.

તનહા બનેલા મોટાભઇને માટે હવે થોડુંજ કેહવાનું રહ્યું છે. તેવને 'ચાંદન બાગ' વેચી નાખ્યો; મુંબઇ તેવનને ગમ્યું નહી, અને તેથી કલકતા અને એવાંજ બીજાં શેહેરો ખાતે અવારનવાર વસતા રહી એકાંત ઝુરાપામાં તેવને પોતાની દુ:ખી જીંદગી પુરી કીધી.





# પ્રકરણ બીજું.

## દગાનો એક ભોગ.

કમજોર મનથી તીરશકાર પામેલી ઓ છોડી! દૂર કહડાયલાં નીચ માણ્વીઓથીબી તજાયલાં! જંગલનાં બુરાંમાં બુરાં વરૂથી પીખાયલાં, ગરીબ પણ હથીલાં મોંદાં! માહરાં આંસુઓ જેટલી વખત, તાહરા વેરાન મોહોતનાં બીછાણા આગલ, તાહરાં ગુનાહ ને શરમનો કંગાલ હેવાલ સાંભલતાં તપકયાં હતા. તેટલીજ વખત તે તાહરી યાદગારી ઉપરબી તપકતાં રેહશે! અરે, પણ તે આશું, તાહરાં પાપનો પેહલોજ દાધ ભુસરી નાખે એટલાં; અથવા તાહરાં સંગીન બનેલાં જીગરને નીતીની વલાણ ઉપર પાછું નરમ બનાવે એટલાં જલદી પડયાં હતે તો કેવું ઠીક.!

કમનશીબ ભોગ! અબલા જાતનાં સૌથી નરમ અને માયાલું હૈડાંબી તાહરી તરફ મમતા અને દીલશોજીથી નહી, પણ તીરસ્કાર અને ગુસ્સાથી ધડકેછે! જ્યારે કોઇએબી તુને જાણી નહી, અથવા તાહરાં નશીબની દરકાર કીધી નહી, ત્યારેબી **માહરૂં** દીલતો તાહરી ભણી ખેંચાયલુંજ રહ્યુંછે! અને સૌથી ઉપરાંત, માહરી ખરાં દીલની ખાહેશ અને ઉમેદતો એજછે કે તાહરા અંતની વખતે, તે **કીરતાર** તરફના ગેબી અવાજે માફી અને આશાયશના મીઠા વચનો તુને સંભીલાવ્યા હોય; કે તેથી તાહરૂં મોહત, તે રે**હમી ખાવંદ**ની દરબારમાં તાહરી દરગુજરીના, નોંધાયલા લેખ ઉપર મરાયલાં એક શીહા લેખ જેવું ગણાય!

માહરી આ તવારીખ રૂપી નોંધોમાં ગુનાહ અને કંગાલ્યતનાં ઘણાએક દેખાવો મેં ચીતાર્યાછે, પણ જે બનાવનો હેવાલ હું હમણાં માહરા વાંચનારોની આંખો સામે મુકુંછું, તે માટે મને ઉપજેલી શખત દલગીરીના જેટલી તો કોઇબી બીજા બનાવ માટે મને ઉપજી નથી. વાંચનાર, આ શોકાતુર બયાન વાંચતાં, જો તાહરી ચશમોથી આંશું વેહે. અને તાહરાં જીગરમાં ખેદ ઉપજે તો, જ્યાં શુધી તે આંશુંઓનો મોટો ધોધ બને અને તાહરૂં જીગર તુટીને ભાગવાની અણી ઉપર આવે, ત્યાં લગીન તું રોયજે, અને વીચારજે કે એવાં બયાનો કેવાં સાધારણછે, એવા બનાવો કેવા રોજીંદાછે!

વાંચનાર, જો તું આસપાસ આ ઇનસાનીયતના બગીચામાં; જો, જ્યાં પેલાં સોસનનાં ફુલો પોતાની પાકીજગીની સફેદીનો ખુબશુરત દેખાવ ધરાવતાં ખીલી રહયાછે—જો—જો કે તેઓમાંના કેટલાં બધાં અંચીતાં ઝુમેછે, કરમાએછે, અને પડેછે! જરા વધારે નજદીક જા, અને જો, તેમની દાંખલીઓ સાથે વીટલાયલો એક જેહેરી સરપ! વીચાર કર એનો—અને પછી થા તુંબી જુવાન હોય કે જઇફ—જો બનેતો એવો એક **સરપ!**

૧૮ મી જુલાઇનાં આદીતવારની એક કંગાલ રાતે નવ વાગ્યા હતા. બાહેર, આખો દીવશ વરશી રહેલો કંટાલા ભરેલો વરશાદ, ફુંફાડા મારતા પવન સાથે વરસીજ રેહતો હતો, અને તેનો અવાજ સાંભલતો, હું માહરાં કુંટુંબ સાથે, માહરાં ઓરડામાં સગવડથી બેઠેલો હતો. બાહેરના ભીણાસ અને સરદીથી ઓરડા માંહેલી ગરમી અને ખુશાલી બેવડી મજોહ આપી રહી હતી. માહરી બાનુને પોતાનાં બાલકોને તેમના પાઠો શીખવતી અને સવાલો પુછતી જોતો હું બેઠો હતો, અને માહરાં એક નાંધલાં ફરજંદના ચાલાકી ભર્યાં હાજર જવાબો સાંભલી હું હરખાતો હતો, તેવામાં ચાકરે મને આવી જણાવ્યું કે કોઇ ઓરત મને નીચે બોલાવેછે. હું તુરતજ નીચે ગયો. ઓટલા ઉપર, ફાનસની નજદીકમાંજ, એક ઠીગણી, દોંગી, ફુગાયલી જેવી મુશલમાનઓરત મેં બેઠેલી જોઇ. તેણી અને માહરી વચેની વાતચીત જોકે હીંદુસ્તાનીમાં હતી તો પણ હું તે ગુજરાતીમાંજ હેઠલ આપુંછું.

"એક બીમાર ઓરત, પાયધોની આગલ રેહનારી, તમુને બોલાવેછે," એમ તેણીએ, શરાબની કેફથી સેજ લહડતા પગો ઉપર ઉભી થઇ મને જણાવ્યું.

"તેને શું છે!" મેં પુછ્યું.

"શું છે! એ બધું થઇ ચુકયુંચ હવે સાહેબ! એ જુવાન બાઇ કાંઇ ઘણો વખત જીવે એવું મને લાગતું નથી. એને નબલાઇ એઠલીછે કે બોલવાની વાત નહી." તેણીએ જવાબ દીધો, પણ તે એટલી તોછડાઇથી કે તે સાંભલતાંજ તેણીના ખરેખરા પેશાનો સેજ એશારો મને મલવા વગર રહયો નહી. "તું ધારેચ કે આજેજ રાતે તેણીને જોવા આવવાની મને ખાસ અગત્યછે?" મેં પુછ્યું કે જે જગા ઉપર મને બોલાવામાં આવ્યો હતો તે મને બરાબર માહરી પસંદગીમાં ઉતરી નહી.

"હા—હા, અગતતો છેજ—કેમકે તે ઘણી બીમારછે!"

"એ શું કંઇ અંચીતી બીમારીછે?"

"નહી સાહેબ—એતો ઘણાં લાંબા વખતની છે—એ હમારી સાથે રેહવા આવી ત્યારનીછે. હું ને માહરી દીકરીતો એમ વીચાર્યે છીએ કે એ હવે તદન લહડીજ ગઇચ."

"તું એને કોઇ હાસપીટાલમાં નહી લઇ જઇ શકે?" હું આનાકાનીથી બોલ્યો.

"ડાકટર, તમુને પૈસા મલશે. તે તમુને મફત બોલાવતી નથી. હવેતો બસ? વધારે તમુને શું જોઇએ?" તેણી હવે શખતાઇથી બોલી.

"ઠીક—ઠીક—ત્યારે હું આંઉચ થોડા વખતમાં," હું બાહેરનું બારણું ઊંગાડી તેણીને બાહેર મોકલતો બોલ્યો, કેમકે તેણીનો દેખાવ હવે બરાબર જોતાંજ તેણીને માહરા ઘરમાં વધારે વખત રાખવા તરફ મને ધીઃકાર ઉપજ્યો.

"હું તમોને કહું તે સાંભલો સાહેબ," બાહેર જતાં—જતાં તેણીએ નરમ સાદે મને કહી સંભલાવ્યું, "ત્યાં માહરી બીજી કોઇ છોકરીઓ ઘોંઘાત મચાવે તો તે ઉપર ધ્યાણ આપતા ના. એ બધી શેતાનો જેવીછે, વાસ્તે—" પણ બાહેરનું બારણું બંધ થતાંજ તેણીના બીજા બોલો માહરે કાને પડ્યા નહી. જાતું કે નહી તેની આનાકાનીમાં હું ઘડીભર ઉભોજ રહ્યો. પણ માહરી ફરજ બજાવા આગલ બીજી સઘલી ચીજોના વીચારો મને એકકોરે મુકવા પડ્યા. હું તરતજ તૈયાર થયો, અને અંધાર, વરસાદ, તેમજ પવનના જુલમાતમાં, તે ગીચ અને અનીતીભર્યા લતા તરફની મુસાફરી, માહરી ગાડીએ મેં સરૂ કીધી.

વધારે ટાહેલું છોડી દઇ હું ટુંકમાં એટલુંજ કહુંછું કે વીસેક મીનીટ પછી જે ઘરમાં પગ મુકતો મેં પોતાને જોયો, તે એક પાપી ઘર હતું અને તેબી નીચમાંનીચ અને હલકામાં હલકી પંગતીનું. એ લતાની જે ગલીમાં એ ઘર આવેલું હતું, તેબી સાંકડી, અંધારી, ઘોંઘાત ભરેલી, અને પાપી માણવીઓ તેમજ ઘરેથી ઉભાઇ ગયલી હતી. તે ગલીમાંથી પસાર થતાં માહરાં પોતાના બદનની મને ધાસ્તી કરવી પડી; અને ઘરમાં દાખલ થતાં, માહરા ખીસા માહેલાં એક નાંધલાં પણ ટકોરી મારતાં કીમતી ઘડીઆલની સલામતી માટે હું ધ્રુજવા લાગ્યો. વલી તેજ ઘડીએ, વર્તમાન પત્રોમાં લુટફાતના મુકદમાનો એક ધાસ્તીભર્યો હેવાલ જે મેં વાંચ્યો હતો, તે મને યાદ આવ્યો. અને તેવીજ આબેહુબ હાલતમાં મેં ખુદ પોતાનેજ હમણાં આવી પડેલો જોયો. વેલાતનાં કોઇ પરગણામાં એક ડાકટરને, એક મરતા સખશને જોવા આવવાને બાહને, બોલાવામાં આવ્યો હતો; પણ તે બાપડો જેવો તે ઘરમાં દાખલ થયો તેવાજ કેટલાક ચોરો અંચીતા તેની ઉપર તુટી પડ્યા હતા, અને તેઓએ તેનુ સર્વસ્વ લુટી લેઇ અતીઘણો માર મારી તેને બાહેર ધકેલી મુક્યો હતો. કેવી મજાની યાદ! પણ બીજો કસો એલાજ હવે રહેલો નહી હોવાથી, મેં માહરાં ઘડીઆલને બનતી ચોકશાઇથી છુપાવ્યું, અને માહરા દગલાનેબી બનતી રીતે બંધબસ્ત કરી. ખોદાની સંભાલને આધારે રેહવાંનો ઠેડાવ કરી હું આગલ વધ્યો. કદાચ ખરેખર કોઇ દુખી જીવડો મોહોતને કાંઠે પડેલો હોય તેનોબી ખ્યાલ મને કરવો પડયો; અને વલી ગરીબ લોકોને ઘરની કંગાલ્યત અને નાચારીના દેખાવોથી હું બેગાનો રહ્યો હોઊં એવુંબી નહી હતું.

જે ગલીમાં હું દાખલ થયો હતો તે—'ચીમનાનો રેપો'—એક ખરેખરો જેહેરી ભમરાઓનો માળો હતો. ત્યાંના ચોગાનમાં બલતા એખલા એક દીવાની જુકતી રોશનીથી બેદરકાર અને

મહલાજા વગરના પોશાકમાં ઉભેલી જુવાન ઓરતોનાં ટોલેટોલાં દરેક ઘરનાં બારનાં આગલ મોટે અવાજે હસતા અને એકમેકને પોતાની અજીડી ભાશા કહી સંભલાવતાં મેં જોયાં. આએ સગનતો ખરાબ અને દુઃખ ઉપજાવનારા હતા; પણ એથીબી નીરાશ નહીજ થવાનો મેં ઠેરાવ કીધો. મને મલેલી ઇધાણી મુજબ, તે ગલીને નાકે આવેલું એક ઘર મેં સોધી કાહડયું; અને એક નજીશ મુસલમાની છોડીને હું કાંઇ પુછવા જતો હતો તેવામાંતો તેને બુમ પાડી કે—"અમા—અમા! હે ડાકટર આયે હયે, અમીનાકુ દેખનેકુ!"

તેણીની "અમા", જે મને બોલાવા આવેલી પેલીજ કંગાલ ઓરત હતી તેણી હવે એક મીનબતી લેઇ બારનાં પાસે લહડતી આવી. તેણીનાં 'છાંટાપાણી'નાં કામમાંજ મેં તેણીને હરકત કીધી હોય એવું જણાયું; અને વલી જે ઓરડામાંથી તેણી બાહર આવી હતી ત્યાંથી એક મરદનો કઠોર અવાજ આવતો સાંભલી મને નવી ધાસ્તી ઉપજી.

"મેરી પીછુ ચલકે આઓ સાહેબ. એ રસ્તેસે. ઓ લરકી ઉપર હએ. સકીના?" તેણીએ એકદમ અટકી જઇ કોઇને બોલાવી, "ઇદર આ, એ ડાકટર સાભકી છતરી લેકે જરા નીચુ ખુલ્લી રખ, સુક જાએગી!"

"નહી–નહી, ઇતની તકલીફ મત લીજીએ! ઓ રહને દો મેરીજ પાસ; એ બોત ભીંગી નહી હયે," મેં જલદીથી જવાબ આપ્યો, જો કે તેમાં તો પાણીના રેલા ઉતરી રહ્યા હતા. સાચું કહુંતો હું તે પાછી કદી જોઇશ નહી એવી ખાતીથીજ મેં તેથી જુદો પડવાને નાં પાડયું હતું. અને વલી, જો **ખોદા** ન કરે ને, માહરી સલામતી બાબે મેં રાખેલી ધાસ્તી ખરી પડેતો માહરો બચાવ કરવાનેબી તે સેજ કામ લાગે એવું હતું. પણ, જેવું માલ ઉપરના એક ઓરડાનું બારણુ ઉઘડયું, તેવીજ માહરી ધાસ્તી દુર થઇ બીજી લાગણીઓએ તેની જગા લીધી. માહરી એક આગલી તવારીખમાં, "દોલત અને દલીદ્રતા"નાં નામ ટલે એક નાચાર હીંદુની જે ઓરડીનું મેં બ્યાન આપ્યુંછે તેના કરતાં આએ ઓરડો સેજ ભારજ વધારે સરસ હશે. તે ઘણોજ નાંઘલો, અને હદ વગરનો ગંધાતો હતો. કદીબી જેની ગુલ નહી કાતરી હોય એવી એક મીંનબતી એક કાલા ગોખલામાં ખોસેલી હતી, અને તેનો ઝઝકલાં જેવો ઉજાશ બેલણુ કરકતી જેવી ખુરસીઓ પર, એક ભાગાતુટા પેટારા ઉપર, અને એક જુની ગોલ તેબલ ઉપર પડતો હતો, કે જે ઉપર એક નાંઘલી શીશી અને ચાહનુ એક કપ મુકાયલું હતું. એક નાકે આવેલી બારીની પાર ઉપર એકુબે તુટેલા અને તડકાએલા કુંજા પડેલા હતા, અને બીજે નાકે ખારાયલું અને વીખરાયલું એક કંગાલ બીછાણું પડેલું હતું. તે એખલી ભાગી તુટી બારીબી જેમ તેમ ઘાંકવા અને બંધ કરવામાં આવી હતી. પણ ઓરડામાં પગ મુકતાંવારજ તે ઉપરનું એક ઠીંગડું કાંહડી નાખીને ખોલ્લી હવાને માહે દાખલ કરવાનુ માહરૂં મન થયું, કેમકે ત્યાંની ગંધાતી ગરમી નહી ખમાય એવી કમકમાત ભરેલી હતી.

"એ હ્યાં પડી હયે, ગરીબ બીચારી, સચમાનો એ બોત બીમાર હયે," પેલી બુઢી, દાદરપર ચહડવાની હાકથી હાંફતી, હવે બોલી. એટલું કહી તેણીએ મીનબતીને સરખી કીધી અને પછી ઓરડા બાહર જતાં–જતાં બોલી કે—"અમીના બોલતી હએ કે ઓ એખલીજ આપસે બાત કરનેકુ ચાહતી હએ; જબતો મએ જાતી હું. લેકીન જો આપકુ કોઇ ચીઝકી ગર્ઝ હોવેતો પુકારના, કે કોઇબી હ્યાંકી લરકી ઓ સુનેગી."

તેણીને માહરેથી દુર ગએલી જોઇ હું ખુશ થયો. તેણીએ બાહર જઇને બારણું ઘાંક્યા બાદ, મેં એક ખુરશી પેલાં બીછાણાં આગલ ખેંચી, અને તેબલ ઉપર મીનબતી ગોઠવી, વીખરાયલા પોશાક સાથે ચતીપાત પડેલી એક અબલાને જોતો બેઠો. તેણીના કાલા બાલો છુટા થઇને તે મેલા તકીયા ઉપર ફેલાઇ ગયા હતા, અને તેણીનો ચેહેરો તેણીના બે હાતો ટલે છુપાવેલો હતો.

"બાઇ, ક્યા દર્દ હએ આપકુ?" મેં પુછ્યું, અને તેજ વખતે તેણીનો જમણો હાત ખીસાડવાનીબી મેં કોશેશ કીધી કે તેથી જેમ તેણીના

નાડી તપાસવાને, તેમજ તેણીનું મોહડું જોવાને મને બની આવે. પણ માહરી કોશેસમાં હું પાર પડયો નહી, કેમકે તેણીએ બેઉ પોતાના હાતો મજબુતીથી દાબી રાખ્યા હતા, અને તે ખીસાડવાનો માહરી તરફથી યત્ન થતાંજ એક ધીમું ડચકું તેણીનાં મુખથી નીકલ્યું.

"ચલો, બાઇ, ચલો," બની શકતા નરમ અવાજે હું પાછો બોલ્યો, અને પેલો હાત ખીસાડવાની માહરી કોશેસબી મેં પાછી કીધી, "આપકુ બોત દર્દ હએ અયસાતો લગતા હએ! લેકીન આપકુ આરામ હોવે ઇતના જોબી મુજસે હો શકે વ્હો તો કરના દેના ચાહીએ!" પણ હજીબી તેણીના હાતો ત્યાંથી ખીસ્યા નહીં. "હમ ડાકટર—હએ કે-જીસકું આપને બોલવાયા થા! બોલોતો સચ કે આપકુ ક્યા દર્દ હએ? એ અજબ રીતસે અપના મુહ છુપાનેકો ક્યા ગર્ઝ! ચલોજી, મુજે દેખને દો—"—

"દેખો જબ! પયછાનતે હો **મુજકુ** આપ?" એમ હવે, અંચીતી પોતાનાં બીછાણામાં કુદી ઉઠી, તેણી એક ચીચીઆરીને મલતા અવાજે બોલી. પોતાના હાતો તેણીએ ખીસાડયા, અને આજુબાજુના બાલોથી દબાએલો પોતાનો ચેહેરો, સોહરાયલો અને સફેદ બનેલો, સંતાપ અને હેબતથી ભરપુર દેખાવે, તેણીએ માહરી ભણી ફેરવ્યો. તેણીની આ અંચીતી અને અંધારેલી હીલચાલે મને અતીઘણો ચોંકાવ્યો. વેલાત તરફની માહરી એક વેળાની મુસાફરીમાં લનડનની એક નાટકશાલામાં, ત્યાંની એક નામીચી 'એકત્રેસ'ને, "લેડી મેકબેઠ"વાલો પોતાનો ભાગ બજાવતી વેળા એક મુખ્ય દેખાવમાં એનેજ મલતી લાશદાએક ઢપે બેઠેલી મેં જોઇ હતી; અને તખ્તા ઉપરનાને ખ્યાલી દેખાવની નકલ આબેહુબ ગમના આ સાચા દેખાવમાં થએલી મેં જોઇ! તેણી થોડો વખત સુધીતો એજ ઢપે અને એજ હાલતે બેસી રહી, અને ટુકા પણ જહડપ્ટુ દમો ખેંચતી, જંગલી જેવી દીસતી આંખોએ મને જોતી ગઇ. તે ચેહેરા તરફ ટીકતાં હું પથ્થર જેવો જડતો નહી થયો, પણ તેથી જે આંચકો અને કમકમાત મને લાગ્યો તેનું બ્યાન હું આપી શકતો નથી; કારણકે—જો માહરી આંખો મને ઠગતી નહી હોયતો—તે ચેહેરો **માહરી પપી છાણનોજ** છે એમ મને ધીમે-ધીમે જણાયું. દુઃખભરી લાગણીઓની જે થંડી ઝઝની માહરી રગેરગમાં તે ઘડીએ ફેલાઇ હતી, તેજ હમણા આ હેવાલ લખતાંબી માહરાં બદનમાં ફેલાએછે.

માહરી ચશમોની મજબુત ગવાહીબી હું માનતો ન હોઉં તે ઢપે, અત્યંત હેબત સાથે માહરાં હાતો ઉચકતો હું નબલે અવાજે બોલ્યો—"એ કોણ—કોણ—રમઝાન? રમઝાન તું ક્યાં? તુ એ જગા પર?" કસ્સોબી ઉતર તેણીએ મને આપ્યો નહી, પણ બેલણ ઘડી સુધી ઘેલાં જહનુનથી પોતાનું માથું ધુણાવી, આખરે થાકીને તકીયા ઉપર થપકાઇ પડી. જે મેં જોયું તેનાં દુઃખના આંચકાએ એટલોતો નબલો અને નાચાર મને બનાવી દીધો કે ઘણો વખત સુધીતો, માહરી સઘલી ખાહેશ છતાં, કંઇબી બોલી કે કરી શકયો નહી. તેણી તદન બેખબર થઇ પડીછે એવું જોતાંજ હું પોતે કંઇબી સાવધ થઇ શકયો. હો! તોબા-તોબા! ખુબસુરતીની આ કેવી ખરાબી ઉપર માહરી નજર હમણાં હતી! શું એમ બને? બદી અને બેશરમીના ભંડારમાં વસ્તી આ ફીક્કી, સુકાએલી, મોહતનો ફટકો પામેલી અબલા, તે તેજ હોએ, કે જેણીને મેં અને માહરી બાએડીએ જોએલી અને પીછાણેલી, બલકે જેણી સાથે હમોને સારી મીલાચારી બાઝેલી, અને જેણીએ, જે શેહેરમાં પોતે વસ્તી હતી ત્યાં, ખુબસુરતીના તુરા તરીકેનું માન મેલવેલું? પણ માહરાં દુખી, ધ્રુજતાં મનમાં આ સત્યાનાશનો ખરો સબબ સમજાયો. મેં જોયું કે કોઇના કરપીન દગાનો ભોગજ માહરી સામે પડયોછે! તેણીના બેભાન આકાર ઉપર, તીરસ્કાર તો નહી, પણ કમકમાત સાથે માહરી આંખો થરી રહી! તેણી ખરેખર તેજ હોય કે નહી તેનો પાછો સેજ શકબી મને ઉપજયો, પણ તેણીની પોતાનીજ અજબ જેવી વર્તણુકથી મેં જોયું કે માહરો ખ્યાલ ભુલભર્યો હોયજ નહી.

જોશમાં થોડુંક પાણી તેણીનાં મોહડાં ઉપર છાંતી સુંઘવાની શીશી તેણીનાં નાક આગલજ

ધરતાંજ તેણી ધીમેધીમે પાછી હુશીઆર બની પણ હલવે-હલવે ઉઘડતી તેણીની આંખો માહરી ઉપર પડતાંજ તેણીએ પાછી તે બંધ કીધી અને અંચીતું પોતાનું મોહડું ફેરવી તે પાછું પોતાના હાતો હેઠલ ધાંકી દીધું.

"ચલો રમઝાન, ચલો", હું બોલ્યો; પણ પોતાનું ખરૂં નામ સાંભલતાંજ વલી પાછો એક દાબી દીધેલાં ડચકાનો અવાજ તેણીને મોહડેથી બાહેર પડયો. નહી બોલાય એવા સંતાપ સાથે તેણીએ પોતનું માથું ધુણાવ્યું. "તુમ નરમ હોગા તો અછા, નહીતો અમ કુછબી કર ન શકેગા." હું સેજ ભાર મુકી બોલ્યો "મેરેસે તુમકુ ડર ક્યાકા લગતા હએ ? તેરી અર્જસેજ મયે ઇહાં આયા, અબ તેરા એલાજ કરને મેં ચાહતા હું. અબ બોલો જલદી, દર્દ તુજે કાંહ લગતા હએ?"

"ઇહાં !" આ કંગાલ છોડી હવે જોશથી પોતાનો હાત જીગર ઉપર મુકતી બોલી. અરે, પણ તે વેલાનો તેણીનો અવાજ ! **ખોદા** કરતેને,— **ખોદા** કરતેને, આ જગતમાનો કરપીનમાં કરપીન ખુશલાવનારબી ત્યાં તેણીનો આ **એક-બોલ** સાંભલવાને હાજર હતે !

"ઔર ઓ તર્ફબી દર્દ હોતા હએ ?" તેણીની નાડ ગણવાની કોશેશ કરતો, અને માહરો ગમ છુપાવાને બીજી તરફ માહરૂં મોહડું ફેરવતો હું બોલ્યો. દુખી દેખાવે, માહરા સવાલનો જવાબ, તેણીએ હાનો આપ્યો.

"દીનકુ બલગમ બોત પડતા હએ ? ઔર, ઓ બલગમમે કુછ લહુ દીસ્તા હએ, રમઝાન ?"

આટલો વખત સુધી તેણીની પોતાનીજ જબાનમાં માહરૂં બોલેલું સાંભલ્યા બાદ, માહરા છેલ્લા સવાલનો જવાબ, પુર્ણ નીરાશી અને દલગીરીના ભેગા દેખાવે, એવીતો સરસ ગુજરાતીમાં તેણીએ આપ્યો કે તેથી હું અજબ રહ્યો. પણ અફસોસ ! તેથીતો તેણીની રખડતી અને ભેલાયલી જીંદગીનો મને વધારે ભાસ સમજાયો.

"રમઝાન—રમઝાન ! અરે મને કહોકે **શેતાન** ! ડાકટર, એવા નરમ બોલોથી માહરી ઠઠા કરો નાં ! નાં કરો, શેઠજી એમ નાં કરો, શેઠજી એમ નાં કરો ! નહી, એક બોલબી એવો બોલો—નાં—એક બોલબી નહી—એકબી બોલ નહી," દેખાવ અને અવાજનાં વધતાં જતાં જંગલીપણાં સાથે તેણી બોલતી ગઇ. "જુવો આએ માહરી તૈયારી ! હું બધી રીતે તૈયાર છેઉ! એમ થવાની મને આશાજ હતી ! જુવો આએ!" એમ બોલી પોતાનો જમનો હાત તેણીએ એકાએક બીછાણાંના કપડાં ટલે ખોશ્યો, અને માહરાં કમકમાત વચ્ચે, ત્યાંથી એક મોટી છરી ખેંચી કાહડી, માહરાં મોહડાં સામે એક ઘેલીની મીસાલ તે ફેરવવા લાગી. થોડીક મુશકેલીથી મેં તે તેણીના હાતમાંથી છીનવી.

"ઠીક ત્યારેતો, આએ રીતે—આએ રીતે !' એવું કહી હવે તેણીએ પોતાનું ગળું બે હાતે વચ્ચે દાબ્યું. હું માહરી ખુરશી ઉપરથી ઉઠયો અને ઘણાજ સખત અવાજે તેણીને જણાવ્યુ કે જો પોતાના એવા જંગલી ચેનચાળા તેણીએ જારી રાખ્યા તો હું ત્યાંથી તુરત ચાલી જઇશ; કેમકે માહરો વખત કીમતી હતો, અને રાત મોડી થતી જતી હતી.

"જાઓ—જાઓ ત્યારે ! તમેબી છોડો તેને કે જેને આખી દુન્યાંએતો છોડેલીજ છે !—હા, જાઓ—જતા રહો—મને બીજું કંઇબી વધારે લાયક નથી—જોકે મેં તમુને એક વખત જાણ્યા તા તે મુજબનો મેં એવીઆશ રાખીતીજ નહી !" આ કંગાલ છોડી, આંસુના ધોધો વેહતા કરી પોતાનો ઉભરો કાહડતી બોલી. માહરાં કહેલાંની ધારેલી અસર થએલી જોઇ મેં માહરી બેઠક પાછી લીધી. થોડીક ઘડીસુધી હમો બને ચુપ રહ્યાં.

"ઇહાં મને જોઇને, હું—હું ધારૂંચ કે તમેતો કમકમ્યા હશે,—ને તમે બધુ જાણ્યુંબી હશે–" નબલે સાદે તેણી બોલી.

"હવે તેની વાતતો પછી. મને પેહેલ્લાં તમારી તબીએત તપાસવા દેઓ. મને ધાસ્તી લાગેછે કે તમે **ઘણાંજ** બીમાર છેવો; ઘણાં લાંબા વખતનાં બીમાર છેવો નહી વારૂં ?-તમે મને જલદીજ કેમ નહી બોલાવ્યો ? ખચીત કહુંચકે તમારાં બીજા તેડાંનીતો હું વાત જોતેજ નહી !"

"અરે—તમે મને પુછોચ કે મેં કેમ નહી બોલાવ્યા ?-અરે, માહરી હીમત ચાલી નહી !–

હું ચાહુંચ—અરે, હું કેવી ચાહુંચ કે મેં તમુને **હમણાંબી** બોલાવ્યા નહીંજ હતે ! તમુને જોતાંજ હું જાણે ઘેલી થઇચ ! તમેબી તેતો જોયુંજ હશે—પણ તેમાં તમે કરો શું ! અરે ! અરે ! અરે !" દબાતા અને ગુંગલાતા સાદે, બેઉ હાતો પોતાનાં હૈડાં ઉપર દાબતી તેણી બોલી, "ત્યાં મને કેવું લાગેચ ! હા ! હા ! એ કૈસા **દોજખ** !" આ છેલ્લા બોલના સાદેતો એટલી હેબત ઉપજાવી કે માહરૂં હૈડું ધડકવા લાગ્યું.

"હું ફરીથી કહુંચ રમઝાન, કે તમે જરા સાંત પડો, નહીતો ત્યાં માહરૂં થોભવું નકામું ને બેહુદું છે ! આએ બકબકારો તમારો જારી રહેતો હું તમુને શું સારૂં કરી શકું ?" મેં સખત અવાજે કહ્યું. તેણીએ કસો જવાબતો આપ્યો નહી, પણ એકાએક મજબુત હાંસવા લાગી; પછી એકદમ ઉઠી બેઠી અને ઉતાવલમાં પોતાનો રૂમાલ સોધી કાહડી તે પોતાના હોટો આગલ ધરી પાછો કાહડ્યો તો તે લોહીથી ખેરડાયલો જણાયો.

તેણીની એક લોહીની નેસ તુટી ગઇ હતી !

તેણીને માટે મને બેહદ ધાસ્તી હવે ઉપજી. પળેપળ તે રૂમાલ તેણી મોહડાં આગલ ધરતી ગઇ, પણ તે થોડાજવારમાં નકામો થઇ પડયો. લોહીથી તે તરબોર બની ગયો. તેણીએ જહદકથી તેબલના ખાનાં ભણી આંગલી કીધી—હું સમજ્યો—તે ખાનું ઉઘાડયું, અને તુરતજ એક બીજો રૂમાલ તેણીને કાહડી આપ્યો તેબી તુરતજ નકામો થઇ ગયો. આ કમકમાતભર્યા કામનગાલામાં તેણીએ બોલવાની કોશેસતો કીધી. પણ માહરૂં આંગલું હોટો પર મુકી અતીઘણી મજબુતીથી તેણીને ચુપ રેહવાનું જણાવી હું બોલ્યો—"ખબરદાર ! **ખુદાને** ખાતર તમારે એકબી બોલ બોલવો નહી ! એક હરફબી બોલ્યાં તો તમારૂં મોહતજ આવેલું સમજજો ! તમારી જીંદગી અતીઘણી ધાસ્તીમાં છે !" પણ પાછી એકવાર તેણીએ બોલવાની કોશેશ કીધી. "હું કહુંચ કે એકબી હરફ બોલવાથી તમારો નાશ થશે ! ને તેથી તમોએ આપઘાત કીધેલો ગણાશે. વાસ્તે **ખુદાના** હુકમનોબી તો કંઇ દર કરો !"

એક નહી વર્ણવાએ એવાં હસવાંનો દેખાવ ઘડીભર તેણીનાં મોહડાં ઉપર રમી રહ્યો, અને હવે વધારેવાર માહરાં કેહલાંને ના તાબે થવાની તેણી મરજી રાખતી હોએ એવી જણાઇ નહી. મેં તુરતજ હવે તેણીની ફસ ખોલવાની તૈયારીઓ કરવા માંડી અને તે કામ ઓરડામાં કોઇનેબી બોલાવ્યા વગર મોટી મુશકેલીથી હું બજાવી શક્યો. તેણીનુ આટલું બધું લોહી ગએલું હોવા છતાં મેં વલી તેણીની ફસ ખોલવાની અગત જોઇ તેથી વાંચનારે અજબ થવું નહી—તુટેલી નેસ તરફ લોહીનો ધસારો અટકાવાની અથવા નરમ પાડવાની મતલબથી તેમ કરવાની અગત પડેછે. માહરી તે તૈયારીઓ જોઇ તેણીએબી, લોહીમાં ગરક થએલો પોતાનો રૂમાલ મને દેખાડી, અજબ થઇને ઘણાજ ધીમા અવાજે પુછયું—"હજી વધારે લોહી !" મેં પાછી તેણીને ચુપ રેહવાની ઇશારત કીધી, અને માહરાં ઉપાય ઉપર ઇતબાર રાખવાને ધીરજથી સમજાવી.

તેણી બેખબર થઇ ત્યાં સુધી મેં તેણીનું લોહી કાહડયું. પણ એવી બેખબર સ્થીતીમાં તેણી પડી તેની થોડીક ઘડી આગમચ, જ્યારે તેણીના ચેહેરા ઉપર બેસુધીનો મોહોતના જેવો રંગ અને દેખાવ ધીમે-ધીમે ચહડતો હતો, ત્યારે ઘણાજ ધીમા અને મુશકેલીથી સંભલાય એવા અવાજે તેણી બોલી હતી કે—"ડાકટર, હું શું મરી જઇશ ?"

અગતજોગ લોહીનો જથ્થો કાહડી રહ્યા બાદ, બની શક્તી સંભાલથી તેણીનો હાત મેં બાંધ્યો, અને માહરી પેનસીલ વડે દવાઇની એક મેલવણી લખી કાહડી, કોઇને બોલાવા માટે મેં હાંક માર્યો. કદરૂપા ચેહેરાની એક જુવાન ઓરતે ઘોંઘાત સાથે ઓરડામાં દાખલ થઇ માહરી હાંકનો જવાબ આપ્યો.

"ખુદા ! મેરા ખુદા !" ત્યાં પડેલું લોહી, તેમજ રમઝાનનો ફીક્કો દેખાવ જોઇ તેણી બોલી, "અબી અમીનાકા હો ચુકા !"

"ચુપ રહો, ઔરત.!" હું સખતાઇથી બોલ્યો, "લો એ દવાઇકા કાગઝ, ઔર કીદરબી ત્યાં

દવાખાના હોવે વહાંસે એ દવાઇ બનવા લાઓ. ઔર નીચુસે કોઇ દુસરી ઔરતકુ ઘ્યાં ભેજો."

"હં મએ ઉસકી અમાકુ ભેજુંગી."

"ઉસકી અમા!" હું અજબ થઇ બોલ્યો. તેણી હસી પડી."સાબ ઘ્યાંકા રેવાજ આપકુ ખબર નહી હએ? ઓ બુઢી જો આપકુ બુલાનેકુ આઇતી ઓ હમારી સબકી અમા હોતી હએ!"

માહરી બરદાસ્ત હલે પડેલા આ કંગાલ ભોગની દયા ખાતો, અને જે જગા ઉપર હું હમણાં હતો, તેમજ જે કીસમનાં આસાંમીઓથી હું ઘેરાયલો હતો તેઓ તરફ કંટાલા અને કમકમાતથી જોતો હુંતો હવે ચુપજ બેસી રહ્યો. આખરે પેલી બુઢી મેં મંગાવેલી દવા લઇ ઓરડામાં આવી, અને મેં તુરતજ તે માહેલો અગતજોગો ભાગ રમઝાનને પાઇ દીધો. "સાબ અમીના બોત બીમાર હએ?" સેજ ચીંતા દેખાડી ધીમા સાદે તેણીએ મને પુછયું.

"હા," મેંબી તેવાજ સાદે ટુકમા ઉતર વાળ્યો, "ઉસકી અછી સંભાલ લેના ચાહીએ, બોત અછી સંભાલ,—નહી તો આજ રાતબી ઓ જી શકેગી નહી."

"જબતો ચલો ઉસકુ ઇસપીટાલમે લેકે. એકદમ વહાં લે જાએગા તો અછા," એવો જવાબ, રમઝાન તરફ સુરણ જેવી બલકે લાગણી રહીત અજાયબીથી જોતાં તેણીએ દીધો.

"ઉસકુ હયાંસે કીદરબી લે જાનેસે ઉસકા જાન નીકલ જાએગા. ઉસકુ હયાંજ રહેને દો બોત દીન તલક. સંભાલો ઔરત, મયે બોલતા હએ ઉસપે ધ્યાણ રખો. ઇસકુ કીદરબી લે જાના નહી!"

"તુમ બોલતા હએસો બોલો. ઇદર કીસકુ પરવા હએ? તુમતો કુછબી બોલેગા, લેકીન અબીએસી બીમાર જો યેહે હુઇતો ઉસકે ઇદર રખકે કયા કરના? મેરા ઘરકુ આપ કુછ ઇસપીટાલ સમજતે હો?"

એ સાંભલી મને ઉપજેલો ક્રોધ હું મોટી મુશકેલીથી દાબી રાખી શકયો.

"અબ દેખો બાઇ," હું તેણીને નરમ પાડવા બોલ્યો, "જરા રેહેમતો કરો. યેહે એસી કમબખ્ત હુઇ ઉસ વાસ્તે ઇતની સખતીસે બોલના લાઝમ નહી હએ! આપબી કીતના જલદી અયસાજ મોહતકે બીછાણેપે પડોગે ઉસકાતો ખ્યાલ કરો!"

"મોત ઓર બીછાણા સબકુ જેહાનમમાં દાલો! પણ અમીના જો ઘ્યાં રેહવે તો ઉસકા ખર્ચ કોણ દેવે? મેરેસે કુછબી નહી હોવેગા, ઔર મે કુચ કરનેવાલીબી નહી! અબી એ ઘરકી અમીનાકી કમાણીતો બંધજ હુઇ, સબબકે યેહે અબી રદ હુઇ!" આ બેહયા ઓરત બોલતીજ ગઇ, "પણ અમીના, થોડે દીનપર તેરે હાતમે પૈસાતો થે, મુજકુ માલમ હએ વ્હો; કાંહ રખા વ્હો પૈસા?"

"અછા બાઇ," રમઝાનના બીછાણા આગલથી તેણીને હલવે રહી ખીસાડતો હું બોલ્યો, "જરા તુમ ઓરડેમેસે બાહાર જાઓ." "મયે ઓરડેમેસે બાહર જાંઊં! વાહ-વાહ! કે આપ ઘ્યાં જોબી, કુચ હુવે શો અપને ખીસેમે દાલકે રવાના હો જાવે!" તેણી હવે તોછડાઇથી બોલી. મેં જોયું કે તેણીની ગડબડ હવે વધતીજ જશે, તેથી આ બુઢી દદા ઉપર જહનુનથી તપતી માહરી આંખો સ્થીરપણે ટીકેલી રાખી હું બોલ્યો, "દેખ બુઢી! અમ બોલતા હયે કે તુ યેહે લડકીકા જાન લેએગી!" હવે તેણી જરા દબી ગઇ, અને ફફરાતના થોડાક નહી સમજ પડે એવા બોલો બબડતી ઓરડાની બાહેર ચાલી ગઇ; મેં બારણું બંધ કીધું, અને પાછી રમઝાનના બીછાણાં પાસે માહરી બેઠક લીધી. પેલી ડાકણ, કે જેણીના કબજામાં હાલ તુરત રમઝાન પડેલી, તેણીએ વાપડેલી ધાટકી અને બેહયા ભાશા સાંભલવાથી ઉપજેલી ઉશકેરણીનાં ચીન્હો હવે તેણીના ચેહેરા ઉપર મેં જોયાં. તેથી ઉપજનારી અસર બાબે હું ધ્રુજવા લાગ્યો.

"રમઝાન," હું બોલ્યો, "હવે થોડોવાર શુધી તમે મનેજ બોલવા દેઓ તો મેહેરબાની. માહરા સવાલોના જવાબો ફક્ત ડોકાંની હીલચાલથી આપજો. હું તમારે વાસ્તે એક આયા તમારી માવજતને માંટે મોકલું તો ઘ્યાંનાં લોકો તમુને થોડા દાહડા નીરાંતે રેહવા દેશે? થોડા દા-

હડા પછી તો તમુને હયાંથી લઇ જશુંજ!" તેણીને લઇ જવાને લગતો માહરો છેલ્લો વીચાર સાંભલતાંજ અજબ થઇને તેણીએ માહરી તરફ જોયું, પણ માહરા સવાલના જવાબમાં તેણીએ હાનુ ડોક્યું કીધું.

"જો તમે સેજ સારાં થાઓને હું તમુને કોઇ દવાખાનામાં કે હાસપીટલમાં મોકલી આપું તો ત્યાં તમુને જવાને કાંઇ અડચણ છે? બધી રીતની તમારી માવજત ત્યાં થશે." તેણીએ ના પાડી.

"કાંય, હયાં તમુને કોઇનું કરજછે?" મેં પુછયું,

"નહી, માહરા ગુનાહે તે કરજતો ફીતાડ–'. તેણી નરમ અવાજે બોલવા ગઇ. મેં માહરા હોટ આગલ આંગલી ધરી, એટલે તેણી ચુપ રહી. "હવે એ વાતતો પછી," હું બોલ્યો, "હમણાં તો જે કરવાનુછે તે કર્યે. મને હવે વધારેવાર ખોટી થવું નથી, ને તમેબી શુસ્ત થયલાં દીશોચ. હું નીચે બધાંઓને તાકીદ કરતો જઇશ કે તમુને બીલકુલ છેડે નહી, ને હમણાં તો માહરે ત્યાંનીજ આયાને તમારી પાસે મોકલી દેવાનો માહરો વીચારછે. વલી બીજું હું એમબી કેહતો જઇશ કે આયા આવી પુગે તેટલો વખત પેલી બુઢી તમુને દવાદારૂ આપ્યા કરે ને, તમારો ઓરડો સોજે તેમજ તમુને પોતાને નીરાંતે રાખે. ને હવે હું તમુને એટલું મજબુતીથી કહુંચ કે તમારી જીંદગી સાચવવા જરાકબી તમે માંગતાં હો અથવા મરવા પાંતીની જરાકબી તમુને ફીકર હોય તો, જ્યાં સુધી કાંઇ ખાસ જરૂર નહી હોય ત્યાં સુધી, એકબી બોલ નહી બોલવાની સંભાલ રાખજો. હું જાંઉચ હવે–ખોદા તમુને તંદરોસ્તી બખશો!" એટલું બોલી હું ઉઠવા જતો હએટલે તેણીએ પાછો બેસવાની ઇશારત કરી, અને થોડોકવાર પોતાના તકીયા નીચે ટંટોરી એક કોથલી બાહર કાહડી માહરી નજર સામે ધરી.

"છટ—છટ! એ શું ચેડાં! મુકી દેઓ એને —હાલ તુરત તો મુકીજ દેઓ!" હું બોલ્યો.

"તમારી ફીતો આપવીજ જોઇએ," તેણી હલ્લુસે બોલી.

"ગરીબ દરદીઓની ફી હું લેતોજ નથી; ને તમે ગમે તેટલી હુજત કરો પણ તમારીબી હું કદી લેનાર નથી," હું મજબુત અવાજે બોલ્યો. તે કોથલી નાખી દઇ તેણીએ માહરો હાત પોતાના હાતોમાં પકડયો, અને દુખી દેખાવે માહરી ભણી જોવા જતાં, તેણીની આંખોના આંસું તે ઉપર પડ્યાં. ઘડીએક મુગી રહી, તેણી પાછી અરજ કરતી નરમ સાદે બોલી—"એક કહ્યું માહરૂં માનો! માહરી વાત તમારી પુટલીને કેહતા નાં!" "નહી, હું નહી કહીશ!" હું બોલ્યો જોકે હું સમજ્યો તો ખરો કે ઘર જતાં વારજ માહરી કબુલાત માહરે તોડવી પડશે. ફરી પાછો માહરો હાત દાબી તેણીએ એક ઊંડો નીસાસો નાખ્યો. હવે ધીમે ધીમે સુસ્ત અને ઉઘરેત જેવી થતી તેણીને જોઇ હું દલગીર થયો નહી, કેમકે તેમ માહરી દવાની અસરથી થતું મેં ધાર્યું, અને તેથી ગુપચુપ હું ઓરડાની બાહેર નીકલી પડયો. કાંઇ બતીબી સાથે નહી એટલે અંધારાંમાં ઠોકડાતો હું જેમ–તેમ નીચે ઉતર્યો, પણ ઓરતો અને મરદોને નીચેથી આવતો જોશભર્યો અવાજ સાંભલી, ત્યાં કાંઇ જઘડો ઉઠયો હશે એવું સમજી હું કમકમ્યો અને હેબત્યો. અરે, રમઝાન જેવી એક દરદીને માટે આ તેં કેવી જગા! અરઘે કટકે નીચે ઉતરી હું સાંભલવા ઉભો રહ્યો. "મયે બોલતી કે ને તેરા ઘડીયાલ મયને **નહી** લીઆ," એમ કોઇ ઓરતનો તીનો અવાજ સંભલાયો, "મેરી બલાબી તેરા કુછ લેનેકી નહી! મુવે—!"

"મય દેખા તેરે હાતમે—મય દેખા તેરે હાતમે!" એવો એક મરદનો પોકાર સંભલાયો.

"તું જુહા હયે—તું જુહા હયે! મુવે કુત્તેકી દુમ!" એવા બોલો સંભલાયા બાદ, મારફાડ અને ખેંચતાણનો સાદ આવ્યો.

"અબી બસ—અબી બસ! ચુપ રહો સબી, નહીતો સબકુ ચોકીમે લે જાએગા! ચલો લડકી, તુમ ગુપચુપ ચલો મેરી સાથ! એ મરદ બોલતા હએ તુને ઉસકા ઘડીયાલ ચોરા હયે, તો અબી તુમકુ ચોકીપરતો આનાજ ચાહીએ!" એવો એક પોલીસ સીપાહીનો અવાજ આવ્યો. "મયે નહી આનેકી! કબી ન આનેકી! મયે તેરી અંખ્યાં ફોડ દાલુંગી! તુમ સબી શયેતાનો મર કયું નહી જાવે, પણ મયેતો નહીજ આનેકી!"

એમ પેલી ઓરતે પાછી બુમ પાડી અને નીચેનુ તોફાન વધતુંજ ગયું. ઓ ખોદા! કેવી જગામાં હું હતો! કેવી જગામાં પેલી કમબખ્ત બીમાર હતી! કેમ જવું અથવા શું કરવું તેના ગુચવડામાં પડેલો, હુંતો તે અંધારા દાદર ઉપર, માહરી છતરીને અઢેલીને ઉભોજ રહ્યો. આખરે મેં નીચે ઉતરવાનો ઠેડાવ કીધો; અને આ તોફાનનાં મઠક આગલ આવી પુગતાં, બાહેર જવાનો માર્ગ સઘલો, ઓરતો અને મરદોનાં ટોલાંથી ઘેરાઇ ગયલો મેં જોયો.

"એ ક્યા સબ ગડબડ મચાઇ હએ?" બની શકતો થથારાનો દેખાવ કરી ઘાડે અવાજે મેં બુમ પાડી, "ચુપ હો જાઓ સબ! એક ઓરત ઉપર મરતી પડી હયે ઓ તુમ જાણતે હો!"

"મરતી હય!" પેલીજ ચોર ઓરત પાછી બોલી, "ઓ મરતી હયેતો મુજકુ ક્યા? ઓ લોક બોલતે હયે કે મયે ચોર હઉં! ઔર ઓ મુવે ચંડાલ, મુવે—, બોલતે હયે કે મયે ઉસકા ઘડીયાલ લીયા! મુવા શયેતાનકા પક્કા!" તેણીનો પોશાક સઘલો ખભાં આગલથી ફાતી-તુટીને નીકલી ગયો હતો, અને છુટા થયલા તેણીના બાલો તેણીનાં માથાં, ગળાં, અને મોહડાં ઉપર વીખરાઇને પડેલા હતા. તેણી પેલા સીપાહીના હાતમાંથી છટકીને એક જુવાન હીંદુ સખસ તરફ ધસી જવાની કોસેસ કરતી હતી, કે જે હીંદુ જોશભર્યો હાતો હીલવીને ભેગાં મલેલાં લોકોને જણાવતો હતો કે તે ઘરમાં તેનુ ઘડીયાલ ચોરાયું છે. માહરો જીવ હવે અતીઘણો દુખ્યો. આ કમકમાતભર્યો દેખાવ તેમજ લતાથી એકદમ સદાનો દુર થવાનોબી હું વીચાર કરતે પણ જે બીમાર અબલાને હું ઉપર મુકી આવ્યો હતો તેણીને લગતા અંદેશાએ મને તેમ કરતો અટકાવ્યો.

"જરા હ્યાં આકે મેરી બાતતો સુનો," હું પેલી ઘેરવાલી બુઢયા તરફ જોઇને બોલ્યો. પણ તેણીએ માહરી ઉપર બરાબર જોયું વતીક નહીં, અને ગુસ્સા તેમજ જોશથી હાંફતી બોલી કે—"તેરી બાત સુને—તેરી બાત! વાહવા! એ દેખો, એ મુવા શયેતાનકા લડકા હ્યાં આકે બોલતા હએ કે ઉસકી ચોરી હુઇ હએ; અને એક મેરી લડકીકુ ચોર ઠરાતા હએ! એ દેખો, ઇસકા ખાના ખરાબ હોજાવે, એ મેરા ઘરકી આબરૂકી સબ પાયમાલી કરતા હએ" અને એ પછી, તેણીના ગુસ્સાના પેલા ભોગ ઉપર, દીલ ધ્રુજાવનારી એવીતો અજીડી ગાલોનો મારો તેણીએ ચલાવ્યો, કે એવી વાણીઓ એક ઓરતના મોહડાંમાંથી નીકલી શકે એવું મેં કદીબી ધાર્યું હતું નહી.

"પણ મેરાતો એક બોલ સુનકે જાઓ," હું અરજ કરતા નરમ અવાજે પાછો બોલ્યો, "માલ પરકી ઓ બાઇ—ઓ લડકી—બોત બીમાર હએ—ઉસકા જાન બોત—"

"ઇદર આ ફાતમા, તું જાકે સુન વ્હો ડાકટર ક્યા બોલતા હએ સો! મુજેતો હ્યાં એ મુવે નકટેકી ખબર લેનેકી હએ!" એમ બોલી તેણી પાછી પેલા અટકી ગયલા ટંટામા રોકાઇ.

પેલી જુવાન છોકરી ફાતમા જેણીને તેણીએ કહ્યું હતું, તે હવે માહરી પાસે આવી, અને ઘરના પાછલા ભાગમાં આવેલા એક નજીશ ઓરડામાં મને લઇ જઇ, હું શું કેહવા માગનો હતો તે મને પુછ્યું.

"મય ઇતના કેહતા હું કે ઉપર રમઝાન બોત બીમાર હએ, ઔર મયે ઇસકુ પયછાનતા હું."

"અરે સાબ, અયસાતો ઉસકુ દુસરે સેંહકડો લોક પયછાનતે હોગે"—

"ચુપ રહો, ઔરત?" તેણીનો ઉપલો બેહયા રીમાર્ક સાંભલી હું ગુસ્સાથી બોલ્યો, "ઔર શુનો મેરા કહેના! મય બોલતા હું કે રમઝાનકી હાલત બોત જોખમમે હય; ઔર તુમ સબ લોક ઉસકી સલામતી કે જુખમદાર હો? તુમ લોકોકે હાતસે હેરાન હોકે યા હેબત ખાકે જો એ મર જાએગી તો તુમ સબી બોત મુસકેલીમે આ પરોગે, ઔર મયેજ ઉસકી ગવાહી દેનેકુ હાઝર હુંગા!"

માહરા ઉપલા બોલો સાંભલી તેણી ચોંકી, અને મને જવાબ આપ્યો કે—"ગરીબ બીચારી! ઉસકે વાસ્તે મયે બોત દલગીર હું

બાંકી સબ ઔરતોસે વ્હો બૌત નરમ ઔર અછે મીઝાઝકીથી! અભી ઉસકા ક્યા કરના સાબ?"

"કરના એઇજ કે, એ સબ લોકકુ ચુપ રખો. રમઝાનકી સાથ કીસીકુભી બાત કરના મત દીઓ. અભી અમ જાકે એક આયાકુ ભેજ દેંગે, ઉસકુ ઇસકી પાસજ રેહેને દો."

"અરે—અરે, પણ સાબ, વ્હો આપકુ ઔર આયાકુ પૈસા કાંહસે દેગી? કોન જાણે કીતના વખ્ત હુવા એતો બીમાર હએ! મયેં જાણતી કે વ્હો હ્યાં આઇ તબસેજ બીમાર હએ!"

"ઉસકા હમ દેખેગે. તુમતો હમ જો બોલા હએ ઇતનાજ કરો. કલ સબેરકે પોહોરમે મય હ્યાં આંઉંગા ઔર દેખુંગા કે સબી બરાબર હુવા હએ કે નહી. જો બરાબર નહી હોગા તો તુમ બોત મુશકેલીમે આઓગે, ઇતના ખુબ યાદ રખો! જો નીચુકી ગડબડ અભી નહી બંધ હોગીતો અમ ખુદ જાકે એક કાન્સટેબલકુ બુલવા લાઉંગા! જાઓ, બોલો અએસા નીચુ શબકુ!" તેણીએ મને વચન આપ્યો કે માહરા કેહવા મુજબજ સઘલું કરવામાં આવશે; અને તેથી હવે કોઇ કદાચ માહરી નજરે પડે એવા આએ દેખાવોના ઠામથી હું ઉતાવલ કરી બાહેર નીકલી પડયો. તે ઘર અને તે લતો છોડી બાહેર પડતાંજ મેં તે **કીરતાર**નો ઉપકાર માન્યો, અને રાત થંડી, ભીણી, ને અંધારી હોવા છતાં એ ખોલ્લી હવાથી પાછો હું તાજો થયો. આ ભયંકર રોગથી ભરપુર વાતાવરણમાં હું દાખલ થયો ત્યાર પછી આ પેહેલ્લીજ વખત સ્વચ્છ હવા મેં માહરા દમમા લીધી. આ રમઝાન, એક વખતની નીતીવાન, સુખી, ખુબસુરત, અને હાલની ગુનેહગાર પલીદ, ને મરતી રમઝાનને લગતા, તેમજ બીજા કેટલાક ગુજરેલા અને હાલના બનાવોને લગતા વીચારો અને યાદગારીઓનો ધસારો જોશ સાથે માહરાં મનમાં ઉભરી આવ્યો. કેવા કેવા ફેરફારો આ પડી ભાગેલી ગરીબ છોડી ઉપર ગુજર્યા હશે! અજબ જેવુંછે, કે એની ઘણો વખત આગમચજ તેણીએ આપઘાતની કોશેશ કીધી નહી બસ્તાવા અને નીરાસીનાં જહનુનથી ઉસકેરાઇ તેણીએ પોતાની ધીઃકાર ભરેલી જીંદગી તમામ કીધી નહી, અને ઘેલાંપણુંના જોશમાં આ તકસીરવાર હાલત તરક કરી તેની મજાની હાલતમાં દોડી ગઇ નહી. એ સઘલો દેખાવ ફરી પાછો જોવાની મને એકગમથી ઇચ્છા થઇ, તેમ બીજી ગમથી ધીઃકારબી છુટયો. અગ્યાર વાગી ગયા હતા કે જ્યારે હું ઘર જઇ પુગ્યો. ત્યાં જતાંવાર મેં માહરે ત્યાંની એક આયાને સઘલી અગતની ચેતવણી અને સમજણ આપીને રમઝાન પાસે રવાના કરી દીધી. માહરી પુટલીને આ સઘલા બનાવ બાબે અનજાણીજ રાખવાને મેં રમઝાનને આપેલી કબુલાત માહરેથી જલવાએ એવું તો હતુંજ નહી તે વાંચનાર જાણે છે, અને તે મુજબ સઘલી વીગતથી તેણીને જાણીતી કરવા વગર હું રહ્યો નહી. તે સાંભલતાંજ આખી રાતની તેણીની ઉંઘ ઉડી ગઇ. હવે, એ આગલી રમઝાન સાથની ઓલખાણમાં હમો કેવા સંજોગોથી આવ્યાં તે બાબે વાંચનારને ટુકમાં વાકેફ કરવાની આએ સઉથી લાયક ટક હું ધારૂંછું.

આએ માહરાં લખવાના વખતની કેટલાંક વરસો આગમચ માહરી બાએડીને હવા અને દેખાવની ફેરબદલી કરવાની અગત પડવાથી હમો બને પુણા ખાતે જઇ વસ્યાં. હમારી પડોશના બંગલામાં એક મા પોતાની જવાન દીકરી સાથે વસ્તી હતી. તેઓનો ધર્મ મહમદી હતો. મેહેબુબ, **કે જે નામ પેલી** માતાનું હતું, તેણી એક તવંગર અને આબરૂદાર ખાનદાનની વારેસ અને એક **દેશી પેદલ લશકરમાના મરણ** પામેલા શુબેદાર—**મેજરની વીધવા થતી** હતી. એ ભરતારનાં મરણ **પછે મેહબુબ** પોતાની એકપુરી દીકરી સાથે પુણા **ખાતેજ** પોતાનો એકાંત અને આબરૂદાર ભર્યો વાસ કરી બેઠી હતી, અને પોતાની બાપીકી નાધલી દોલતથી અને સરકાર તરફથી મલતાં ટુક પેનશનથી થતી આવક તેઓને વગર અગવડે પોતાનો સંસાર નીભાવાને શક્તીવાન કરતી હતી. અધેર વયના કરમાતા વખતમાંબી જુવાનીની ખુબસુરતીનો સરસ ખ્યાલ આપનારો મેહેબુબનો ચેહેરો મને હજી કેવો યાદછે! સાંત બલકે ગંભીર જેવી દીસતી ખુસાલી હમેશ તેણીનાં મોહડાં ઉપર રમી રેહતી

હતી અને તેણીના મીજાજને એવીતો સરસ ઢપે દેખાડતી હતી કે હમોને એવાં મલટાવડાં પડોસીઓ મલ્યાં તે જોઇ મને પોતાનેબી સંતોશ ઉપજ્યા વગર રહ્યો નહી. તેણીને ઘરની માહરી પેહેલ્લી મુલાકાત વેલા, તેણીનું મકાન તપાસ્યા બાદ, પછવાડેના એક ઓરડા આગલથી જેવાં હમો ચાલી આવતાં હતાં તેવીજ માહરી નજર તે ઓરડામાં બેઠેલી સરસ પોશાકવાલી એક ઘણીજ ખુબસુરત છોકરી ઉપર પડી.

"એ મેરી બેતી હએ સાબ," લગરીક કઢંગી મજબુતીથી માહરી આંખો તેણી તરફ ગોઠવાઇ રહેલી જોઇ મેહેબુબ બોલી.

"કેવી સરસ !" માહરી બાએડી બોલી, "કેવી ખુબસુરત ! નકરી જાણે 'મોહીના રાણી' !"

"હા બાઇ, અયસીતો હએ ! ઔાં સબ લોક ઉસકુ કયા–કયા બોલતે હએ !" એક માવતરને લાયકની ખુશાલી સાથે મેહેબુબ બોલી, " નરમ ઓર શચાણીબી વયસીજ હએ ! બોત અછી ! એજતો એક રહી હએ અબ મેરી સાથ, દુસરાતો મેરા કોઇ નહી ! " હમે અરસપરસ ભલી દુવા અને મુબારકબાદી ચાહીને છુટાં પડ્યાં, અને એ હમારી ઓલખાણ ભવીશમાં ઘણીજ ધાડી અને કામની બનશે એવાં દરેક ચીન્હ હમોને માલમ પડ્યાં. માહરા કુટુંબને તેઓનાં નવાં રેહઠાણમાં ગોઠવી હું મુંબઇ આવવા પાછો નીકલ્યો, માહરી ધંધાદારી રોકાણો મને એક દીવશથી વધુ ગેરહાજર રેહવા દે એવું ન હતું. માહરી પુટલી તરફથી મને મલતાં સઘલાં કાગલોમાં મેહબુબ અને તેણીની ખુબસુરત, મલટાવડી, તેમજ શીખેલી દીકરીની તારીફો લખાઇને આવતી હતી, કે જેણીની સાથે તેણીને ઘણી મજબુત દોસ્તી બાઝી ગઇ હતી. અને વલી ફરેસ્તાની મુલાકાતોની મીસાલ જે માહરી મુલાકાતો હું અવારનવાર ત્યાં આપી આવતો હતો તેમાં રમઝાન માહરી પોતાની મીત્રાચારીમાંબી ઉતરવા વીણા રેહી નહી; અને એમજ, તેણીની સાથ સંબંધમાં આવનારા સઘલાંઓનાં બાબમાં બનતું હતું. મને માલમ પડયું કે પુણામાં સઘલાં તેણીને તુવારીખોમાં પ્રસીધ થયલી પેલી 'નુરજેહાન'ને એલકાબે બોલાવતાં હતાં, અને તેણીની ખુબસુરતીને લીધે, સભ્યતા વગરના ફાંકડાઓથી તેણીને એટલી પીડા ખમવી પડતી હતી કે તેણીથી બરાબર ફરવા હરવાબી જવાતું હતું નહી. તેણીની માતાની અતીઘણી ખુશી છતાં તેણીએ અત્યાર સુધી પરણવાને નાંજ પાડી હતી, અને ઘણાએક ફાયદાકારક માંગાંબી તેણીએ નાકબુલ રાખ્યાં હતાં. તેણીના સઘલા સારા ગુણો છતાં પોતાની ખુબસુરતી માટેની સેજ મગરૂરી જેવુંબી તેણીનામાં નહી હતું એમ નહી. તેણી સમજતી હતી, અને તે અલબતાં વાજબીજપણે, કે તેણીની કેલવણી, તેણીની વલણો, તેણીના શોખો, અને તેણીનો સ્વભાવ તેણીની હાલની મધ્યમ હાલતને અનુસરતો હતોજ નહી. "હું સુબેદાર–મેજરની છોકરીની હાલતમાંજ રહું એ જરા અનગમતી વાતછે !" એમબી તેણી એક વેળા, પોતાની હાંસ જેવી ગરદનને મગરૂરીનો વાંક આપતી, બોલી હતી. પણ તે વાંક માહરી બાએડીનો જવાબ મલતાંજ તુરત નાબુદ થયો હતો—"રમઝાન, એવું બોલવામાં સલુખાઇ નથી. એવા વીચારો તુને છાજતા નથી!" પુટલી બોલી. પણ એવી તેણીની મગરૂરી પુટલીને કેટલેક દરજ્જે પસંદબી પડી.

"એ એટલી મગરૂર ને તુમાખીછે, કે કોઇબી તરેહની લાલચમાં ફસી જાએ એવું લાગતું નથી," એમ પુટલીએ મને એક દીવશ કહ્યું, " કોઇબી ઘેલી-ગાંડી ફુરતાજ પર એ ધ્યાણ આપે તેવી નથી, જેતો બધું ચોકસાઇથી કરે એવી છે. "

" નહી પુટલી. એમ હું ધારતો નથી, " હું બોલ્યો, "માહરો વીચાર એથી ઉલટોજછે. એની મગરૂરી, જ્યાં સુધી એના સઉથી બુલંદ ગુણો સાથે ભેલાયલી રેહશે નહી ત્યાં સુધીતો એને એવી હાલતમાં ગબડાવી દેવામાંજ કામે લાગશે કે જે હાલતે સાદી નમ્રતાતો કદીબી પુગી શકે નહી. જે ધાસ્તીથી ધ્રુજીને નમનતાઇ દુરજ રેહે છે, તેનીતો સામે થવાને એવી મગરૂરી સદા તૈયાર રેહછે. નાશ કે ખરાબીના છેક કીનારા સુધી એવી મગરૂરીને પોતાના બળ અને શક્તીની સરસાઇ દેખાડવા માટે ખેંચાઇ જવું પડેછે.

પછી તેમાં તે ફતેહ મેલવે કે નહી તે બીજો સવાલ રેહછે. પુટલી પોતાના મન કે તનની શક્તી ઉપરનો એક માણસનો મગરૂરીભર્યો પુણુ ભરૂશો ઘણુકરીને માઠોજ ગણાયછે. કંઇબી કારણથી નીરાશ થયલી એક મગરૂર છોકરી જે આફતકારક અંતમાં ફસી પડેછે તેના દાખલાથી આપણે અનજાણાં નથી !"

રમઝાનનો મુખ્ય શોખ કાહની કીસ્સાઓ વાંચવા પાછલ બેહદ હતો, અને પોતાના ઘર સંસારી કામો કીધા બાદ જેબી ફુરસદ તેણીને મલે તે સઘલી તેણી એવાંજ વાંચનમાં રોકતી હતી. એમ કીધાથી તેણીએ ઘણાંખરા વાંધા ભરયા વીચારોનેજ પોતાના મનમાં ઠરાવ્યા હતા, અને જીંદગી તેમજ નીતી સંબંધીના ઊંધા અને ભુલભરયા ખ્યાલોજ તેણીનાં મગજમાં રમી રહ્યા હતા. અને વલી એમાં, તેણીને જોનારા સઘલાઓને મોહડેના વાખવાખી અને તારીફ અને ખુસામતના શબ્દોએ વધારો કરીને તેણીને પોતાની ખુબસુરતી વીશે ઘણોજ ઉંચો વીચાર રાખતી કીધી હતી. અરે–અરે ! તે વાખવાખીની અસર ! ખરેખર, જો તેણી માહરી દીકરી હતેતો, તેણીનાં ભવીશની ધાસ્તીથી હું ધ્રુજવા વગર રેહતે નહી. !

પણ રમઝાન ઉપર મોહીત થયલી તેણીની માતાને એવી કસી ધાસ્તી નજર પડી નહી—તેવી હેબતમાં રેહવાને કશુંબી કારણ તેણીને લાગ્યું નહી; અને તે વીશેનું હમો તરફનું કાંઇબી બોલેલું તો અલબતાં ખચીત ઘાતકી અને તોછડાઇભર્યું ગણાતે. માહરી બાએડી ત્રણ મહીના સુધી પુણે રહી, અને તે સઘલોજ વખત મેહેબુબને ત્યાંની તેણીની મુલાકાતો અને રમઝાન સાથની તેણીની ગાડી અને વાહલી મીત્રાચારી ચાલુજ રહી. જુદાં પડતી વેલા પુટલીએ, તેઓ મુંબઇ આવે ત્યારે હમોને મલીને જવા માંટે, તેઓને વીણાવ્યાં, અને રમઝાનનો તો વચનજ લીધો કે અવાંર નવાર કાગલ પત્રો લખવાનું તેણીએ ચાલુજ રાખવું. હમો મુંબઇ આવી પુગા પછેબી ઘણો વખત સુધી આ "નુરજેહાન" હમારી વાતચીતની મુખ્ય બાબદ હતી, અને માહરી બાએડી તેણીને માટે ઘણીક તરેહની ઇંતેજારી ભરેલી ઇચ્છાઓ અને આશાઓ દેખાડતીજ ગઇ. પણ હમારે ત્યાં આવી જવાને લગતુ માહરી પુટલી તરફથી તેઓને જે ઇજણ થયું હતું તેનો લાભ તેઓ ફક્ત એકજ વખત લઇ શકયાં, અને તેબી માહાં ભાયગે જ્યારે હમો બન્ને ઘરમાંથી ગેરહાજર હતાં ત્યારે. જુદા જુદા બનાવો, અને ખાસ કરીને ઘરખટલાની વધતી જતી જંજાલોને લીધે, પુટલી અને તેણીની સહી "નુરજેહાન" વચેના પત્ર વેહવારમાં ગાળો પડતો ગયો, અને આખરે તે સદનતર બંધ પડયો; જો કે પુણા ખાતેથી પાછાં ફરેલાં મીત્રોથી હમો અવાર નવાર તેણીની ખબરતો સાંભલતાંજ ગયાં પણ તેનોબી અંત આવ્યો, અને હું ધારૂંછું કે આ તવારીખમાં જણાવેલો બનાવ જે વખતે શરૂ થયો તેની આશરે ત્રણ વરશ આગમચતો તેણીનું નામ ભાયગે હમોએ એકબી વખત યાદ કીધું હોય.

હવે, હું ધારૂંછું કે, હાલના વખતની આ "અમીના" ને આગલા વખતની "નુરજેહાન" તરીકે ઓલખતાં જે ભય મને ઉપજયો તેનો કાંઇ ખ્યાલ વાંચનારને આવી શકસે ! ઘડીયાલોની જે કોથલીઓ હમણા માહરાં બીછાણાંની પછવાડે ઓરવેલી હતી તેબી તેણીનીજ શુંદર ભેટો હતી કે જેણીની કમકમાત ભરી હાલતનું બયાન હું માહરી રડતી બાએડી આગલ કરતો હતો ! જે સંતાપકારક યાદગારીઓ તે જોઇ ઉપજતી હતી તેથી ચીરડાઇને મેં તેમને ત્યાંથી તોડી પીખીને નાંખીબી દીધી હતે ! તેમને જોતાં હમોને નીરાંતે ઊંઘબી આવી શકી નહી. મધરાતે, માહરી છંછેરાયલી ઊંઘમાંથી, માહરી પુટલીના નીશાસા સાંભલી હું ચમકી ઉઠયો.

"શું છે, પુટલી ?" મેં પુછયું.

"અરે બીચારી રમઝાનનું શું થતું હોશે ! ખાત્રીજ છે કે એ બીચારીનું આવી બન્યુંચ !"

માહરા રાબેતાના ઉઠવાના વખતની બે કલાક અગાઉથી જાગતો પડી, કેવા અજાયબ અને નાશકારક બનાવોના સંજોગથી રમઝાન આ ભયંકર અને કમકમાત ભરી સ્થીતીમાં આવી

ગઇ હશે, તેના ખ્યાલોમાં હું ગુંટાઇ ગયો હતો. માહરી ગઇ રાતની મુલાકાતની યાદદાસ્ત જો કે હજી દુખદાયક રીતે તાજી અને ખોલ્લી હતી, તો પણ તે સઘલું જાણે નહીંજ માનવાનો ઢાંટોબી મને ઘડી ઘડી ઉપજવા વીણા રહ્યો નહી. આ 'ચીમનાના રોપા' ની અજીના તે આગલી હમારી ઓલખીતી મેહબુબની, રમઝાનજ હોય એમ જલદીથી માનીજ કેમ શકાય? પણ નવ વાગે જ્યારે હું તેણીનાં બીછાણાં પાસે પાછો જઇ બેઠો ત્યારે તેણી સુતેલી હતી; અને પોતાની ખુરશી ઉપરથી મને જગા આપવા માટે ઉઠી ઉભેલી આયાને, મેં ધીમે પગલે અંદર દાખલ થતાં, ચુપ રેહેવાની ઇશારત કીધી. અરે ખોદા! તે વેળા માહરૂં જીગર કેવું દુખીયું! દયા આણવાજોગ હાલતે માહરી સાંમે પડેલી આ ચીજ રમઝાનજ હતી! શું તેણીનાજ તે ખુબસુરત હાત પગો હતા કે જે તે નજીશ ચાદર ટલે ઢંકાયલા હતા? આ રાખ જેવો ફીકો ચેહેરો—આ બેઠેલા ગાલ—આ પેસી ગયલી આંખો—આ ગુંચવાયલા વીખરાયલા બાલ—એ સઘલી ચીજો શું રમઝાનની—તે આગલા સુખી વખતની "નુરજેહાન" ની હતી! અરે અફસોસ! તે સંગેમરમર જેવાં મગરૂર કપાળ ઉપર કલાથી ગુંઠાઇને મુકાયલા શીહા બાલો માટે તે કપાલબી હવે કેવું દરદ અને મોહતનાં ભીણાશથી ચીકણું બનેલું હતું, અને તે વીખરાયલા બાલો હેઠલથી તેનો દેખાવ કેવો એક ઘોર ઉપર નખાયલા પથ્થર જેવો લાગતો હતો કે જે બેદરકારીથી પડી રેહવાથી ઘણોખરો જમીનમાં દબાઇ ગયો હોય, અને દેવલનાં ચોગાણમાનું ભીનાશવાલુ ઘાસ તેની ઉપરે અરધુ અરધ ફેલાઇ ગયું હોય! અફસોસ તે ચલકતી ચશમો માટે! અરેરે સંતાપ!—ક્યાંછે તે ગુજરેલાં વરસોનું નીર્દોશ હૈડું? જીન્નતની બુલંદીથી જેહાનમની સીહાઇ અને કમકમાતમાં પડી ભાગેલા ઓ ફરેસ્તા! તું આવ્યો ત્યાં કેમ?

આ સુતેલી દર્દી અબલા પાસે જે પા કલાક મેં ગુજાર્યો તે અરસામાં માહરાં મનમાં ઉભરેલા ગભરાત ઉપજાવનારા વીચારોએ બોલોમાં ગોઠવવાની માહરી કોશેસ ખરેખર નબલી અને નકામીજ થઇ પડે! આંશુ મેં નાખ્યાં નહી—માહરેથી નખયાં નહી. એક અરધા દાબેલા નીસાસા સીવાય માહરી દલગીરી બીજો કંશો માર્ગ મેલવી શકી નહી—પણ તે નીસાસો કેવો માહરાં જીગરનાં ખુને-ખુનાંથી નીકળ્યો. માહરી આસપાસની સઘલી ચીજો નાશ અને કંગાલ્યતનો દેખાવ આપતી હતી. આયા, પોતાની રાતની ચોકીથી થાકી ગયલી, તેણીનાં બીછાણાંને નાકે ઝુકતી બેઠી હતી. ઓરડો નાંધલો, નજીશ, અને સરસામાનથી ખાલી હતો. બારીના કાચના થોડાક મેલા કટકાઓમાંથી દેખાતો વરસાદ, રાતનીજ મીસાલ હમણાંબી ધમધોકાર વરસ્યોજ જતો હતો. પવનના ધીમા સુસવાટા જારીજ હતા. અને પછી, જે ઘરમાં હું હમણા હતો તે કેવું હતું—તુચ્છમાં તુચ્છ માણવીઓનો ભંડાર—જાણે જેહાનમનોજ એક ઓરડો! ક્યારે હું ભુલીશ તે સહવાર—ક્યારે ભુલીશ તે પા કલાકની ચુપકીદી અને વીચાર?

અને તું, ઓ અહેરેમન? આ સઘલાંનો કર્તા તું ત્યાં સઘલું જોવા હાજર હતેતો કેવું ઠીક!

આયાએ કીધેલી એક અંચીતી ગડબડે રમઝાનને જગાડી. જે એક બાજુપર તેણી આખી રાત સુઇ રહી હતી તે બાજુથી હીલવા વગર તેણીએ પોતાની આંખો ઉઘાડી, અને થોડીક ઘડી સુધી ભીટ તરફ સ્થીરપણે ટીકી, તે પાછી બંધ કીધી. મેં ધીરેથી તેણીનો હાત પકડયો, અને નાડ તપાશી. તેણીએ પોતાનું માથું હલવે રહી માહરી ભણી ફેરવ્યું; અને ઘડીએક, બેફામીના દેખાવે, પોતાની આંખો માહરી ઉપર ગોઠવેલી રાખ્યા બાદ, તેણીએ અજબ જેવી હેબત સાથે તે ખોલ્લી ઉઘાડી, અને તેજ વેલા તેણીના ચેહેરાએબી આગલના કરતાં વધારે સખત ફીકાશ પકડયો, તેણીના હોટો હલવે રહી ઉઘડયા—અને ખરૂંજ કહુંછુ કે માહરી નજરે પડતા તે દેખાવથી માહરૂં લોહી બંધાઇજ ગયું. મને આવકાર દેનારૂં સેજબી હસવું—કે મને ઓલખ્યો હોય એવો કંઇબી દેખાવ મને ત્યાં દીશયો નહી, પણ જાણે એક બીહામણો આકાર, જે તેણી રવપ્પામાં

જોઇને બીહ છુટી હતી, તેજ હમણાંથી તેણી પોતાની જાગૃત આંખે જોતી હોય એવું જણાયું.

"રમઝા—, અમીના, આજે કેમ છેવો ?" મેં પુછ્યું.

"હા—હા, ઓજ હવે—ઓજ"—એમ તેણી, આંખો માહરી ઉપર ટીકેલીજ રાખી, અતી ઘણા ધીમા સાદે બબડી.

"આજે આખી રાત તમોને દુ:ખ થયું તું ?" મેં વલી પુછ્યું.

માહરી ઉપરથી પોતાની આંખો ખીસાડવા, કે મને કસોબી જવાબ આપવા વીણા, તેણીએ પોતાનો સફેદ પણ પાતલો થઇ ગયલો જમણો હાથ ઉંચક્યો, અને પોતાની છાતી ઉપર મુક્યો.

"આહ ! હું સમજ્યો," હું આયાબી સાંભલે તેમ મનમાં બબડયો, "એ મેં આપેલાં અફીમની અસર છે—તમાંથી એ હજી છુટી નથી." તેણીએબી માહરૂં બોલેલું સાંભલ્યું, અને ધીમેથી પોતાનુ માથું હીલાવ્યું—જોકે પેલી આંખો તો હજી સુધી માહરી ઉપર ગોઠવાઇજ રહી. તેણીનુ ધકજ જતું રહ્યું છે કે શું તેના ઓચંબામાં હું પડયો; કેમકે તેણીની આંખોનાં સ્થીરપણાંમાં એવું કાંઇ હતું કે જેથી મને દુ:ખ ને કમકમાત ઉપજ્યો.

"મેં તો ધાર્યું કે હું પાછી કદી ઉઠશ નહી !" એમ, એક નરમ નીસાસા સાથે, ધીમે અવાજે તેણી બોલી. "આપઘાત ! ખોદાની ગુનેહગાર !" એમ તેણી બોલતીજ ગઇ, અને તેથી તુરતજ મને પેલા બોલો યાદ આવ્યા કે જે મેં છેલ્લા તેણીને કહી સંભલાવ્યા હતા, અને જે અલબતાં તેણીનાં હેરાન થયલાં ભેજામાં આખી રાત ભમ્યાજ કીધેલા હોવા જોઇએ. તેણીની આ બેફામી ધાસ્તીભરી થઇ પડે તે આગમચ તેણીને ધીમેથી જાગૃત કરવાનું મેં બેહતર વીચાર્યું.

"ચાલો હવે, માહરા થોડાક સવાલોના જવાબ આપો. હું ઘણી માયાથી તમારી સાથે બોલશ—"

"અરે ડાકટર—" હું માયાથી વર્તશ એમ તેણીને જણાવાની મેં અગત વીચારી તે માટે જાણે મને થપકો આપવા માગતી હોય તેમ આ ગરીબ છોકરી પોતાનું માથું ધીમેથી બીજી તરફ ફેરવતી બોલી.

"સારૂં ત્યારે, મને કેહો, તમે કેમ છેવો ?—તમુને કેમ લાગેચ ?—દમ લેતાં તમુને કંઇ દરદ થાયચ ? તમારેથી બને તેટલા ધીમા સાદે મને જવાબ આપો."

"હું જીવુંચ, ડાકટર, એટલુંજ હું જાણુંચ. માહરી કબરમાંથી મને કોઇએ છેડી હોય એવું મને લાગેચ! તમે શું કીધું મને ?—આએ કોણછે?" તેણીએ આયા તરફ જોઇ હલવેથી પુછ્યું.

"ઓહ ! એ તમારી જતનને વાસ્તે આખી રાત તમારી પાસે રહેલી તમારી આયા છે. મેં ગઇજ રાતે તમુને કહ્યું તું કે હું એણે મોકલીશ." રમઝાને પોતાનો હાથ લંબાવી પેલી આયાનો હાથ ઉપકાર માણતી ઢબે પકડીને દાબ્યો. "તમારી આએ કેટલી માયા— કેવી મેહેરબાની ! હું—હું એને લાયક નથી."

"અમીના, આજારી હોય ત્યારે દરેક જનની સંભાલ તો લેવીજ જોઇએ. આભાર માનવાની જરૂરજ નહી હોય,—એતો હમારી ફરજ છે."

"અરે ? હું કેવી નીચ—કેવી—"

"છટ—છટ ! તમુને એવું બોલવુંજ નહી જોઇએ. બોલો, મને જવાબ દેઓ, મેં તમુને છેલ્લાં જોયાં ત્યાર પછી તમારી છાતી ભરાતી હોય અથવા તમે ગુંગલાતાં હોવો એવું તમુને કંઇ લાગુંતું ?" તેણીએ મને સાંભલ્યો હોય એવું લાગ્યું નહી, પોતાની આંખો ઢાંકી કેટલીક મીનીટ સુધી મને જવાબ દીધા વગર તેણી પડી રહી. મેં માહરો સવાલ પાછો પુછ્યો.

"હું—હું બોલી **શક્તી** નથી," જોશથી ધ્રુજતા હોટે તેણી ડચકાં ખાતી બોલી.

મેં જોયું કે તેણી ગમની લાગણીથી આજેજ થઇ હતી. તેથી તેણીને વધારે છેડવાને બદલે ત્યાંથી વીદાય થવાનુંજ બેહતર વીચારી હું ઉઠયો, અને હું બપોર સુધીમાં પાછો આવીશ, ને તેણીની દવાદારૂને લગતી સઘલી તકેદારી બરાબર રાખવી એવું આયાને જણાવી, બાહેર નીકલ્યો. તેણીની હાલત બેહદ જોખમમાં હતી. તેણીનો બાંધો બેશક ભયભરી રીતે દોડરો થઇ ગયો હતો: અને

ટુંકમાં, દરેક ચીજ, હાલ તુરતતો, પેલી તુટેલી નેશથી જે નુકશાન તેણીનાં ફેફશાંને પુગું હતું તેમાંથી તેણી સાજી થાય તેવાં ચીન્હોની વીરૂધ જતી હતી. સેજબી આંચકો, અથવા તેણીની બેહદ કોમળ લાગણીઓને પુગેલી સેજબી ઉશ-કેરણી જો એ લોહીની ઓકારી બીજીવાર ઉપ-જાવે, તો બસ, તેણીની હૈયાતીનોજ અંત આવે. જે ધાસ્તીભર્યાં પડોશીઓમાં તેણી વસ્તી હતી, અને જે સુગભરેલી ને રોગી હવા તેણી દમમાં લેતી હતી તેનો વીચાર મને આવતાંજ હું ધ્રુજયો. અને જેવી તેણી સેજ તટાર થાય તેવીજ તેણીને કોઇ દવાખાનામાં, અથવા એવીજ બીજી જગાએ, લેઇ જવાનો મેં ઠેડાવ કીધો, કે જ્યાંની દવાદા-રૂની માવજત, સફાઇ, સગવડ, અને આબો હવાની ફેરબદલીનો લાભ તેણી મેલવે. માહરી બાયડી તેણીની મુલાકાત લેવાને અને તેણીનાં તન અને મનની હાલત સુધરે એવા સઘલા ઉ-પાયો લેવાને ઘણી આતુર હતી, પણ તેતો અલ-બતાં, જ્યાં સુધી રમઝાન ' ચીમનાના રોપા ' માહેલા આ ઘરમાં રહે ત્યાં સુધી બની શકતું મુશકેલ હતું.

પણ એ પછે બીજું જે નજીવું જેવું અઠવા-ડીયું ગુજર્યું તેમાં બનેલા સઘલા બનાવનું બારીક વર્ણન આપી હું આ વાતના માર્ગમાં ધીલ કર-વાની અગત્ય જોતો નથી. માહરી આ કંગાલ દરદી પાસે હું દીવસમાં બે, અને કેટલીકવાર ત્રણ વખતબી, જતોજ ગયો, અને તેણીનામાં કાંઇ માહો ફેરફાર નહી ઉપજેલો જોઇ મને સંતોશ ઉપજયો ; અને વલી, તેણીના સુસ્ત બનેલા બાં-ધાને અંચીતી અને જોશભરી માંદગીનો જે આંચકો લાગ્યો હતો તેમાંથી તેણી સારી થતી હોય એવુંબી મને દીશવા લાગ્યું. એ સઘલો વખત માત્ર તેણીની તબીએતનેજ લગતા સવા-લો હું તેણીને પુછતો હોવાથી અને બીજી કસ્સી વાતચીત કરવાનું ઉત્તેજણ મેં તેણીને આપેલું નહી હોવાથી તેણીએ મને કશુંબી અગત્યનું કે જાણવાજોગ જણાવ્યું નહી. ઘણીજ શોકાતુર નીરાશીમાં તેણીનું મન દુબી ગયું હતું તેની ગવાહી મને તેણીના વારંવાર નીકલતા ઉંડા નીસાસાથી મલી આવી. મેં આયાથી સાંભલ્યું કે તેણી રાતને વખતે ઘણીજ દયા આણવા જોગ રીતે—" ઓ મા !—ઓ મા !—ઓ મા !—" કરીને બબડતી હતી. ઘણાજ જરૂરના સવાલોના જવાબ આપવા માટેબી તેણી સહવારથી સાંજ સુધીમાં કદાચજ પોતાના હોટો ખોલતી હતી. એક વખત મેં સાંભલ્યું કે તેણીએ પોતાના તકીયા ટલેની એક કોથલી ઉંઘાડી અને તેમાં જે રૂપ્યા પચાશની એકજ નોટ હતી તે કાઢીને અંચીતી આયાના હાતમાં મુકી અને તેજ ઘડી તેણીનો હાત બંધ કરીને તે પૈશા તેણી રાખે તે માટેની અરજ કરનારો પોતાનો દેખાવ દીધો. પણ જ્યારે તેણીએ જોયું કે આયાએતો તે લે-વાની મજબુતીથી નાં પાડી, ત્યારે તે પાછી તેણીએ પોતાની કોહલીમાં મુકી. અને તે આયા-એબી મને કહ્યું કે તે વખતનો તેણીનો દલગીર ચેહેરો હું જોતેતો માહરૂં જીગર બળી જતે ! મને કેહવાનીતો ઘણી જરૂરબી નથી કે એજ રકમ તેણીએ એકવાર મનેબી આપવા માગી હતી, અને આખરે તેણીને નાઉમેદી સાથે તે પાછી મુકવી પડી હતી. એક સુકરવારે જ્યારે હું તેણીથી રૂખસત લેતો હતો ત્યારે તેણીએ અંચીતો માહરો હાત પકડયો, અને તેણીની નબલાઇ તેણીને રજા આપે તે કરતાંબી વધારે જોશથી તે દાબી, જેમતેમ બોલી કે—" અરે, તમારો ઉપકાર માનવા માહરાં ગુઠણપર પડવાને હું બીછાણાંપરથી ઉઠી શકું તો કેવું સારૂં ! અરે, એથી મને કેવો સંતોષ મલે !"

**સોમવાર, તા૦ ૧૫ મી.**—ગઇ કાલે મેં રમઝાનને કહ્યું કે તેણીને ખેતવાડી તરફ આવેલા માહરા એક દવાખાનાવાલા બંગલામાં બીજે દીવસે લેઇ જવાનો માહરો વીચાર છે. પણ એ માહરૂં બોલેલું તેણીએ વગર ખુ-શીએ અથવા વગર દરકારે સાંભલ્યું. મેં વલી એ માહરો ઇરાદો પેલી બેઆબરૂ ઘરધણીઆ-ણીનેબી જણાવ્યો, અને રમઝાનને હીસાબે તે-ણીનું રેહવા ખાવાનું જેબી કાંઇ તેણી માંગતી હોય તેનો આંકડો કરવાનુ મેં ફરમાન આપ્યું. અરે ! આ કદરૂપી ફુગાયલી ડાકણ સાથે વાત

કરતાં માહરો જીવ કેટલો સુગાતો હતો, અને તેણીનો દેખાવ માહરી આંખોમાં કેવો ધીઃકાર ઉપજાવતો હતો! આજે સહવારે દશ વાગે હું રમઝાનવાલાં ઘરમાં ગયો. બારણાં આગલ, ચાલમાં, કે દાદર ઉપર કોઇનેબી ફરતાં નહી જોવાથી હું એકદમ રમઝાનવાલા ઓરડામાં જવા ચઢયો. પેહેલા માલની ચાલ આગળથી હું પસાર થતો હતો ત્યારે એક અરધાં ઢકાયલાં બારણાંમાંથી કેટલાક વાત કરતાં લોકોનો સાદ માહરે કાને પડયો. એમ કેહતાં કસી દરગુજર ચાહવાનીતો જરૂરજ નથી કે તેઓની વાતમાં 'અમીના' નુ નામ માહરે કાને પડતાંજ તેણીની વીરૂધ શું દગો રચાતો હોય તે સાંભલવા હું ઘડીભર ઠોભ્યો.

"મયે કેહતા હું કે અબી જ્યાદા વખત ખોહનેકી ઝરૂર નહી," એમ ધીમો પાડેલો કોઇ મરદનો કઠોર આવાજ સંભલાયો, "લાં આપુન આઠ દીન ધીલધાલમે ગુમાયા, વ્હો અછા નહી હુવા. મુજે ખબર હએ કે વ્હો હમેશ અપના તકીયાકી નીચુ વ્હો રખતી હએ."

"પણ વ્હો આયા-ડાકટરને રખી હએ ઉસકા કયા કરના?" પેલી તીરસ્કાર ભરેલી દદા જેણીનુ તે ઘર હતું તેણી બોલી.

"ઉસકુ મારના એક ઠોસા—પાડના ઉસકુ નીચુ, ઔર જાના ભાગકે! વ્હો મેરા કામ હએ હમેશ. ઓ બુઢેકી બાત નહી યાદ તેરેકુ?"

લાં સેજ હસવાનો અવાજ સંભલાયો.

"પણ અમા," બીજો એક ઓરતનો અવાજ બોલ્યો, "તું કયું નહી જાતી હએ ઉપર, ઉસકા બીછાણા કરનેકે બાહાનેસે? અએસા જાના, ઔર વ્હો થયેલી લેકે ચલે આના, કયસા સહેલ હએ?"

"ઓ ખુદા! મયે ઉસકા બીછાણા કરૂં! તું જાણીતી નહી કે અમીનાકા મુજપર કીતાના ધીઃકાર હએ? ઔર દુસરાતો યહી કે ઓ આયા જો રખી તો બીછાણા નહી તો કયા કરનેકુ? અએસા તો નહી, હોગા—નહી હોગા."

"જબતો મેરેકુજ કરના પડેગા."

"પણ સઇએદ, ઓ મુવા ઘરપચુ ડાકટર હયે ઉશકાબી ખ્યાલ રખનાં હં!"

"હં—હં અલબત. ઓબી સા—અપની મીશાલ વ્હો થયેલી પરજ ધ્યાણ લગાકે બયઠા હએ! વ્હો દેખતા હએ કે કબ વ્હો પૈશે ઉસકે ખીસેમે જાકે પડે! આહ–આહ! ઓ બોલેગા કે વ્હોતો ઉસકી 'ફી'કા હએ! પણ આપન કુચ અયસા પરદા નહી રખતે, આપનતો બોલતે ઉસકુ ચોરીજ—નહી અમા?"

"પણ અમા," મેં અગાઉ નહી સાંભલેલો એક ઓરતનો અવાજ બોલ્યો, "જરા ધ્યાણતો રખો કે બીચારી અમીના મરતી પડી હએ!"

"તો છી—ઉસકા કયા?" પેલી બુઢીએ જવાબ આપ્યો, "જબતો ઇતને રૂપે ઉસકે જાવે ઇસમે હરકત કયા? વ્હોતો જાનેકી હએ અબી દવાખાનેમે, વ્હાંતો કસકુ કુચ દેને નહી પડેગે."

"ઠીક–ઠીક અમા," પેલો સઇએદ નામનો મરદ પાછો બોલ્યો, "અબી એક ઘડીબી ખોહનેકા અછા નહી. મયે કરતા હું જો મેં બોલા વ્હો."

વીજલીની જહડકે હું હેઠે ઉતરી પડયો—કોઇએ મને જોયો નહી—અને એકદમ મોહલ્લામાં ચાલતો થઇ, પાસે આવેલી એક પોલીસ ચોકી ઉપર પુગ્યો. મેં તુરતજ એક જમાદારને માહરી મદદે લીધો, અને તેની સાથે જહડકથી 'ચીમનાના રોપા'માં જઇ પુગ્યો. રસ્તામાં ચાલતાં મેં ઉતાવલમાં તેને સઘલી બીણાથી વાકેફ કીધો, અને રમઝાનને દવાખાનામાં લેઇ જવામાં આવે ત્યાંસુધી તેણીના ઓરડામાંજ રેહવાને મેં તેને કહ્યું. તે ઘરનાં બાહેરના બારણાં આગલ જેવા હમો પોહચ્યા તેવોજ, મેં જોયું કે, માહરા જાણીતા સાથીને ઓલખવામાં આવ્યો; કેમકે, એક છોકરી, જેણીને ચોકસી રાખવા માટે બારણા આગલ રાખેલી હતી, તેણીએ જેવો જમાદારને જોયો તેવું જોશમાં અંદર જવા માંડયું. પણ જેવો તેણીએ પોતાનો પગ દાદર ઉપર મુક્યો, તેવીજ તેણીને પેલા અમલદારના મજબુત હાતે પાછી હનસેલી. તેણી બુમ પાડવાની અણી ઉપર હતી, પણ જમાદારે ધમકીથી પોતાનું દીંગોલું તેણીનાં મોહડાં સામે હીલાવ્યું.

"આહા, લરકા! એક બોલ જો બોલેગીતો તેરા સીરકા ચુરા કર દાલુંગા!" તે બોલ્યો. "ડાક્ટર, આપ જાઓ ઉપર, મયેં અભી એ લરકીકું ચુપ રખકે આપકી પીછું આઉંગા."

તેજ ઘડી હું ઉપર ચઢી ગયો. કોઇ મને મલ્યું નહી; પણ રમઝાનના ઓરડાનું બારણું ઉઘાડતાંજ, માહરી બેહદ હેબત વચ્ચે, તેણીનાં બીછાણાંની પાસેની માહરી સરેસતાની ખુરસી, હલકામાં હલકી પંગતીના એક કદાવર પોશાગીરથી રોકાયલી મેં જોઇ. આયા જોકે ઘણીજ ઉશકેરાઇને તેને કાંઇ કેહતી હતી તોબી તેનો ઘણોજ સાંત બેઠલો હતો. હું ઓરડામાં દાખલ થયો કે તેને ફરીને જોયું; અને પછી પોતાનો હાત એકદમ રમઝાનના ટકીયા નીચે ઘુસાડી દઇ, તુછકારના દેખાવે માહરી તરફ જોતો જલદીથી બારણાં તરફ ચાલતો થયો. પણ ત્યાં તે પુગે તે અગાઉ, ઉપર આવેલા જમાદારે તે જોરમાં ઉઘાડી દીધું.

"પકડો ઉસકુ—ઉસને, ચોરા હયે કુછ!" માહરી હેબત મને જેટલી રજા આપે તેટલો નરમ અવાજ કાઢીને મેં કહ્યું; અને જમાદારે તેજ ઘડી તેને ગલચીમાંથી પકડયો.

"મયેં ચોરા હયે કુછ? સા—તું જુઠા હયે!" જાહનુની દેખાવે માહરી ભણી જોતો તે લુચ્ચો બોલ્યો.

"બસ—અએસી જુબાન બંધ કરો સાહએબ! ચુપ રહો—અભી ચુપ રહો!" જમાદાર બોલ્યો, અને તેજ ઘડી પોતાનું ભારી દીગોલું તેણે તેનાં માથા આગલ ધર્યું. "અભી બોલો, કે તુમ ચુપચુપ નીચુ આનેકુ મંગતા હયે યા નહી? અગર નહીતો, એ મસ્તકકા ખીમા હો જાએગા! બોલો, કયાં મરઝી હએ?"

તેનો કેદી તાબે થવાને બદલે ખેંચતાણ અને મારફાડ કરવાની તૈયારી કરતો હોય એવો દીશયો.

"કયા કરના સાબ?" જમાદારે જલદીથી મને કહ્યું, "ઓ લરકી બીમારતો હયે, લેકીન ત્યાં ગડબડતો કરનેકી ઝરૂર હયે. એ બદમાશકા સર તોડના ચાહીએ!"

"ખુદાકે વાસ્તે, અયસા ન હોવેતો બેહેતર!" હું અત્યંત ગભરાતમાં બોલ્યો.

"અબ સુનો સાહબ," જમાદાર, પોતાનાં સખત ટાંચાં તેનાં માસમાં છેક દતાઇ ગયાં ત્યાં સુધી પોતાના હાતનો કબજો તેની ગરદન ઉપર જોશમાં દાબતો, બોલ્યો, "એક ઘડી જો ત્યાં તું ખડા રહા તો, ખોદા શાહેદ, મેં તેરા મગઝ નીકાલુંગા!" એવા બોલો સમેતજ તેનું દીગોલું જોરથી ઉંચકાયું, અને બીજીજ પલે તેનું માથું ફાટશે એવું ધારી કમકમાતથી મેં માહરૂં મોહડું ફેરવ્યું. મેં હવે ઇછયું કે તે નાપાક પેલા પૈસા લેઇને મુગો મુગો ચાલી જવા પામ્યો હતેતો ઠીક!

"કયું નાપાક! તું મુજકુ માર દાલેગા?" પેલો બબરો, હવે નરમ ઘેટાનો બની જઇ, બુમ પાડી બોલ્યો, "તેરા વારંટ કાંહ હએ?"

"ત્યા!" એમ બોલતાંજ જમાદારે દીગોલાંનો જાડો છેડો જોરમાં તેનાં માથાં સાથે અફાડયો— "ચલો અભી!"

"ઓ ખુદા—ખુદા! એ કયા ગઝબ—ગઝબ!" એમ હવે રમઝાનનો તીણો અવાજ બોલતો સંભલાયો, કે જેણી કેકની દવાઓની અસરથી ઉપજેલી ભર ઉંઘમાંથી પેલા ચોરના મોટા પુકારે જાગી ઉઠી હતી. તેણી અંચીતી બીછાણામાં ઉભી થઇ, અને પછી પોતાના હાથ જોડી ગુહણ મંડયે પડી, અપાર હેબતના દેખાવે, બારણા આગલ ઉભેલાં હમારાં ટોલાં તરફ ટીકી રહી.

હું તુરતજ તેણીની પાસે દોડી ગયો, સાંત પડવાને તેણીને વીણવી, અને તે માત્ર નજીવો એક ફેસાદ હતો, અને હું તેણીને સંભાલીશ એમ મેં તેણીને જણાવ્યું.

"ઓ ગઝબ—ગઝબ! ખુન! ખુન!" એમ તેણી, માહરાં સઘલાં કહેલાં છતાં, બોલતીજ ગઇ. એટલા વખતમાં જમાદાર પોતાના કેદીને ઓરડામાંથી બાહેર લેઇ જઇ શકયો, અને તે પાછો ફરે ત્યાંસુધી તેજ ઓરડામાં બારણું બંધ કરીને બેસી રેહવાને મને કેહતો ગયો. થોડીક ઘડીમાં સઘલું પાછું સાંત થયું. ધાસ્તીના સમપુર્ણ ધ્રુજારામાં ત્યારપછીનો પા કલાક મેં ગુજારયો. મેં એમજ ધાર્યું કે વલી પાછી તેણીની

નેશ ફાટશે, અને તે ઘરમાંનાં નાપાક લોકો બારણાં પર ધસી આવીને તેને ભાંજી ઊંઘાડશે. શું કરવું તે મને સુઝે નહી. મેં રમઝાનને સમજાવી કે જે માણસને પકડી લેઇ જવામાં આવ્યો હતો તે તેણીનાં ઓરડામાં તેણીના પચાશ રૂપીઆ ચોરી લેઇ જવા આવ્યો હતો.

"મેં જોયું–મેં જોયું તેનું મોહડું !" તેણી દચકાતી બોલી, "એમ કેહચ—લોક એમ બોલેચ–કે એને એકનુ ખુન કીધું'તુ એક—" તેણીથી વધારે બોલાયું નહી, માથાથી તે પગ સુધી ધ્રુજતી તેણી પડી રેહી. "એ આવશે પાછો હ્યાં ?" થોડેવારે, આગલનાજ જેવા હેબતેલા અવાજે તેણીએ પુછયું. પણ ધીમે ધીમે તેણી સાંત પડી ; અને, કોણ જાણે શું સબબથી, પણ **ખોદાની** મેહેરથી, મેં ધાસ્તી રાખેલો કશોબી ગોંધાત કે બખેડો બારણા આગલ સંભલાયો નહી. માહરી દરદીને મેં સાંત પડવા માટે, લાડેનમનાં થોડાંક ટીપાં પાણીમાં આપ્યા ; અને માહરાં જીગરમાં મેં **ખોદા** પાસે માગ્યું કે આ ભયંકર અકસ્માત તેણીની હાલતમાં કશું નાશકારક પરીણામ ઉપજાવે નહીં !

તે દવાની કેફી અસર થવા માંડી હતી, જ્યારે પેલો જમાદાર એક બીજા સીપાઇને સાથે લઇને બારણા આગલથી ઓરડામાં આવતો દીસ્યો.

હું તેને ઓરડાની અધવચેજ મલ્યો, અને ચુપકીદીને માટે માહરા હોટ આગલ મેં ધરેલું આંગલું જોતાંજ તે ઘણો નરમ અવાજે બોલ્યો કે—" ઉસકુ બંધ કીયા હયે સાબ, ઔર ઓ પૈશેબી મેરે પાસ લે લીએ હયે."

" નીચુ એક ભાડુતી ગાડી ખડી હયે સાબ," થોડેવારે તે પાછો બોલ્યો, " ઓ ગાડી કે જો આપને દવાખેનેમેં ઇસકુ લે જાનેકુ મંગવાઇથી ઔર મયે ઇતના આપકુ કેહતા હું કે ય્હે બાઇકુ હ્યાંસે જીતના જલદી લે જાઓ ઇતના બેહેતર. એ ઘરમે સબ ચોર ઔર ચંડાલ લોક જમા હોતા હયે, ઉસ લીએ જો કુચ બખેડા હ્યાં ઉઠેતો બાત મુશકીલ હોગી, ક્યુંકે હ્યાં હમ બસ દોનોજ આયે હંએ."

પણ મેં તેને પુછયું કે એમ બન્યુંજ કેમ કે તે ઘરનાં લોકોએ કસ્સું તુફાન કીધું નહી, અને તેને પેલા ચોરને એવી સેહેલાઇથી તેઓએ લેઇ જવા દીધો.

તેનો જવાબ દીધો કે તેઓ તેમ કરવાની હીમત કરેજ નહી ! તેઓ સઘલાં ઘરમાંતો હતાંજ, પણ તેઓ તે અમલદારોને ઓલખતાં હોવાથી પોતાનાં મોહડાં દેખાડવાની હામ ભીડેજ નહી. કેમકે નહીતો તેઓ તે લોકોને તે ચોરનાં મદદગારો તરીકે પકડી લેઇ જાય. " પણ સાબ, ઉસકુ હ્યાંસે લે જાનેકાજ આપ ઇરાદા કરોગે તો બેહેતર નહી ?" તેને પાછું મને પુછયું.

" સચ બાત હયે." હું બોલ્યો. તોબી હું ઘડીભર વીચાર કરતો ઉભો. તેની સહલ્લાતો ઘણી સરસ હતી ; પણ આએ તરેહની ઉશ્કેરણી પછી આ હીલચાલ તેણીથી ખમાશે ? હું તેણીનાં બીછાના પાસે ગયો. હમારી વાતચીત ઘણાજ ધીમા અવાજે ચાલેલી હોવાથી તેણી લગભગ ઊંઘાઇજ ગઇ હતી, અને તેણીની નાડી ધીમે–ધીમે સાંત થતી હતી. મેં વીચાર્યું કે તેની કોશેસ કરી જોવા માટે આએજ મનમાંગતી તકછે. તેથી, થોડીક અગતજોગી તૈયારીઓ તુરત કરવાને, મેં આયાને હુકમ આપ્યો. પા કલાકથી ઓછા વખતમાંતો હમે રમઝાનને બરાબર ઓઢારીને તૈયાર કીધી. તેણીનાં થોડાંક કપડાંનું એક બંડલ બાંધ્યું; અને એક બાલકને લેઇ જાય એટલી સેહેલાઇથી પેલો જમાદાર તેણીને નીચે ઉંચકી લઇ ગયો. કસોબી ગોંધાટ, કે કંઇબી અણઘટતી ઉતાવલ થઇ નહી; અને ગાડી જેવી તેણીને લેઇને ચાલી કે મને અપાર ખુશાલી એવા વીચારથી ઉપજી કે આખરે મેં તેણીને તેણીનાં ધીકારવાજોગ રેહઠાણમાંથી ખીસાડી. હમારી બન્નેની ગાડીઓને કાંઇ ઘણુંજ લાંબુ જવાનુંતો હતું નહી. રમઝાન સેજ ઉસકેરાયલી હતી, પણ તોબી તેણી પેલી આયાના હાતમાં સાંત પડી રેહી હતી, અને મેં ધાર્યું તેના કરતાં વધારે સારી રીતે એ ફેરફારની થાક તેણીએ બરદાસ્ત કીધી હતી. ગાડીઓ ઘણાંજ સાંત રસ્તાઓપર દોડતી ગઇ, અને માહરા બંગલાના દરવાજા

આગલ તે આવી ઉભી તેટલાંતો રમઝાન પાછી ઊંઘાઇ ગઇ હતી, કેમકે એટલું યાદ રાખવું કે તરતનાં આપેલાં લાઉડેનમની અસર હજી તેણીની ઉપર હતી. ઉતારતી વેલા આયાએ તેણીને માહરા હાતમાં આપી. ગરીબ બીચારી! તેણીનો વજન એક બચાંના જેટલો હતો! જોકે હું ઘણો જોરાવર નથી તોબી તેણીને ઘણી સેહેલાઇથી, બાગમાંથી થઇને, માળપર તેણીને માટે તૈયાર રાખેલા ઓરડામાં, હું લેઇ જઇ શક્યો. જ્યારે મેં તેણીને સુવાડી ત્યારે તેણીનો ટુંકો દમ, રતાશ ભર્યો બનેલો ચેહેરો, અને અવાર નવાર થતી ચમક જોઇ મને ધાસ્તી ઉપજી કે રખેને છેલ્લા બે ત્રણ કલાકોની ઉશકેરણી અને ગભરાટે તેણીને કાંઇ ગંભીર હાની પુગાડી હોય. તોબી મને એટલીજ વાતનો સંતોશ મેળવવો પડયો કે, ખાસ રીતે બારીક થઇ પડેલા તે વખતમાં કોઇ બીજો કે વધારે સારો માર્ગ હમે લેઇ શકતે નહી અને હવે આ માહરી કમનસીબ દરદી એવી જગાએ આવી હતી કે જ્યાં તેણીના જેવી દુખી હાલતને છાજતી દરેક તરેહની માવજત તેણીને મળી શકે. મેં તેણીની ઉપર બરાબર જોયું તો મને માલમ પડયું કે તેણીની આગલી હાલતનાં પેહેલ્લાંના કરતાંબી વધારે થોડાં ચીન્હો બાકી રહયાં હતાં. મેં પેહેલ્લાં તેણીને જોઇ તેના કરતાં તેણી હમણાં વધારે સોહરાયેલી, અને વધારે નાતવાનીની નીરાશી ઉપજાવનારી હાલતમાં આવી હતી. તોબી થોડા વખતમાં તેણીને પાછી તંદરોસ્ત બનાવાની આશા મેં ખોઇ દીધી નહી. મેં કાંઇક જરૂરની દવા લખી આપી, અને માહરાં દરરોજના કામોમાં ઘણું મોડું થઇ ગયલું હોવાથી, જો બનેતો સાંજે પાછો આવીને તેણીને જોવાની કબુલાત આપી, મેં ત્યાંથી રૂખસત લીધી. તે આખો દીવસ હવે મને એવીજ આશાનો સંતોશ મલ્યો કે રમઝાનને હું પાછી સારી કરી શકસ અને જો બનેતો આબરદાર હાલતમાં તેણીને ફરીથી લાવી મંડળીમાંથી દાખલ કરી શકસ.

**સોમવારની સાંજથી બીજા સનીવાર સુધી**—ખરેખર રમઝાનની સ્થીતીમાં દેખાતો ફેરફાર અજબ જેવો છે! હું એખલોજ એમ વીચારતો નથી. તેણીનાં કેટલાંક સહુથી બુરાં ચીન્હોતો નાબુદ થતાં દીસેછે. જોકે આગળનીજ મીસાલ તેણી ખાએછે તો થોડુંજ, પણ તે થોડુંબી તેણીના કેહવા મુજબ હવે તેણીને કાંઇ સ્વાદ આપેછે. તેણીનો અવાજ આગલના જેવો નબલો નથી; તેણીની છાતીમાંનો દુખારો ઘણો સખત નથી; તેણીનો બલગમ કોઇ કોઇ વાર અટકી જાયછે; નમતા પોહરે ઉભરતી તાપ હવે નરમ પડતી જાયછે; અને તેણીને ધોઇ નાખનારો રાતનો પરસેવોબી કમતી થતો ગયોછે. પણ હું હજીબી તેણીની તંદરોસ્તી માટે ઉતાવલથી ખાત્રીમંદ થતો નથી. એમ સાજા થવાની ઠગારી નીશાનીઓ મેં એટલા બધા કેસોમાં જોઇ છે કે તેથી હવે હું સેહેલાઇથી છેતરાતો નથી. અફસોસ, હું એવુંબી જાણુંછું કે એવાં ચીન્હો તેણીના નાશની આગમચેતી તરીકેબી કામે લાગે! પણ 'હીંમતે મરદ–મદદે ખોદા!' હે **કીરતાર!** એ તાહરા હાતમાં છે—તુંજ પરના નમનતાઇભરેલા ભરૂશા ઉપર હું એણીને છોડુંછું; તાહરીજ મરજી તરફ માહરી તાબેદારીછે!

વળી એક કામ બજાવાની તો હમોને અગત્યજ હતી; અને તે એકે તેણીનાં રોગી મનને સ્વચ્છ કરવું—તેણીની પલીદ બનેલી છાતીમાંથી બુરાઇનો રગડો કાઢી નાખવો—કે જે જો નહી કહાએતો માણસાઇ હુંનરની સઘળી કોસેસો વ્યર્થ કરે. હા, જોકે આશાતો નથી, તોબી આપણને આશા રાખવીજ જોઇએ, કેમકે મને લાગેછે કે; ધીમે ધીમે તેણીના દેખાવ ઉપર એક એવી સાંતી ફેલાયછે કે જે પેહેલ્લાં નહી જણાઇ હતી; નાઉમેદીનાં બીઆબાનમાં હવે ઉમેદ ઉપજવાનાં, અને ઉજડ જંગલમાં ખીલતા ગુલાબની ખુશબોની મજાહ મેલવવાની નીશાનો દીસતી હતી.

તેણીના સ્વભાવ અને રીતભાતની આગલી મધુરતા હવે પાછી જણાયછે—કે જેથી, તેણીના દુખ તરફ જોતાં, તેણી સઘળાંની પ્યારી બને છે. તેણીની ઉદ્યોગી અને માયાળુ આયાનું દીલ તેણીએ એવું તો હરણ કરી લીધું છે ને પોતાની જગાએ કોઇ બીજી આવવાની વાત તેણી સાંખી શક્તી નથી.

"કેમ રમઝાન," આજે સહવારે મેં તેણીને કહ્યું, "તમારી નાડ અને જીભ તમારી સારી હાજણાવેચ એવું જોઇ હું ખુશી છું; ને આયાબી કેહછે કે તમારી રાતની આસાયસ જેવી જોઇએ તેવીછે! હું વગર આનાકાનીએ તમુને જણાઊંચ કે એમ જો તમો થોડો વખત વધારે ગુજારો તો તમારા સાજાં થવાની મજબુત આશા રાખવાને મને બની આવશે!"

"હું સાજી થાઊં!" એક ઊંડો નીસાસો નાખી પોતાનું માથુ ધુણાવતી તેણી બોલી, "તમે ધારોચ કે તે સાંભલવાને હું ખુશી છેઊં?"

"એમજ એ બાઇ રાતને દાહડો બોલ્યા કરેચ!" પેલી આયા બોલી, "મેં તો એવણને કહ્યું કે એમ બોલવું સારૂ નથી, નહી ડાકટર સાબ?"

"એ ખચીત સારૂ નથી" હું ગંભીર દેખાવે બોલ્યો, "તમુને મલીય તેવી બખશેસ **ખોદા** તરફથી મલે તેને વાસ્તે તેના આભારી નહી થવું એ હંમેશાં ખોટુંજ હોય."

"અરે ડાકટર, તમે એમ મને દુખ લગાડોચ! તમે જાણતા નથી કે જે **ખોદાને** માહરી તકસીરથી મેં એવો ગુસ્સે કીધેલો, તેના માહરી ઉપરના આભાર માટે માહરૂં જીગર કેવું ઉછલેચ! પણ હું સાજી શું કામ થાઉં? હવે જીંદગી **મને** કામની શું છે? અરે, ખુદા માહરી પર રેહેમ કરી હવે મને મરવા દે! મોહોતની ઉમેદમાં હું સુખી—ખરેખર સુખી છેઉં; પણ જીવવાનો વીચાર આવતાંજ તે માહરી ખુશાલી ગુમ થાયછે!"

"રમઝાન, **ખોદા**પર ઇતબાર રાખતાં શીખો! તેની મરજીને આધીન થાઓ! તે પોતાનાં અપાર ડાહપણથીજ તમુને જીંદગીયા મોહોત બખસશે! ધાંસ્તી કે ધુજારા વગર તેનેતાબે થાઓ!"

"ઓ! પણ આ દુનીયાં જેને માહરો કમકમાટ ભરેલો ગુનાહ જોયલો, જેને માહરો સીહા—" તેણી અટકી ગઇ અને ફીક્કી પડી, "તે દુનીયામાં પાછી જતાં હું કમકમું નહીતો શું! કોણ મને તીરસ્કાર સાથે ફેંકી દેશે નહી? કીડાઓ વરીક મને ખાતાં સુગાસે! આએ બીચારી આયાબી—"

"શું મેં શું કીધું? ઓ **ખુદા**! મેંતો કોઇ દહડે તમુને હેરાન કીધાં નથી!" તે પ્રમાણીક આયા આંખોમાં આંશુ લાવીને બોલી.

"ને રમઝાન," હું બોલ્યો, "માહરી પુટલી ત્યાં આટલી વખત આવી ગઇ, પણ તેનેબી કાંઇ કહ્યુંચ?"

"નહી—નહી—નહી!" આ દુખી છોકરી રડી પડીને માહરો હાત પોતાના હોટો સાથે દાબતી બોલી, "મને માફ કરો! પણ માહરેથી એવું બોલાઇ જાયચ!"

"રમઝાન તમે ચીંતા ના રાખો," આયા ઓરડાની બાહેર જવા બાદ હું બોલ્યો, "તમે જો સાજાં થયાંતો તમારી ભવીશની જીંદગીની ફીકર તમારે કરવી નહી. તમુને સગવડથી રેહેવાને બની આવે તેવી જોગવાઇ કરી આપવાનાં ઘણાએક રસ્તાછે. બે ત્રણ જણાની મદદ જો મ—"

"અરે–અરે, એ શું બોલોચ!" તેણી વચ્ચે બોલી ઉઠી, પણ તેણીનાં ભરાઇ આવતા હૈડાંએ તેણીને વધારે બોલતી અટકાવી.

"એમ ના દુખી થાઓ રમઝાન, એવી નજીવી સેવાને એટલું વજન નાં આપો," હું બોલ્યો, કેમકે હું એમ સમજ્યો કે તેણીનો ઉપલો ઉભરો મેં જણાવેલા વીચાર માટે હતો, "એવી મદદ કાંઇ ઘણી થવાની નથી, અને તેબી પાંચ છ બાઇઓ મલીને ઘણી ખુશીથી કરી શકસે." પણ એથીતો તેણી વધારે દુખી થયલી દીસી. "વારૂ ત્યારે," હું બોલ્યો, "જો તમે એમ કોઇના આભારમાં જવાને નાજ પાડોચ તો તમે પોતેજ કોઇ રીતની મેહેનત કરીને ગુજરાન ચલાવજો. તમુને શીવવા ભરતાં ને બીજું કરતાં આવડેચ તો ઘણું."

"મેહેરબાન શેઠ, તમે ભુલોચ," થોડીક શાંત થઇને તેણી બોલી, "એક છુપી વાત જો તમો જાણોતો તમે અજબ થયા વગર રહો નહી."

"એક છુપી વાત!" હું સેજ હસીને બોલ્યો, "તે વળી શું છે?"

"હું કહું તે તમુને," તેણી કોઇ દાખલ થાય તેની ધાસ્તીથી બારણા તરફ જોઇને બોલી. મેં ઉઠીને બારણાંને કળ દીધી.

"ડાક્ટર," રમઝાન બોલી, "હું કેહું તે માનશો? આએ ઘડીએ હું ૧૩૦૦૦) થીબી વધારે રૂપ્યાની માલેક છું; ને તે બધાનો ગમે તેવો ઉપ્યોગ કરવાની મને સતા છે."

પેહેલ્લાં અજાયબીથી, પછી શકથી, અને છેલ્લે, તેણીની બુદ્ધી ઠેકાણે નથી એવું વીચારી, ચીંતાથી મેં તેણીને ભણી ટીકયાજ કીધુ. અને તેણીની હાલતનો વીચાર આવતાંજ મને ડોકુંબી હલાવવું પડયું.

"તમુને ગમે તો નાં માનો ડાકટર," રમઝાન આગલ બોલી, "પણ હું જે બોલુંચ તે મશકેરીમાં નથી. તમો વીચાર કરોચ તેમ હું બેધ્યાણ થઇને બકબકારોબી કરતી નથી. નહી નહી! ડાકટર. એ તેર હજારની રકમ માહરીજછે—માહરી પોતાનીજ; અને તેની પઇએ પઇ બેંકમાં મુકાયલી છે."

"આહા!" એક અંચીતો વીચાર આવવાથી હું બોલી ઉઠયો, "ત્યારે તમારા ફસાવનારે લાલચતો તમુને ઘણીજ મજબુત આપેલી હોવી જોઇએ."

માહરા એટલા બોલો સાંભલતાંજ જે રંગ અને રતાશ તેણીના ગાલો ઉપર ચઢયો હતો તે અંચીતો ગુમ થઇ ગયો, અને રૂઉ જેવી સફેદી ત્યાં પંથરાઇ. તેણીએ ચુપકીદી સાથે માહરી ભણી ટીકયા કીધું, પણ તે ચુપકીદી દલગીરીની હતી કે તીરસ્કારની હતી તે હું જાણુતો નથી.

"નહી," એક ઉંડો નીસાસો ખેંચી તેણી આખરે બોલી, "**તેના** કે માહરા હાતની બદી તેને કદીબી પુગી નથી; જો પુગતેતો તેનો નાશજ થતે! નહી-નહી—માહરી બેશરમીનો એ પૈશો નથી! અરે, ડાકટર-ડાકટર! મેં ધાર્યું તેથીબી વધારે હલકી ને નીચ હું તમારી નજરમાં થઇ પડેલી હોવી જોઇએ! તમો એમ ધારોચ કે મેં પૈશાને ખાતર પોતાને વેચી!" એ છેલ્લા બોલો તેણી કાંઇ અસાધારણ કડવાશ ભર્યા અવાજે બોલી.

"નહી રમઝાન, ધીરાં પડો!" હું બોલ્યો, "મને માફ કરો! હું દલગીરછું એવું ઉતાવલું ને મુખાઇભરેલું હું બોલ્યો. તોબી, તમારૂં દીલ દુખવવાનો, અથવા તમુને કોઇ રીતે નીચાં ગણુવાનો તો મને સ્વપણેબી નહી હતો!" હજી તેણી મુગીજ રહી. "રમઝાન, તમે નથી માફ કરતાં મને?" તેણીનો હાત માહરા હાતમાં લેઇ મેં પુછયું.

"તમે માહરૂં દીલ દુખવ્યું નથી, ડાકટર," તેણી આંસું લાવી બોલી, "ને તમે દુખવી શકોબી નહી. માહરા પોતાનાજ ગુનાહના, ને માહરી પોતાનીજ બદનામીના વીચારો મને કમકમાવે છે; પણ હવે કંઇ નહી. અરે હું એવી નીચ–એવી બુરી–એવી કંગાલ! ને માહરેજ વાસ્તે——" એટલું બોલી તેણી અટકી ગઇ અને પોતાના હાતોમાં તેણીએ પોતાનું મોહડું દાબ્યું.

"ડાકટર," થોડો વખત ગયા બાદ, સેજ સાંત થઇ, તેણી બોલી, "હું કેહુંચ કે આએ રકમ–આએ મોટી રકમ માહરી પોતાની છે. એ દોલત માહરા કાકાની; તેને કંઇ વરસો સુધીની મેહેનત અને જેહમતથી એકઠી કીધેલી; તે મુકી ગીએલો માહરા યુસફ નામના ભત્રીજાને વાસ્તે, પણ તે ભત્રીજો એક વાહનનો નાખોદા હોવાથી તોફાની દર્યાના સપાટામાં આવી ગરક ગયો; હું એખલીજ તેની હૈયાત વારેસ મલી, એટલે એ દોલતબી માહરા હાતમાં આવી. અરે, પણ તેઓએ નહી જાણ્યું કે કેવા ગુનેહગાર હાતોમાં તે જઇ પડીછે. મેં જાંણ્યું કે તે માહરી પોતાનીજ છે, પણ મેં તે માગી નહી! હું કેમ માગું તે? માહરા જેવી એક કંગાલ તે ઉપર દાવો કરે! અરે ત્યારેતો, તે **ખોદાનો** કેહર માહરો નાશ કરતે! મેં કદી તે માંગી નથી; હું કદી તે માંગીશ નહી! ઘણી વેળા મેં ભુખમરો વેઠયો છે; ઘણી વેળા એવાં ભયંકર પાપોમાં હું ડુબેલી છું કે હું મેં જાણ્યુંબી નહી કે હું શું કરૂંછું; પણ તોબી—તે દોલતપર દાવો કરવાના વીચારનીબી મેં હીમત કીધી નથી! ગુનેહગાર–તકસીરવારતો હું હતી, તોપણ મેં ઉમેદ રાખી કે એટલાજ માહરા ઠેડાવને તે **ખોદા** માહરાં પાપોના એક બાંધલા પસ્તાવા અથવા તોબેશ તરીકે ગણુશે! ઓ **કીરતાર!**

તે કબુલીછે, તું કબુલશે આએ, માહરી તોજેશની એક કંગાલ, એક નાલાયક સાબેતી? ધુળ ને ખાખમાં રગડાઇનેબી મેં આપેલી એજ એક સાબેતીછે!"

એટલું બોલી તેણી ચુપ થઇ. ખરેખર તેણીને માટે માહરાં દીલમાં લાગી આવ્યું. ગરીબ છોડી! તેણીની કડવી તોજેશ અને સાચા સંતાપની આએ, જોકે ભુલ ભરેલી, તોબી કેવી ખરી સાબેતી! મેં નહી જાણ્યું કે તેણીને જવાબ શું દેવો.

"પણ હવે મેં ઠેરાવ કીધોચ કે તેનો કંઇ ઉપીયોગ કરૂં, ને તેબી એવી રીતે કે તે તે **કીરતાર**ને પસંદ પડે! માહરી મરજી એમ છે"— પણ એટલાંમાંતો આયાના પગલાં બાહેર સંભળાયાં, તેથી તેણી ઝડપથી પણ ઘણા ધીમા અવાજે બોલી–"આવતી કાલે–ડાકટર, આવતી કાલે બધી વાત. એ વાત કંઇ ટુકી નથી."

એ સાંભળી, મેં ઉઠીને બારણુ ઉઘાડયું, અને આયા દાખલ થઇ. વાતચીત કરતાં જે મેહેનત તેણીને લેવી પડી તેથી રમઝાન ઘણી થાકી ગઇ હતી, અને તેથી, બીજે દીવસે સાંજે પાછા ફરવાનું જણાવી હું ત્યાંથી વીદાય થયો. તેણીના છેલ્લા બોલો સાંભળી હું સમજયો, કે જેજે તેણીની ઉપર વીત્યું હતું તેનો હેવાલ માહરી આગળ કેહવાની તેણીની ખાહેશ હતી; પણ એવું દુખ ઉપજાવનારૂં એક કામ માથે લેવાને તેણી હમણાં હતી તેથી વધારે શકતીવાન થાય નહી ત્યાંવેર તે મુલતવીજ રાખવાનો મેં ઠેરાવ કીધો હતો.

બીજે દીને સાંજના તેણીને મુલાકાત આપતાં માહરી ખાત્રી થઇ કે તેણીની લાગણીને દુખી કરે એવી ઉપલી વાતચીત મેં તેણીની સાથે ચલાવી તેમાં મેં ઘણો અવીચાર વાપર્યો હતો. મેં જાણ્યું કે તેણીએ ઘણી બેચેન અને છેડાયલી રાત ગુજારી હતી; અને તે દાહડે બે ત્રણ દુઃખદ ચીન્હોણી પાછાં ઉભરેલાં મેં જોયાં. એથી મેં ઠેરાવ કીધો કે લાંબો વખત સુધી, અને જ્યાં સુધી ઉસકેરણી ખમી શકે એવી હાલતમાં તેણી આવે ત્યાંસુધી, દવાદારૂ સંબંધી સીવાય બીજી કસી વાતો તેણીની સાથે ચલાવવી નહી. એ મુજબતો, અગીઆર અઠવાડીઆં ગુજરી ગયાં ત્યાં સુધીની માહરી દરરોજની મુલાકાતોમાં કશુ જાણુવાજોગ બન્યું કે બોલાયું નહી. કોઇબી રમતગમતોમાં, કે સીવવા ભરવામાં, કે બીજાં હલકાં રોકાણોમાં તેણી ગુટાયલી રહે, અને તેણીનુ મન પોતાનીજ હાલતના વીચારમાં પડે નહી, તેવું કરવાને મેં માહરી મજબુત કોશેસો જાથુકની ચાલુજ રાખી.

પણ ત્યાં માહરે ખચીત ઘણીજ નમનતાઇ અને આભાર સાથે જણાવવું જોઇએ કે માંદગીના કે મોતનાં બીછાણાં ઉપર દીલાસો આપનારૂં જે મુખ્ય મુળ **ધર્મ**, તેનો તેણીને અપાર ટેકો અને બેકીમતી સંતોષ મલ્યો હતો. તેણીની એ બાબેની સેવા માટે મેં સોધી કાઢેલા એક જઇફ મુલ્લાંએ ખરેખરજ ઘણી તારીફલાયક સેવા બજાવી હતી. એક પીતાનીજ મીશાલ તેણે તેણીને સંભાળી અને તેણીને પોતાની શોકાતુર હાલતનો વીચાર કરતી હાલતમાં લાવવામાં તેમજ **ખોદા**ની દરગુજરી તરફનાં તેણીનાં એકીનમાં આગળનાં કરતાંબી અતીઘણો વધારો કરવામાં તે ભલા મુલ્લાંએ પોતાની જાથુકની મેહેનતનું ઇનામ મેલવ્યું. જે લાંબા વખતના બનાવોનું બ્યાન મેં આપ્યું છે. તે સઘળો વખત દર આંતરાના દીવસે તે તેણીની પાસે આવતોજ રેહતો હતો, અને પોતાના દીલાસાભર્યાં ધર્મી સબકોનાં મધ સરખાં ટીપાં તેણીના કાનમાં રેડતો રેહતો હતો. એક વેળા તો, તે મુલ્લાંએ મને જણાવ્યું કે, તેની સાથે બંદગીમાં મશગુલ થતાં, તેણી અંચીતી ઉશકેરાયલી દીશી, તેણીનો તમામ દેખાવ એક પસ્તાવો કરતી પરીના આકારનો જણાયો, અને પછી નહી સમજ પડે એવાં પવીત્રાઇનાં જહનુનથી ઉશકેરાઇ તેણી પોતાનીજ ભાષામાં એવી મતલબનુ બોલી ઉઠી કે–

"ઓ જગતના તારણ કર્તા! માહરાં અપવીત્ર બનેલા હોઠોએ તાહરા પાકીઝગીભર્યા પગો ચુમવા દે—અને પછી ત્યાં પડેલા ડાઘને માહરી આંખોનાં આંસુએ ધોઇ નાખવા દે! અરે એવું થાય કે હું તાહરી પાછળ ઉભી રહું, અને માહરો સઘળા ગુનાહ માફ કરતાં હું તુને સાંભળું! હા, તુને હું બોલતો સાંભળું! તાહરી રાહનુમાઇ

છોડી આડી ભટકેલી હું કંગાલને તેં પાછી રાહે મુકીછે! તો હવે મને પાછી ભટકવા દેતો નાં! માહરૂં જીગર તાહરા આભારના ભાર તળે દબાઇ જાયછે! હું તાહરેજ આશરેછું! મરતાં કે જીવતાં મને આધાર તાહરોજ છે!"

એવી ઢપના તે સખુનો હતા કે જે એક અંચીતી જહનુની ઉશકેરણીના હીગામમાં તેણીને મોહડેથી નીકલ્યા હતા. તે કેમ અને શાથી તેનો ખુલાસો આપવાને હું અશક્તછું. ઘણાઓ એમ કેહશે કે તે તેણીનો ગાંડો બકબકારો હોવો જોઇએ. ખચ્ચીત, તેને બકબક, ટકટક, ઘેલાપણું, ગાંડાપણું, બેફામી, ગમે તે કહો—પણ, જો એ સઘળાનું પરીણામ ઉપલા સખુનોમાંજ આવતું હોય, તો તે નહી વર્ણવાય એવું રૂડું ગણાશે. અને, ઓ કુલ જાનદારોને જાન બખશનાર **કીરતાર માહરી** ખાહેશ એજછે કે, આ હાડમંદ જગમાંથી તાહારી મીનોઇ જગમાં તું પાસે હાજર થવા આવવાની હેબતાવનારી ઘડીએ, તાહરી મેહેરબાનીએ **મનેબી એવુંજ** જહનુન, અથવા **એવુંજ** ગાંડાપણું ઉપજે!

* * * * *

માહરી સાથે વારંવાર આવીને, તેમજ રમઝાનની હાલતને છાજે એવા સુરીઆની ખોરાકની ચીજો મોકલીને માહરી પુતળી જે મમતા રમઝાન તરફ દેખાડતી હતી તે માટેના બેહદ આભારના બોલોનીતો તેણીને મોહડેથી કસી મનાજ હતી નહી. એ તેણીના જાથુકના ઉપકારના બોલોની તેમજ, પોતાના દુખો ધીરજથી અને સાંતપણાંથી સહણ કરીને પોતાની આસપાસ જે ખુશાલી અને ખુશબખ્તી તેણી પાંથરતી હતી તેની યાદગારીઓ, જે હમણાં જબરીથી માહરાં મનમાં ઉભરી આવેછે, તે યાદગારીઓને, આ માહરી કલમથી લખેલાં વર્ણનમાં હું કદીબી ઇનસાફ આપી શકીસ નહી. તેણીએ હઠીલાઇથી એવોજ વીચાર જાળવી રાખ્યો કે તેણી સાજી થવાનીજ નથી; અને તેણી હમેશગીના દરીઆવમાં એકદમ કમકમાટ ભરેલી રીતે નખાતી નથી, પણ ધીમે ધીમે ત્યાં ઘસડાયછે. જે અનીતીની ભયંકર હાલતમાંથી તેણીનો આ અચાનક છુટકો થયો હતો, તે હાલતનો જ્યારે તેણીને વીચાર આવતો હતો, ત્યારેજ તેણીનાં મન ઉપર ઉદાસીનો છાંયો પડતો હતો, અને તેણીના ચેહેરા ઉપર હેબતનો ફીકાશ પંથરાતો હતો. એક ઘાતકી કેદખાનાનાં ત્રાસદાએક વઇત્રાં અને મારફાડમાંથી અંચીતો છુટી નાહઠેલો કોઇ કેદીબી પોતાનાં તે આગલા સંતાપોને એવી અપાર હેબત સાથે યાદ કરે નહી!

ઘણા મહીનાની ઢીલ કીધા બાદ, આખરે રમઝાને પોતાની જીંદગીના આ દુખી ભાગના, અથવા પોતાના સંતાપ અને શરમના હેવાલથી મને વાકેફ કરવા માટે એક દીવસ ઠેરવ્યો. એ દુખભરયું કામ જો કે તેણીએ પોતાનીજ ખુશીથી માથે લીધું હતું તોપણ તે કરવા પર તેણીનું જીગરજ ચાલતું ન હતું; અને તેણી કેહેતી હતી, કે તે મને જણાવાનો તેણીએ વીચારબી એટલાજ માટે કીધો કે તેમ કીધાથી તેણીનાં તે ગુનાહોની એક જાતની તોબ્જેશ કીધેલી ગણાય. એથી એક દીવસે હું તેણીને કબુલાત આપીને વીદાય થયો, કે બીજે દીને સાંજે આવીને હું તેણીનું બ્યાન ધ્યાણથી સાંભળીશ. અને તે મુજબ, બીજે દીને સાંજે છ વાગે હું તેણીની આગળ ગયો, અને આયાને તેણીએ કહી રાખેલુ હોવાથી તે તુરતજ ઓરડો છોડી બાહેર ગઇ.

હુ ઇચ્છુંછું કે, જેવી તે દીવસે મેં રમઝાનને જોઇ, તેવીજ વાંચનારેબી જોઇ હતે! તેણીને માટે ખાસ ગોઠવાયલા એક કોચ ઉપર તેણી તકીઆઓનો ટેકો લેઇને અલેટાયલી હતી, અને તેણીનો દેખાવ જોઇ, એક અંગ્રેજ કવીના સુંદર સખુનો યાદ કરી મેં એમજ ધાર્યું કે—"તેણીનાં દુ:ખોએ તેણીને ગોયા એક આકાશીજ દેખાવ આપ્યો હતો." કાજળ સરખા કાળા તેણીના બાલો, તેણીનાં ફીક્કાં કપાળ ઉપર, એક સાદા સેંતાથી જુદા પડીને ફેલાયા હતા; અને તેણીની કાળી ભરેલી આંખો, તેમજ સફેત સુકાયલો ચેહેરો, અને તેણીની છાતી ઉપર પોહળા થઇને પડેલા ડાબા હાથનાં કલમ સરખાં નાજુક આંગળાં જોઇને, મને ઘણીજ મજબુતીથી ખુબસુર્તીનાં એક પ્રખ્યાત ચીત્રની યાદ આવી, કે જે

વીલાયતના એક નામાંકીત પુરાના ચીતારાની પીછીથી ચીત્રાયું હતું. કોઇબી સખસ તેણીની તવારીખથી તદન અજ્ઞાન હોય તોબી, આ કમનસીબ છોડીનો હમણાનો ચેહેરો જોઇને કદીબી તે ભુલી શકેજ નહી, એવું હું હીંમતથી કહું છુ. મને ઓરડામાં દાખલ થતો જોઇ તેણીએ પોતાના હાથ મધેની એક ચોપડી બાજુએ મુકી, અને માંહરા જવાની મતલબ સમજી જઇ, પોતે માથે ઉઠાવેલાં કામનો વીચાર આવતાંજ તેણી સેજ ગભરાયલીબી દીશી. માહરે વાંચનારને એકદમજ જણાવવું જોઇએ કે રમઝાનને મોહડેથી જે બેહદ જાણવાજોગ વાત મેં સાંભળી તેનો ઘણોજ અપુર્ણ હેવાલજ માહરેથી આપી શકાશે એવી મને ધાસ્તીછે; કેમકે કેટલાક બનાવો એવા બન્યા કે જેથી તેણીનું બોલેલું સઘળું કાગળ ઉપર ઉતારી લેવાને આઠ દીવસો સુધીતો માહરેથી બન્યુંજ નહી. તોબી, જેમ માહરેથી બન્યું તેમ તો, તેણીના સઘળા સખુનો અને વીચારો—જેમાના કેટલાક ઘણાજ સરસ અને લાગુ પડતા હતા—તે, એમનાએમ સાચવી રાખવાની મેં કોશેસ કીધીછે.

"ડાકટર," તેણીની હાલત બાબેના માહરા રાબેતાના સવાલોના જવાબ આપી રહ્યા બાદ તેણી બોલી, "આજના દાહડાની મેં કેવી વાત જોઇતી, ને તોબી હમણાં મને કેવી ધાસ્તીછે!" એટલું બોલી તેણી અટકી, અને વધારે બોલવાને અશકત જણાઇ. મેં પાણીનુ ટંબલર તેણીની આગળ ધર્યું, અને તે મધેથી થોડાક ગોટા તેણીએ ગળ્યા બાદ તેણીની ઉસકેરણી ધીમેધીમે નરમ પડી.

"ગમે એટલી ધીરજ ધરો રમઝાન," હું નરમાસથી બોલ્યો, "ઉતાવળ નાં કરો; ને જે તમુને તદનજ મનપસંદ હોય તે ઉપરાંત એક હરફબી વધારે કેહવાની ફરજ સમજતાં નાં. મને તમારી બધી વાતની જાણુવાની કસીબી અધીરાઇ નથી તે નક્કી જાણજો; જોકે અલબત્તાં તમારો હેવાલ જે તમે જણાવશો તે તો હું ધ્યાનથીજ સાંભળીશ."

તેણીએ એક ઉંડો નીસાસો નાખ્યો.

"પણ ડાકટર, આપણે ગુનાહ કબુલ કરીએ તેં તો—"એટલું બોલતાં તેણી અટકી, અને આંસુના ધોધ તેણીની આંખોમાંથી વેહતા થયા. હું પોતેબી એટલો ગમખાર અને એટલો ગુંચવાએલો બન્યો કે તેણીને તેણીની વાત ચલાવા દેવી કે નહી તેનીબી મને આનાકાની લાગી.

"મને માફ કરજો ડાકટર, જો આએ માહરી ધીઃકારવાજોગ તવારીખની સરૂઆત કરતાં કમકમતી તમે જોવો તો. માહરી તકસીરોનો ઘણોજ નમનતાઇ ભરેલો એકરાર કરવાની મતલબથીજ હું સઘલું તમુને કેહેવશ. તે સાંભળી તમે તો માહરા જેવી એક નાચાર કંગાલને ધીઃકારશો પણ તેથી માહરૂં જીગર તો ખોલાસો મેલવશે. પણ હું જાણુંચ કે માહરી જીંદગીના દાહડાતો ગણાઇ ચુક્યાછે."

"રમઝાન! એમ ના બોલો; હું ખાત્રીથી કહુંચ કે મને ઘણી મજબુત આશા—"

"તકસીર માફછે ડાકટર," તેણી ગંભીરાઇથી ભાર મુકીને બોલી "હું તમારી હુશીયારી બાબે શક લાવતી નથી; પણ હું કદીબી સાજી થનાર નથી; ને જો તે **ખોદાની** મરજી થાયતો હું જીવવા કરતાં મરવાનું હજાર દરજજે પસંદ કરશ! અરે, ડાકટર! હું ધારૂંચ કે માહરી વાતની સરૂઆત માહરે તે વખતથી કરવી જોઇએ કે જ્યારે તમે મને માહરી માતા સાથે સુખી ને નીતીમંદ હાલતમાં વસ્તી જોઇ હતી. ત્યારે મેં થોડુંજ જાણ્યું કે ભવીશમાં માહરી પર શું ગુજરશે! ને તમે મને કેવી ફેરવાયલી સ્થીતીમાં પાછી જોશો! મને જણાવાની તો ભાયગે જરૂર હોય કે તે વખતમાં માહરૂં મન મગરૂરીથી ભરપુર હતુ—ને તેજ મગરૂરીએ માહરો નાશ ઉપજાવ્યો! હમારી હાલત કેવી હતી તે તો તમે જોઇતી. તે મધ્યમ, અને આબરૂ ભરેલી રીતે હમારો સંસાર ચલાવાને હમોને શક્તીવાન કરે તેવી હતી પણ તોબી મને તેથી સંતોષ ઉપજ્યો નહી. માહરી માતા ઘણુબી મને સમજાવે કે **ખોદાની** મરજીને તાબે થવું જોઇએ, ને જે હાલત હોય

તે પર સંતોશ પકડવો જોઇએ, પણ ફોકટ. માહરાં કડવું ને હઠીલાં હૈડામાં તેણીની ધીરજ ને તેણીનો સંતોષ જરાબી ઉતરી શક્યો નહી. તે હાલત તરફના તીરસ્કારની માહરી લાગણીઓ, ફક્ત માહરી માતાની દયાને ખાતર, મને એટલીતો દાબવી પડી કે ઘણી વખતતો જાણે હું તેથી ગુંગળાઇજ જતી હતી! સઘળાં મને તે વખત કેહતાં હતાં, ડાકટર, કે હું ખુબસુરત છેઊં! હા, ડાકટર, જુવો તમે હમણાં મને," કડવા દેખાવનુ સેજ હસતી તેણી બોલી," ને વીચારો કે હું એક વેળા ખુબસુરત હતી! ખુબસુરત!—અરે! આએ ચેહેરો સઉથી વધારે બદસુરત—ને અઝદાહ વતીક બીહને નાહસી જાએ એવો ભયાનક હતેતો કેવું સારૂં! પણ તે **કીરતાર** ડાહ્યોછે! હું બોલ્લું કબુલુંચ કે, હુ સઘળે ઠેકાણેથી, ને વળી મોટે ખાંચરેથી વખણાઉચ એવું જોવાથી માહરી છાતી તરેહવાર લોભી ને બુલંદ આશાઓથી ધડકતી થઇ—પણ તે આશા બધીજ મુર્ખાઇ ભરેલી, ને બધીજ નાસીપાસ કરનારી નીવડી! ખુબસુરતીથી નીપજતાં મોટે ખાંચરેનાં લગનો ને માતબર કુટુંબોની સગાઇઓ વીશે મેં વાતોમાં સાંભળેલું ને કાહણી કીસ્સાઓમાં વાંચેલું; એટલે, તમે માનુસો ડાકટર, મેંબી—અરે હું કેવી મુરખ—મેંબી કોઇ ઉમરાવ સાથે અથવા કોઇ નામદાર અમલદાર સાથે શાદીમાં જોડાવાની આશા બાંધી!—અરે! માહરી જાતના ઘણાએક આબરૂદાર ને લાયક જવાનોની માંગણીઓ જે મેં તોછડાઇ અને ધીઃકાર સાથે રદ કીધેલી, તેનો જ્યારે મને વીચાર આવેચ ત્યારે માહરાં ગુનેહગાર જીગરમાં કેવું દુઃખ, કેવો સંતાપ ઉપજેચ! જો સમજ—સાધારણ સમજે માહરી રાહનુમાઇ કીધી હતે, અને માહરી ગરીબ માતની નરમ શીખામણ અને સહલાનાં રૂપમાં તે **ખોદાએ** જે પોતાની મરજી જણાવી તે ઉપર મેં ધ્યાન દીધું હતે, તો હું આ વખતે જેહા—મના,—અરે અરે!—ગારમાં કરમાઇ ને સુકાઇને પડતી એક ડાંખળી થવાને બદલે, સંસારનાં ખેતરમાં ખીલતુ ને ફળ આપતુ એક ઝાડ થતે! માહરી મગરૂરી ને સરકશીને ઉત્તેજન આપનારા જે બધા બનાવો બન્યા તે સઘલાનાં બ્યાનથી તમોને કંટાળો આપવાની અગત નથી, જોકે એટલું તો માહરે જણાવવું જોઇએ કે તેથી મોટાઇના માહરા વીચારોમાં વધારો થયો, અને જીંદગીની માહરી સાધારણ ફરજો તરફ મને બેહદ અણગમો ઉપજયો. તમારાં પુતળીતો તે વખતમાં માહરે મોહડેથી બધુ સાંભલીને મને એમજ ચેતવતાં હતાં કે એવા બનાવોથી માહરે લલચાઇ જવું નહી.

* * * * * * * *

"પણ હવે માહરાં દુખની સરૂઆત કરનારા બનાવ ઉપર માહરે એકદમ આવવું જોઇએ. પુનાના બંદ આગળની ફરવાની પેલી ખુશનુમા જગા જે માહરી માનીતી હતી તેતો તમુને યાદ હશે. અરે, મેં ત્યાં કેવા સુખી વખતો ગુજારેલા! ત્યાં હું એક દાહડે સાંજે ફરતી હતી, તેવામાં એક અંગ્રેજ લશકરી અમલદાર એક ચોપડી વાંચવામાં રોકાયલો અરોઅડ માહરી સામે આવી ઉભો. અણચીતી મને જોતાંજ તે ચોંકીને એક બે કદમ પછવાડે હટયો, અને બેત્રણ ઘડી સુધી માહરી તરફ આતુરતાથી જોઇ, તુરત પોતાની ટોપી ઊંચકી ઘણીજ સભ્યતાથી તેણે માહરી દરગુજર ચાહી. પણ તેણે એટલીતો ચોકસાઇથી માહરી તરફ જોયું કે મેં ધાર્યું કે તે મને ઓળખતો હોવો જોઇએ. માહરા ચેહેરાનો રંગ રાતો બની ગયો, અને માહરી છાતી એટલાતો જોશથી ધડકવા લાગી કે માહરેથી મુશકેલીએ દમ લેવાયો; કેમકે હું અલબતાં એટલીતો આંધલી નહી હતી કે માહરા ચેહેરાએ તેની ઉપર કીધેલી અસર હું જોઇ શકુ નહી. પણ **તેના** ચેહેરાએ **માહરી** ઉપર શું અસર ઉપજાવી તે તો માહરી બાકીની જીંદગીના સંતાપભર્યા નીસાસાઓ અને હાયોજ તમોને જણાવશે! મેં જોયલા સઘલા મરદોમાં સઉથી વધારે ખુબસુરત મેં તેને ગણ્યો. તેની વય આસરે ત્રીસની જણાઇ. એવી કોઇ મધુર ચીજ તેના ચેહેરામાં હતી કે જેતું હું બ્યાન કરી શક્તી નથી; તેનો અવાજ નરમ, અને તેની રીતભાતો માયાળુ અને શોભા ભરેલી હતી. ખરેખર—ખરેખર, તે માહરાં ફીસમતનુ ચોઘડીયુંજ હતું! દરગુજરને બાદેના

પોતાના બોલો તે એટલાતો સાંત સાદે બોલ્યો, અને તેજ વેળા તેની કાળી આંખો એટલી તો નમનતાઇથી માહરી ભણી જોતી રહી, કે તેને સાંભળવા વીના અને તેણે મને કહ્યું તેથી ખુશી થવા વીના માહરેથી રેહવાયું નહી. હમો વચ્ચેની વાતચીત બધી હીંદુસ્તાનીમાજ ચાલી. તેણે ચાહેલી માર્ગનો મેં ઘટતો જવાબ આપ્યો. હવે તે વીશેતો એકબી બીજો બોલ તે બોલ્યો નહી, પણ માનપુર્વક નમીને, તેણે રૂતુ વીશેની, તેમજ ત્યાંના દેખાવ વીંશેની જુદીજુદી વાતો ચલાવી. અને તે કેવી ભાષામાં! એવી તો સુંદર, એવીતો ઉશકેરનારી, અને એવીતો દીલ બેહલાવનારી, કે તેથી હું તો તેને એક કવીજ સમજવા લાગી. પણ એ વાતચીતનો સઘળો વખત તેને એવોતો સરસ અંદાજો જાળવ્યો, અને રખે તે મને નાખુશ કરતો હોય તેવી ધાસ્તીનો એવોતો દેખાવ તેણે ધારણ કીધો, કે તેથી નહી બોલાય એવી ખુશાલી અને આનંદ સાથે તેની સામેજ એક પુતલાંની મીસાલ હું જડ થઇને ઉભી.

"બાનુ, તમુને વેહેતાં પાણી આગલના દેખાવો ઘણા ગમતા હોય તેવું લાગેછે," એવી મતલબનું તે હીંદુસ્તાનીમાં બોલ્યો, "ત્યાં તમે ઘણી વેળા ફરવા આવે છો!"

મેં જવાબ આપ્યો કે તેવું હતું ખરૂં.

"વારૂં બાનુ," તે મધુર હસીને બોલ્યો, "તમુને વધારે વખત રોકી રાખવા હું ચાહતો નથી. હું આશા રાખુંછું કે આએ મધુર સાંજની મોજ તમે મનમાનતી ભોગવસો."

એટલું બોલી તેણે પોતાની ટોપી ઉતારી, ઘણુજ નીચું નમ્યો, અને ચાલી ગયો. તેણે થોડુંજ જાણ્યું કે એમ મને છોડી જતો તેને જોઇને હું કેટલી નાખુશ થઇ! મને ગોયા એક મોહીનીજ લાગી. તેને પાછલુ ફરીને જોવા વગરબી માહરેથી રેહવાયું નહી, અને ખચીત મનેબી પાછળ ફરીને જોતાં મેં તેને પકડયો. તેને માહરી આગળ પાછો લાવવાનું એક બાહાનુ મેળવવા માટે મેં આખી દુનીયાંબી દીદ્દા કરી હતે! માહરૂં જીગર ધડકતુંજ ગયું–બીજી બાબતોના માહરા સઘળા વીચારો અચોકસ અને ભટકતા થયા, તેથી આખરે એક એકાંત જગાએ બેસી, બીજા કસાંના નહી, પણ આએ નવા ગ્રહસ્થને લગતા વીચારોમાંજ હું રોકઇ. એ કોણ હશે તે જાણવાને હું અધીરી બની, કેમકે મેં તેને પુનામાં કદી જોયો નહી હતો, અને ફકત એક પારકી અબળા સાથની ઓળખાણ ઉપરાંત બીજીબી કોઇ લાગણીઓ તે માહરી તરફ ધરાવતો હશે કે નહી તેના ચીડ ઉપજાવનારાં ખ્યાલોમાં હું પડી. હું ઘર ગઇ. મેં ચોપડી ઊઘાડી કે વાંચું, પણ વીસેક પાના ફેરવ્યા છતાં એકબી પાનાં જેટલું મેં વાંચ્યું નહી. માહરૂં મન એટલુંતો અવીચારી અને એટલુંતો છાલકું બનેલું હતું કે માહરી ખુબસુરતીના બળે કોઇ ઉત્તમ ભરથાર મેળવવાના લોભી વીચાર આગળ માહરી જાત અને માહરા ધર્મના વીચારોનેબી મેં વીસારી દીધા! મારા કાકા ઉપર એક કાગળ લખાવા માહરી માદર માહરી પાસે બેઠી; મેં કલમતો ચલાવી, પણ એટલી ઉપરા સાપરી ભુલો હું કરતી ગઇ, કે આખરે ગુસ્સે થઇ તેણીએ પોતેજ જેમતેમ એક કાગળ લખી કાઢયું. આખી રાત મેં આ મનમોહીત અમલદાર વીશેનો વીચાર જારી રાખ્યો. તેનો નરમ અવાજ જાણુક માહરે કાને પડતોજ ગયો, તેની તીક્ષણ ચળકતી આંખો જાણુક મને ટીકતીજ ગઇ. દર અરધે કલાકે હું ચમકી ઉઠી, ને મેં એમજ જાણે માન્યું કે તેણે માહરી ઉપર કાંઇ જાદુ ચલાવ્યુંછે. માહરી લાગણીઓથી એટલી બધી ઉસકેરાયલી મને પોતાને જોતાંજ હું ગભરાટમાં પડી. તમો માનસો આ બધું? એને મોહબત–હરખ, ગમે તે ગણો. અરે, **ખોદા** કરતેને, એ મોહબતને બદલે **ધીઃકારજ** ઉપજ્યો હતે! તે સાંજે માહરાં મન ઉપર એક મંત્ર ફુકયું. હું ખેંચાતીજ ગઇ, હું નહીં જાણતી કે કેમ. બીજી સાંજેબી તેજ જગાપર ફરવા જવા વીના માહરેથી રેહવાયું નહી. હતું તો તદનજ નકામું, તોબી મેં માહરૂં ગુંથવાનુ માહરી સાથેજ લીધું. જેવો કોઇ અંગ્રેજનો આકાર દુરથી આવતો મને દેખાય તેવુંજ માહરૂં હૈડું ધડકતું થાય;

પણ તે સાંજે હું નીરાસ થઇ કેમકે તે ત્યાં આવ્યો નહી. ત્રીજી અને ચોથી સાંજેબી, અરે હું કેવી કંગાલ ને મુર્ખ! હું ઉછળતી છાતીએ ત્યાં ગઇ, પણ ફોકટ; એ બેઉ દીવસ તે ધણી આવ્યો નહી. પણ આઠમે દાહડે સાંજના તે અણધારેલી રીતે એક બીજા ગ્રહસ્થની બગલમાં હાથ દેઇને ચાલતો, મને મલ્યો. ઓ ખોદા! તે કેવો લેવાયલો ને ફીકકો જણાયો, ને વલી તેનો એક હાથબી ઝોળીમાં! તેણે મને ડોકયું કીધું, સેજ ગંભીરઇથી હસ્યો, અને ચેહરાના સેજ રતાસ સાથે, માહરી આગળથી ચાલી ગયો. મને બીજેજ દીવસે ખબર પડી કે 'કેપટન વીલીઅમ' નામનો એક અમલદાર અકસ્માતથી ઘોડાપરથી પડી જવાથી તેના હાથને સખત નુકસાન પુગ્યું હતું. મેં તુરત જાણ્યું કે 'વીલીઅમ' તેનુજ પોતાનુ નામ હોવું જોઇએ. અને તે ખબર સાંભળતાંજ તે એક પારકો નહી, પણ માહરો એક સગોજ જાણે હોય તેમ હું હેબતી અને ધ્રુજી. માહરાં મનની ખરેખરી વલાણ માહરા પોતાથી છુપી રેહ એવુંતો હતુંજ નહીં. જે ધાસ્તીમાંથી તે બચી ગયો હતો તેનો વીચાર આવતાંજ હું થથરી ગઇ; અને એવી એક ઇંતેજારી તેને માટે મને ઉપજી કે હું તે જણાવી શક્તી નથી. ડાકટર,—હું કેવી નબળી—કેવી કંગાલ—કેવી મુર્ખ—કે આટલાજ વારમાં તેને ચાહતી થઇ! અને તેબી એક એવા પારકા ને અજાણ્યા સખસને, કે જેને મોહડેથી ફકત થોડાક સભ્યતાના બોલો શીવાએ બીજા કાંઇબી વધારે બોલો સાંભળેલા નહી! કીસ્સાઓમાં વાંચેલા બેહુદા ખ્યાલોએ માહરાં માથામાં ઘર કીધું. કીસમતની કરામતના, તેમજ તેબી મને બેહદ ચાહતોજ હશે તેના, અને એવાજ બીજા કઢંગા અને બેસમજ ખ્યાલોમાં હું ચકચુર થઇ. આખો દીવસ મેં ઘેરાયલો ગુજાર્યો, ને માહરી માદરને જણાવ્યું કે માહરા જીવને સારૂં નથી. ગરીબ, ભલી, ભોળી માહરી માદર! તેણે મને તબીબની સહલા લેવાને સુચવ્યું!

"બે ત્રણ દીવસ પછે હમો પાછાં મલ્યાં. તેનો ફીકો ચેહેરો, અને તેની નબલી હીલચાલ જોઇ માહરૂં જીગર પીગળી ગયું. મને યાદ નથી કે કેઇ રીતે, પણ કોઇબી તરેહથી હમો પાછાં બન્ને વાતમાં ઉતર્યાં; અને મેં તેને બનેલા અકસ્માત માટે માહરી ખરેખરી દલગીરી અને દીલસોજી જણાવી. અરે ડાકટર! એવું—એવુંતો મને એટલુંબધું કેહવાનુછે કે, આએ ગુનાહ ને મુર્ખાઇની માહરી તવારીખ સાંભળવાની તસદી તમોને આપવા પર માહરૂં જીગરબી ચાલતું નથી! તે સાંજે હમો જુદાં પડ્યાં તે અગાઉ ઘેરૂં ઝઝકલું ફેલાઇ ચુક્યું હતું, તેથી પાછાં ફરતી વેળા થોડેક ખટકે તેની બગલમાં માહરો હાથ આપીને ચાલવાની હુલડાઇ કરવાથીબી હું અટકી નહી. એ પછી હમો ઘણી વેળા તેજ જગા ઉપર મલ્યા કીધાં. અને તેબી આગમચની ગોઠવણો મુજબ, માહરા નવા સાથીથી હું મોહીત થયલી હતી, તે એટલોતો સુંદર, એટલોતો ટેકી, અને એટલો તો વીવેકી હતો! મેં જાણયું કે તે એક ઘોડેસવાર પલટનનો કેપટન હતો, અને પુના ખાતે હવાની ફેરબદલી માટે આવ્યો હતો. તે એવોતો આંધળો નહીં હતો ડાકટર, કે હું તેનીપર ફીદા—અરે! જાનોજીગરથી ફીદા—હતી તે તે જોય નહીં; પણ જ્યારે એક સાંજે સઘળી લાજ એક કોરે મેલી, મેં તેને એમ કહ્યું કે જો માહરી માદર સાથે અથવા બીજા કોઇ સાથે ફરતી તે મને જોયતો તે **મને ઓલખેછે એવું દેખાડવું નહીં**, ત્યારેતો ખચીત માહરાં મગજ ઉપર શયેતાનેજ કાબુ મેળવેલો હોવો જોઇએ! પણ તે નાશવંત બોલો માહરે મોહડેથી છુટા તેજ ઘડીએ માહરી બેશરમી હું સમજી, તેના હાથમાંથી માહરો હાથ છીનવી લીધો, અને પાછળ હઠીને ફીક્કી ને બેહોશ જેવી બની ગઇ. તેને હેબતીને તુરત પુછ્યું કે હું બીમાર થઇ કે શું. બીમાર! અરે તેજ વેળા પૃથ્વી પોતાના પેટાંમાં મને હોમાવી તેની નજર સામેથી નાબુદ કરે તો સારૂં એમ મેં ઇછીયું! પણ તેની સીપલી બોલીએ પાછું સઘલું માહરાં ધ્યાનમાંથી વીસરાવી દીધું—અને એટલુંબી હું વીસરી કે અફ-

સોસ, અફ્સોસ! હવેતો તેના કબજામાં હું પુરે-પુરી આવી હતી! હું ઘેરે પાછી ફરી ત્યારે, મેં એક ગુનાહ કીધોછે એવી સમજનો બોજો માહ-રી છાતીને દાબવા લાગ્યો. માહરી માદરના મોહડાં સામેબી હું જોઇ શકી નહી. હું જે બોલી તે યાદ આવતાંજ હું સ્તંબ્ધ થતી ગઇ, અને ભારે કોશેસથી તેની વાત માહરી માતાને કાનેથી છુપાવી. હવે કેહવાની તો જરૂરજ નથી કે 'કેપ-ટન વીલીઅમ' અને હું એ પછે કેવી પેંગતીપર આવી પુગ્યાં. મને પોતાના ધર્મમાં લઇ મને વર-વાની તેણે મરજી જણાવી હતી; અને તેથી હવે દરેક તકે હમારાં લગનને લગતી ગોઠવણો કરવાને હું તેને વીનવંતી હતી; અને તે સઘળી વખતના તેના જવાબો એવાતો મધુર બોલોમાં તે આપતો હતો કે માહરો જીવ તેની ઉપરના બેહદ પ્યારના જોશથી ઉછલી રેહતો હતો. કેવો મીઠો કેવો મધુર સાથી! કાહણી કીસ્સાઓના સઘલા કુથલા જાણે હું ભુલીજ ગઇ, અને એમજ માનવા લાગી કે તે જો ગરીબમાં ગરીબ માનવીબી હતે તોબી હું તેને ચાહતે અને તેને માહરો ખાવંદ બનાવતે આખરે થોડોક વખત એમનો એમ ગુજરી ગયો એટલે, લગનને લગતી વાત બાબે કંઇબી સેવટનુ અને સંતોશકારક બોલવાને તેને આનાકાની કરતો જોઇ હું ચીરડાવા લાગી; પણ જે દીવસે મેં કોઇબી ખોલ્લો જવાબ તેનેથી મેળવવાનો અથવા નહીતો તેને જુદો પડવા કેહવાનો મેં ઠેરાવ કીધો તેજ દીવસે સાંજે તેણે માહરી સઘલી ઇંતેજારી દુર કરવા મને ઘણીજ ઉલટ અને જોશ સાથે જણાવ્યું કે, તેનેથી માહરા વંગર જીવી શકાતું નથી, અને તેથી જો હું રાજી હોઊંતો કોઇ બીજે દેશ જઇને છુપાં લગન કરવાને તે ખુશીછે; અને એ પછી તેણે બીજી સેંહેંકડો એવી ફુસલવણીઓ સંભળાવી, કે જેની અસરે લોભાઇને માહરા જેવી સેંહકડો કંગાલ છોકરીઓ નાશ પામીછે અને નાશ પામશે! અરે હું મુઇ-મુઇ-મુઇ, કે મેં તેનુ કહેલું બધું સાંભલ્યું—બધું માન્યું! પણ વીલી-અમ એવું શું બોલતે તે વખતે, કે જે હું માનતે નહી! અરે પણ જે માયાથી માહરી માદરે મને ગણી તે માયાના હજારમાં ભાગ જેટલી માયાથી જો મેં **તેણીને** ગણી હતે—જો એક પળવારની ઉલટને કે ઇતબારને આધીન થઇ એક બે બોલ તેણીને મેં જણાવ્યા હતે, તો માહરા પાપી લુટ-નારના કબજામાંથી હું જાથુકની છુટી ગઇ હતે! માહરી માતાને કશુંબી જણાવા વગર તેની સાથે પરદેશમાં નાહસી જવાની તેની દરખાસ્ત મેં એક મહીનો સુધીતો કબુલ રાખીજ નહી; કેમકે માહરૂં ભલું ઇછનારા પાક ફરેસ્તાએ માહરી તે ગરીબ, કીમતી, અને દુખી માદરનો દેખાવ હર-દમ માહરી નજર સામે ધરેલો રાખી મને નીભા-વાની કોશેસ કીધી. પણ આખરે સયેતાની કાવત્રાંઓજ ફાવ્યાં. વીલીઅમે બેહદ કાકલુદી-ઓથી આખરે મને પીગળાવી, અને મને સમ-જાવી, કે થોડોજ વખત માહરી માતાથી જુદી પડવાની હું હામ ભીડીશતો ઘણોજ જુજ વખ-તમાં હું તેની હકદાર ધણીઆણીની હાલતે તેણી ની સામે જઇ ઉભી રેહવાને શક્તીવાન થવસ; એટલે પછી ધર્મ સંબંધી ફેરફારો જે થયા હોય તેતો અલબત્તાં માહરી માદર ઝાઝા વજનદાર ગણશેજ નહી. અને આખરે એ વાત માહરાં ધ્યાનમાંબી ઉતરી.

"વીલીઅમ!" તે જ્યાં કહે ત્યાં તેની સાથે જવાની કબુલાત અંતે એક દીવસે તેને આપવા બાદ હું બોલી, "તમારી ઉપર માહરો કેટલો આધાર હવેછે તે તમે જાણોછો! અરે, કંઇ એવું ના કરતા કે તેથી માહરી ગરીબ જઇફ માદર તુટેલાં દીલે ઘોરમાં દટાએ!"

"માહરી મીઠી-માહરી મધુર રમઝાન!" એટલાજ બોલો માહરી ઉપલી મતલબના બોલ-

વાનાં જવાબમાં, મને પોતાની ગોદમાં દાબતો બોલ્યો. એથી હવે માહરી સલામતીની મને ખાત્રી મળી! તેજ રાતે મેં તે ધારવેલું કાગળ માહરી માદર ઉપર લખ્યું, અને તેમાં મેં સઘળું જણાવ્યું. અરે, તે કાગળના એકએક બોલમાં માહરાં દીલનો સઘળો ઉભરો સમાવાની મેં કેવી કોશેસ કીધી! તે લખતાં માહરા ચેહેરાનો રંગ બદલાતોજ ગયો—માહરાં ગુઠણો ધ્રુજતાં થયાં—માહરા હાથો થરથરીઆ—માહરૂં માથું ભમતું બન્યું—અમે ગરમી ને થંડીના ફેરફારો માહરાં શરીરમાં ઉપજી રહ્યા. તોબી જેમતેમ મેં તે કાગળ પુરૂં કીધું, અને તુરત માહરાં બીછાનામાં સુતી,—પણ મને ઊંઘ તે કેમ આવે? તે રાતે—તેજ રાતે—એક ખુવાબ મેં જોયો કે જેની તાસીર જો સમજતેતો હું બચતે. તે એ હતો કે—મેં જાણે બીછાનાની બાહેર નજર કીધી તો બારી પાસે મુકાયલી એક પેટીની આસપાસ અને હેઠળ એક ઝેહેરી સરપ સસળતો મને જણાયો. ધ્રુજતે દીલે તે ઉપર ટીકતાં હું કમકમી, પણ ત્યારે મને વીલીઅમનો વીચાર આવ્યો નહી. અફસોસ! હવે એ વીચાર મને આવતોજ રહ્યોછે!

"બીજે દીવસ માહરી માદરે, સતારા ખાતે વસતાં પોતાનાં સગાઓને મુલાકાત આપી આવવા માટે ઠેરાવ્યો હતો, કે જ્યાંથી બીજે દીવસે પાછી ફરવાનો તેણીનો વીચાર હતો. હું કેવી નાપાક—કેવી બુરી—કેવી કરપીણ દેવી! કે જે રાતે માહરી માદર, ઘરમાનો સઘળો વહીવટ માહરા હસ્તકમાં સોંપી, જીંદગીમાં પેહેલીજ વખત માહરેથી જુદી પડવાની, તેજ રાતે તેણીનુ તે ઘર છોડી, માહરા નાશ કરનાર સાથે નાહસી જવાનો મેં ઠેરાવ કીધો! હમો બન્નેએ પુનુ છોડયું—ઓ! તે કમકમાટ ભરેલી રાત!—" એટલું બોલતાં હવે રમઝાન ભયભરેલી ફીકી પડી ગઇ. થોડો વખત થયો તેણીનાં બોલોમાં અતીઘણો જોશ અને ઉસકેરણી ફેલાયલી મેં જોઇ હતી, કે જે હવે બેહદ વધી ગયાથી મેં વચ્ચે પડવાનું દરૂસ્ત ધાર્યું.

"હું હવે આજે સાંજેતો કંઇબી વધારે બોલવા તમુને દેનારજ નથી રમઝાન!" હું થોડુંક પાણી તેણીનાં મોહડામાં રેડતો બોલ્યો, "તમે થાકીને લોથ થઇ ગયલાં છો."

તેણીએ ડોકયું કીધું, અને બોલવાની કોશેસ કીધી, પણ તેણીનો અવાજ બંધ પડી ગયો.

"જો તમે સારી પેઠે હોશોતો હું આવતી કાલે આવીશ," હું બોલ્યો. તેણીએ હા પાડી. મેં હવે આયાને તુરત બોલાવી, અને જીવ ઠરવાની દવાઇ લખી આપી, હું ત્યાંથી વીદાય થયો.

તેણીની તવારીખનું ઉપલું બ્યાન જે મેં લખ્યુંછે, તેમાતો પુષ્કળ બીજો વધારો થતે, જો તેણી જે સઘળું અસરકારક બોલી તે મેં એમનુએમ ઉતારી લીધું હતે તો, પણ માહરાં વાંચનારને નહી થાકવવાની મતલબથી તે માહેલો મોટો ભાગ મેં પડતો મુકયોછે.

બીજે દીવસે સાંજે હમો પાછાં બન્ને મળ્યાં. હું દાખલ થયો તે વેળા તેણીને રડતી જોઇને મેં કહ્યું કે જો તેણીની વાતથી તેણીને દુખ ઉપજતું હોયતો તે તેણીએ આગળ ચલાવવીજ નહી.

"હા, ડાકટર, તેણી બોલી, "મને દુખતો ઉપજેચ; પણ એથી ગમે તેટલુંબી માહરૂં દીલ દુખાએ તોબી આએ માહરી સીહા તવારીખ જે મેં સરૂ કીધીચ તે માહરે આગળતો ચલાવવી જોઇએજ. એમાં ઘણુંક એવુંછે કે જેથી તમે કમકમશો, ને જેથી તમે માહરી ઉપર દયાની અરે નહીતો ધીઃકારની નજરે જોશો, પણ તોબી માહરો ગુનાહ બધો માફ કરી તે તમે ધ્યાન દેઇ સાંભળો!"

"એ માહરો નાશ કરનાર," રમઝાન આગલ બોલી, "જે જે ઉપાયોથી માહરો નાશ કરવામાં ફતેહ પામ્યો તેનો સઘલો તુલ્લોતવીલ હેવાલ કહી તમારૂં દીલ હું દુખવી શકતી નથી. આગગાડીમાં મુંબઇ તરફ જે આખી મુસાફરી મેં કીધી તે સઘલો વખત હું ખરેખર ઘેલી જેવીજ થયલી હોઇશ. કંઇબી મને ખોલ્લી રીતે યાદ નથી. સઘલું જાણે એક ધુમસમાં—ઉસકેરણી તેમજ ધાસ્તી ને હરખ ભેગા ધુમસમાં—જાણે તે સઘલું ઘેરાયલું હોય એમ હજીબી મને દીશે છે કેપટન વીલીઅમે તો મને શાંત પાડવામાં અને માહારી પર મમતા દેખાડવામાં કશું બાકી રાખ્યું નહી. તેને મને જાહુકની ઉલટ અને હરખમાં રાખવાનેજ કોશેસ કીધી. એક ઘડીબી તેણે મને વીહલી મુકી નહી કે હું શું કરૂંછું તેનો વીચાર કરવાનેં મને બની આવે. નહી—તે વીચાર તો ગુમ કરવાનીજ તેની તદબીરો હતી. હું નહી ધારતી કેં એ દીવસો સુધી તો માહરી આગલી હાલત તરફ નજર કરવાની કે જે ચીજ હું છોડી આવી હતી તેનો અંદેશો કરવાની મને ફુરસત મલી હોય. ભયભર્યું તેમજ અજબ જેવું તો એ છે કે ત્યારે મને કસીબી બેચેની ઉપજી નહી. કેપટન વીલીઅમની સંગતમાં રેહવું એજ ગોયા માહરૂં ઉત્તમ બેહેશત હતું—અને તેને જોવામાં, તેને સાંભળવામાં, તેની સાથે બોલવામાં, અને તે હવે જીંદગી સુધી માહરો ને **માહરોજ** હતો તેનો વીચાર કરવામાંજ માહરે અપાર હરખ સમાયલો હતો! પણ ત્રીજા દાહડાની સહવારે,"—એટલું બોલતાં તેણી માથાંથી પગ સુધી કમકમી,—"હું હેબત સાથે જાગી ઉઠી; કેમકે હું નાહસી આવી તે અગાઉ જે સરપને મેં સ્વપ્નમાં જોયો હતો તેજ સરપ હમણાંબી માહરા ખાબમાં આવ્યો. તે હવે તો કબતનાં ખાનાં આગલ સસરતો જણાયો; પણ પછી તે આવીને, જે બીછાણાંપર હું સુતેલી હતી, ત્યાંજ આવીને આલોટવા લાગ્યો! એ ચોંકાવનારો સ્વપનો જોતાંજ હું, મેં આગલ કહ્યું તેમ, કમકમાત સાથે જાગી ઉઠી. અને અફસોસ, હવે માહરી આંખો ઊઘડી! માહરી પાસેજ તે સરપને મેં સુતેલો જોયો! ત્યારેજ પરણવાની માહરી ઉમેદ મને છેલ્લી સલામ કરી ગઇ!

મોટેથી ચીચીઆરી પાડતી હું બીછાણાં ઉપરથી કુદી પડી દેવાના જોશથી માહરા બાળો હું પીખતી થઇ. તે પોતેબી હેબત સાથે માહરી પુઠે કુદી પડયો, અને મનેં શાંત પાડવાની ફોકટ કોશેસમાં પડયો. જે ઘરમાં તેણે મને ઉતારો આપીને રાખી હતી તે ઘરની એક આબરૂદાર સ્ત્રી માહરી ચીશ સાંભલી માહરા ઓરડા પાસે દોડી આવી. વીલીઅમે તેણીને સમજાવી કે—"માહરી બાએડીને ચમક થવાની ટેવ હોવાથી આએ વખતેબી તેમજ થઇ આવ્યું છે!" પણ તેણી તો સમજીજ હતી કે ત્યાં 'બાએડી'નો અર્થ કેવો થવો જોઇએ. તે આખા ભયંકર દીવશમાં ત્યાર પછી શું બન્યું તે કસુંબી ચોકસ રીતે મને યાદ નથી. તે ફુસલાવનાર તો એક જાદુગર જેવો, એટલે બીજેજ દીવશે તેને મને જેવી જોઇએ તેવા પતાવી લીધી. જાણે તેની અસરની સામે થવું નહી બની શકે તેવુંજ મને લાગ્યું! મુંબઇમાં એક અઠવાડયુંબી નહી ગુજારતાં, હમે તુરત અલાહબાદ ખાતે જઇ રહ્યાં. વીલીઅમે સઘલે ઠેકાણે મને હદ વગરની મોજો તો કરાવી, પણ તે લખો તરેહની મોજોબી માહરાં હૈડાંને કોરતા તે સંતાપના કીડાને સાંત પાડી અથવા નાબુદ કરી શકી નહીં! ત્રણ અઠવાડ્યાં સુધી તો હું અવારનવાર ધોધબંધ આંશું પાડતી અને ચમકની ખેંચતાણમાં પડતીજ રહી. વીલીઅમની હદ વગરની મમતા હજી સુધી તો એમની એમજ ચાલુ રહી. મને ગમત આપવા કીજે તેણે પુશકળ નાણું ખરચ્યું; અને તેથી એક મહીનામાં તો માહરી આગલી દલગીરી ઘણેક દરજ્જે ઘટી ગયલી મને માલમ પડી. દારૂ પીવાની તેણેજ મને ટેવ પાડી હતી, અને તે તરફનો માહરો શોખ આખરે તો એટલોબધો વધી ગયો કે ગુસ્સામાં આવીને તેણે અંતે મને તે અતીઘણો પીતાં અટકાવી. એકજ—એકજ વેળા, મને યાદ છે કે, માહરી માતાનું પવીત્ર નામ મેં તેની આગલ દીધું. તેને તુરતજ એક કાગલ

કાઢીને મને દેખાડયું કે જે, તેના કેહવા મુજબ, તેના એક મીત્રે પુનેથી મોકલ્યું હતું. તેમાં એવું લખેલું હતું કે માહરી માતાએ સઘલું જાણતાંજ માહરૂં લખેલું કાગલ બાલી નાખ્યું હતું, અને ગાલ અને કદુવા દીધી હતી, અને મને ફરીથી પોતાની ઓસરીએ નહી ચઢાવાના સોગંદ લીધા હતા. પણ અફસોસ! એ સઘલું તેનું જુઠું—એ સઘલાં તેનાં કાવત્રાં હતાં!

"અરે પણ એવી તેની પોકલ અને નીચ ઠગાઇથી હું કેવી રીતે એક ઘડીભરબી ભોલવાઇ હોઇશ? મને કાંઇ એની સમજ પડતી નથી; અને અજબ જેવું તો એજ છે કે તે વેળાના સંતાપનો કમકમાત ભરેલો ડંખ નરમ પાડવા માટે મેં એમજ ઇચ્છયું કે તે ખરૂંજ છે એમ વીચારવું. સેતાનેજ મને આંધલી બનાવી હતી!

"તે વખતથી માહરી સઘલી કોમળ લાગણીઓ મંદ થઇ જતી મને જણાઇ, અને કેટલીક રીતે હું માહરી હાલતથી **સંતોષબી** પામતી ગઇ! તોબી **પરણવાને** લગતી વાત હું એકદમ ભુલી ગઇ નહી, અને એ વીશે તો મેં એટલો તો કંટાલો તેને આપ્યો કે આખરે એક વખત, ભારે જહતુનમાં આવીને તેણે મને મારી ત્યારેજ હેબતીને મેં માહરા કાલાવાલા અને હુજત ઉપર શેવટનુ પાણી ફેરવ્યું. જુદાં જુદાં શેહેરોમાં અને ગામોમાં ફરતાં હરતાં રેહી હમે ઘણો વખત ગાળી નાંખ્યો અને તેટલા વખતમાં અંગ્રેજી ભાશા હું ઘણી સારી રીતે બોલતાં શીખી. આખરે હમે મઉ ખાતે જઇ વસ્યાં, અને ત્યાં હવે મને વીલીઅમની માહરી તરફની વર્તણુકમાં મોટો ફેરફાર પડતો જણાયો, અને તે ફેરફાર અલબત સારો તો હતોજ નહી. મને લાગ્યું કે તે હવે પોતાથી મને કંટાલેલી કરવાની તજવીજ કરતો હતો! તે વલી કેટલાક પોતાના લશ્કરી લટખત મીત્રોને માહરી સાથે ખાવા પીવાબી બોલાવા લાગ્યો, અને તેઓ સઘલા જેબી વર્તણુક માહરી સાથે ચલાવે તે તરફ તે બેદરકાર રેહતો દીસ્યો. પછી વલી તે મને અસભ્ય અને મલાહજા વગરની ગણીને માહરી ઉપર ચીડાતો થયો, અને એ મુજબ માહરી સાથે ચીડડાં ફારવાનુ એક સરસ હથીયાર તેને મલી આવ્યું. ત્યાર પછીની હમારી જીંદગી જાહુકના ફેસાદમાં ગુજરવા લાગી. તે હવે કેહવા લાગ્યો કે તેને લીધેલી રજાનો વખતબી પુરો થવા આવ્યો હતો, અને તેથી બીજા દસેક દીવશોમાંતો તેણે પાછું પોતાનાં લશ્કરમાં જોડાવા જવું પડશે. કદાચ તેને પાછું પુનેબી જવું પડે! અરે પણ પુને જવાનો વીચારજ મને તો કમકમાવતો હતો! માટે માહરી બેશરમીનું બીજું પગલું મેં ભર્યું. મઉ છોડી જવાનો જે દીવસ વીલીઅમે નક્કી કીધો હતો તેની એક દીવશ આગમચ તેનાજ એક જુવાન, વયશની, પણ ખુબસુરત અને પૈશાવાલા મીત્ર સાથે હું ગુપચુપ નીકલી ગઇ. હમે દીલ્લી ગયાં, ત્યાં હું છડેછોક ફરતી થઇ. જેબી પોશાક કે જેબી ઘરેણું હું માગું તે મને મલતુ હતું. જર જહવેરથી હું ઝલકી રેહી, અને સઘલાંઓનું ધ્યાન માહરી તરફ ખેંચાતુંજ ગયું. બધાં પુછતાં હતાં કે—'એ કોણછે?'—ને તેમને શું જવાબો મલતા હતા તે હું સારી પેઠે જાણું-છું! સાંભલો ડાકટર, ધીરજથી સાંભલો આ ગુનેહગાર હેવાલ, અને કમકમો નાં, જો હું કહું તો કે બીજા છ મહીના નહી ગુજર્યા એટલામાંતો બે બીજા બદમાશોને મેં માહરી પાપી સોબત બખશી—પણ હવે એટલુંજ હું બોલીશ.

"માહરી માતાથી જુદી પડવાને બેજ વરશો થયાં એટલે તો મેં પોતાને ગંજાવર મુંબઇમાં એખલી પડેલી જોઇ. બગડેલી તંદરોસ્તીએ માહરો દેખાવ બેહદ બદલી નાખ્યો હતો, અને મેં ચલાવેલી બુરી જીંદગી માટે ઘણેક દરજ્જે મને નાલાયક કીધી હતી. માહરો જોશ સઘલો નાબુદ બની, માહરૂં મન નાખુશ ખ્યાલોમાં જુરતું થયું હતું; અને તેથી કંટાલીને જે સખસ સાથે હું છેલી રેહી હતી તે, માહરા ગજવામાં માત્ર ત્રણસોની રકમ મુકીને મને અંચીતો તજી ગયો.

"લગભગ ત્રણ અઠવાડીઆં સુધી અફીમની ગોટીઓ ગલતી અને દારૂના ગોટ ઉતારતી મુંબઇમાં હું એખલીજ રહી. એક દીવશે એક રેલવે

સ્ટેશન ઉપર વીલીઅમનો એક આગલો મીત્ર મને મલ્યો કે જેને માહરી સાથે ખાનું ખાધું હતું, એટલે તેને હવે પોતાનો આશરો મને આપવા જણાવ્યો. તેબી મેં કબુલ્યો, અને તેને ત્યાં એક માસ મેં ગુજાર્યો. ડાકટર, એ સઘલું કેવું ભયંકર છે! અરે કેવું હેબતનાક છે!" મેં એક નીસાસો નાખી માહરૂં ડોકું નમાવ્યું.

"હા, એ ભયંકર છે!" માહરા નીસાસાનો પ્રતીઉતર પોતાનાં હૈડાંનાં છેક ભીતરમાંથી આપતી તેણી બોલી, "કમકમાટ ઉપજાવનારાં પાપોનો એક મોટો પોથો છે, પણ હવે મને તે જલદીથી પુરો કરી નાંખવા દેઓ.

"પાછી હું એખલી મુંબઇમાં પડી એટલે માહરૂં મન વધારે ને વધારેજ જુમાતું ગયું. ઉદાશીનું જે દેવાનાપણું આવે છે તે દેવાનાપણામાં હું પડતી ગઇ. જો દારૂ પીને મેં માહરી ઉસકેરણી જાલવી નહી હતેતો મેં એ ઉદાશીના બાહારમાં કેદાડની માહરી જીંદગી તમામ કીધી હતે; અને એજ દારૂની અસરમાં બારોબાર થયલી એક રાતના બાર વાગાને સુમારે હું ગ્રાંટરોડ ઉપરની મોટી નાટકશાળાના દરવાજા આગલ ઉભેલી હતી. નાટક તરતનોજ પુરો થયલો હતો, અને અંગ્રેજી ખેલ હોવાથી અંગ્રેજ ઓરતો અને મરદોની મોટી સંખ્યા માહરી સામેથી બાહેર પડતી હતી. તેવામાં એક દેખાવ જોતાંજ માહરી સઘલી સુધ મેં ખોહી દીધી. કદાવર અને ખુબસુરત દેખાવનો એક અમલદાર ત્રણ બાનુ- લેઇને ગાડીમાં બેસવા જતો હતો, તે બાનુઓમાંની એક તે તેની બગલમા હાત આપીને ચાલતી હતી તે અતીઘણી ખુબસુરત હતી, અને તેણીને તે ઘણુંજ માન આપતો જણાતો હતો. મેં માહરો સ્વદેશી પોશાક પાછો પેરેલો હોવાથી તેણે મનેતો ઓલખી નહી, પણ મેં તેને ઓલખ્યો, તે કેપટન વીલીઅમ હતો! બીજીજ ઘડીએં હું જમીન ઉપર પટકાઇ પડી.

"બીજે દીને સહવારે, મેં પોતાને માહારાજ ઓરડામાં બીછાના ઉપર પડેલી જોઇએ સીવાય બીજું શું બન્યું હતું તે મને સેજબી યાદ નથી. માહરી આગલ માહરી ઓલખીતી અને માહરીજ હાલતની એક ઓરત બેઠેલી હતી કે જે મને ઓલખીને ત્યાં લાવી હતી. હું હજીતો બીછાના પરજ, તેવામાં માહરી ઘેરવાલીએ આવીને મને ખાલી કરી જવાની તાકીદ કીધી, જો કે તેણીનું કશુંબી ભાડું ચઢેલું હતું નહી. માહરી ઘેરવાલીએ જાણ્યું કે હમે "નાપાકો" હતા માટેજ તેણી મને પોતાના ઘેરમાં રહેલી જોવાને રાજી હતી નહીં. એ જોઇ, માહરી ઓલખીતી તે ઓરત મને પોતાનાં ઘરમાં લેઇ ગઇ અને ત્યાં બીજા બે દીવસો, નહી બોલાય એવા કમકમાટમાં મેં ગુજાર્યા! એ પછીનો સઘલો વખત મેં ભારે હીનપસ્તીમાં ગુજાર્યો. પણ જે જે કદમોથી હું અનીતીના નીચમા નીચ ગારમા હોમાતી ગઇ તેનાં સઘલાં બ્યાન ઉપર માહરે થોભવું નથી. માહરા પૈશા પુરા થયલા, મેં પેહેરેલો તે વતરોગનો સઘલો માહરો પોશાક ગીરવી મુકાયલો—એટલે હવે માહરૂં થાય શું? ગુનાહ ને એશરમીની પેદાશનો દારૂ પીઇ—પીઇને મેં મોહત સોધવાની ઘેલી કોશેશ કીધી—ખરેખર મેં મરવાજ માગ્યું! હું એટલી તો સખત જીંદગી ગુજારવા લાગી કે તેથી માહરી તંદરોસ્તી ભાગી પડે અને તેથી આખરે હું મરૂં; મરૂં આહા! એક કુતરાંને મોહતે મરૂં તોબી ચીંતા નહીં! પણ જે એક ઓરત સાથે હું રેહી હતી તેણીથીબી મને થોડાજ વખતમાં જુદું પડવું પડ્યું. માહરા કરતાંબી અતીઘણો વધારે લખ તેણીને દારૂનો લાગ્યો હતો; અને તેથી એક રાતે દારૂના બાહારમાં તેણીએ ગાલ દેઇને એક દારૂની બાટલી છુટી માહરાં માથામાં મારી. તે બાટલી લાગતાંજ સુહની અને લોહી લુવાન થઇ હું ભોંય ઉપર પટકાઇ પડી. જુવો ડાકટર ત્યાં તે મારનો દાઘ!" એમ બોલી રમઝાને કપાલ ઉપર પડેલા પોતાના બાલો ખીસાડી ડાબાં કપાલનાં ખુણાં આગલ એક મોટો કાપ મને દેખાડયો.

"માહરી માહર વીશે હું આટલું થોડુંજ બોલુંછું તેથી ડાકટર તમે અજબ થતા હશો; પણ તેથી એમ નાં સમજતા કે તેણીને વીશે મેં **વીચાર્યુંબી** થોડું. માહરેથી દુઃખ પામેલી તેણીની શીકલતો હરદમ માહરી આંખો સામેજ

હતી. પણ તે માત્ર વધારે નાઉમેદીમાંજ મને હોમાવામાં કામે લાગતી હતી. **તેણીને** ઉપજેલું દુઃખ કેવું હશે તેનો વીચાર માહરાં મનમાં ઉપજતાંજ માહરી પોતાની બેશરમી અને કંગાલીઅતનો ખમાઇ શકાય તેવીજ મને લાગતી હતી! તેણીને લગતી કસીબી પુછપરછ કરવાની મેં કદીબી હીંમત કીધી નહીં. અરે, હું કરૂંબી કેમ? પણ એક વેળા એક વીચાર વીજલીના જેવી જલદીથી અચીતો માહરાં મનમાં ઉપજ્યો, અને મેં ઠેરાવ કીધો કે કાંઇબી કરીને પુને જઇ માહરી માતાને છુપી રીતે જોઇ આવવી. ભાડાં જેટલી રકમ તો માહરી પાસે હતી એટલે હું આગગાડીના ત્રીજા વર્ગમાં માહરા ચીંથરેહાલ પોશાકમાં ચઢી બેઠી.

રાતનો વખત હતો, વરસાત ધોધબંધ વરસ્તો હતો, અને થંડી ફુક હાડેહાડ ધ્રુજાવી નાંખતી હતી, કે જ્યારે કસાબી કે કોઇનાબી આસરા વગર હું પુનાનાં સ્ટેશન ઉપર ઉતરી. તે આખી રાત તો એક ઘરના ઓટલા ઉપર સુઇને મેં ગુજારી, અને સહવારે પાંચ વાગે ઉઠી માહરાં ઘર તરફ હું ચાલતી થઇ. થંડીથી અને ભીનાસથી હું એટલી તો સુહન મારી ગઇ હતી કે તે સહવારના પોહરમાંબી માહરી પાસે રાખેલી એક શીશીમાનો જલદ ઉરાક હું પીવા વીના રેહી નહી. અરે, એ દારૂ પીવાનો લખ મને કેવો સખત લાગો હતો તે જો તમે બરાબર જાણો તો અચીત કમકમો! કેથેબી ખોટી થવા વગર, હું જલદીથી આગલ ચાલતીજ ગઇ. દેખાવ હજી અંધારો અને ઉજડ હતો. વરસાદ અને પવનેતો છેક માહરાં ભીતરનેબી અકડી નાખ્યું હતું, તોબી માહરી માતા—તે તુટેલાં દીલની માહરી માતા શીવાય બીજી કોઇબી ચીજ મેં જોવા ચાહી નહીં, કોઇબી ચીજ મેં સાંભલી નહીં, કે કોઇબી ચીજનો મેં વીચાર કીધો નહીં. આખરે હું માહરી જગાની નજદીકીમાં આવી પુગી. મેં જોયું—મેં માહરી આંખો, તે દુખી આવી ત્યાંસુધી ખેંચેલી રાખી. પણ અફસોસ! જે જગાપર હમારૂં ઘર હતું તે જગાપર તો એક દુકાન નવી રંગાયલી અને સુનેરી હરફનાં નામનાં ચકચકીત પાટીયાં સાથની ગોઠવાયલી મેં જોઇ. ઓ માહરા **ખોદા!** માહરાં ધ્રુજતાં જીગરમાં તે વેળા દુખના કેવા તીરો ભોંકાયા! સામેજ આવેલા એક ઘરના ભીના ઓટલા ઉપર ટપકાઇ બેઠી. મેં હાતો માહરા ચોલ્યા, અને રખેને માહરી ચીસથી આસપાસના લોકો જાગી ઉઠે તે ધાસ્તીથી ચીસ મુકવાની અણી ઉપર આવેલા માહરા હોટો મેં ભયંકાર જોરથી માહરા દાંતો વચે દાબી કરડ્યા. આખરે એક ઘરડો મુસલમાન એક ઘોડાને ચલાવતો તે રસ્તા ઉપર આવ્યો. લથડતે અવાજે મેં તેને પુછ્યું મરયમબુ (માહરી માદર) ક્યાં રેહતી હતી? તે જરા બેહેરો હતો, એટલે તેના કાન આગલ મોટી બુમ પાડીને મને તે પુછવું પડયું, જોકે તેટલુંબી જોર કરતાં માહરો રહ્યો સહ્યો દમ સઘલો આખર થઇ જતો મને લાગ્યો.

"ઓહો—બુઠી મરયમબુ? પેલો બુઢો બોલ્યો, "ઓ બુઢી—ઓ બુઢી મરયમ? હં-હં, ઓ બુઢી મરયમબુ? ઓ કે જીસકી લડકી કૌનકી સાથ નીકલ ગઇતી ઓ બુઢી?"

"મેં હાનુ ડોકચું કીધું, જોકે જેની સાથે હું વાત કરતી હતી તેનોબી ચેહેરો પીછાનવાને હવે માહરી આંખો, આસુઓના ભીનાસથી, અશક્ત થઇ હતી.

"'ઓહો! તે બીચારી બુઢી? ઓ બુઢી મરયમબુ? ઓતો બીચારી આજ દીડ બરસ હુવા મર ગઇ—'

"મેં કાંઇ વધારે સાંભલ્યું નહીં. હું બેસુધબી થઇ નહીં—હું એક બોલબી બોલી નહીં—પણ જ્યારે તે બોલતો હતો ત્યારેજ મજબુતીથી અને જલદીથી ચાલી ગઇ. ચાલતાં ચાલતાં જાણે માહરૂં બદન ફુલીજ જતું હોય એમ મને લાગ્યું માહરા પગોતો જાણે જમીનને લાગતા હતાજ નહીં. અજબ જેવા દીવાઓ અને રોશનીઓ માહરી આંખો સામે ભમતી મને દીશી. માહરૂં માથું ગોલને ગોલ ફરતુંજ જણાયું. એજ હાલતે હું સ્ટેશન ઉપર ગઇ, અને **ખોદા** જાણે કેવી રીતે વગર ટીકેતેજ તૈયાર ઉભેલી ગાડીમાં બેસી ગઇ. પણ ભાયખલે ઉતરતાંજ માહરી પાસ ટીકીત નહીં જણાયાથી એક સીપાઇએ મને

પોતાના કબજામાં લીધી. એક અંગ્રેજ સ્ટેશન માસતર સામે મને ધસડીને ઉભી કરવામાં આવી, કે જેણે, ઘણાજ સખત અવાજે, એવી લુચાઇ ચલાવાની માહરી હીમત બાબે મને પુછ્યું. હું ક્યાં હતી, અને શું કરતી હતી તેનુ થોડુંજ ભાન મને હોવાથી હું માત્ર ગુઠણ મંડયે તેના પગ પાસે પડી ગઇ. થોડોકવાર માહરી ભણી સખતાઇથી જોયાં બાદ તેને માયા છુટી.

"અબ એ મુફ્લેસ ભીખારીકું ક્યા કરના!" એમ પેલા સીપાહી ભણી જોઇ બોલી, તેણે ભીખ દાખલ એક પાવલી માહરાં આંગપર ફેંકી. બીજીજ ઘડીએ, એક નાધલી ચીશ પાડી હું પલાટફાર્મ ઉપર લંબાઇ પડી; અને એક કલાક પછે આંખ ઉઘડતાં, મેં પોતાને સર જમશેદજીની હાસપીટલનાં બીછાનાપર પડેલી જોઇ ભેજાની તાપના સખત હોમલામાં, બે ત્રણવાર મોહોતની ચુંગાલમાંથી બચીને,મેં છ અઠવાડીયાં એ હાસપીટલમાં ગુજાર્યાં. મને જ્યારે ત્યાંથીકાઢવામાં આવી ત્યારે મને પેરવાનાં કપડાં કે રેહવાનું ઘરબી હતું નહીં. માહરી સાથેજ એક બીજી ઓરતબી હાસપીટલમાંથી બાહેર નીકલી હતી, કે જેણીએ માહરી તમામ નાચારી જોઇને એક અનીતીના જાહેર થયલાં ઘરમાં રેહવા માટે બોલાવી. આગલા વખતમાં એક અંગ્રેજે મને મમતાથી જણાવ્યું હતું કે જ્યારેબી હું પૈસાની તાણમાં હોઊં ત્યારે તેને મદદને માટે અરજ કરવી. તે મુજબ મેં એક અરજનુ કાગલ તેની ઉપર લખી મોકલ્યું, ખરેખર, તેને પોતાની કબુલાત પાલી, અને બીજેજ દીને માહરી ઉપર પચાસ રૂપીઆની એક રકમ મોકલી તેણે મને લખી જણાવ્યું કે હવે ફરીથી તેની ઉપર માહરે કશું લખવું નહીં. હજી આગલ તમે સાંભલવા માગોચ ડાકટર?

"એ મલેલી રકમમાંથી ચકચકીત પોશાક ખરીદ કરી, મેં એક ઘેર ભાડે લીધું, અને એક સાધારણ વેશીયાની નાપાક જીંદગી મેં શરૂ કીધી! પુનાની માહરી છેલ્લી મુલાકાત, અને હાસપીટલની માહરી છેલ્લી માંદગી પછી હું તદનજ ફેરવાઇ ગયલી લાગી. તેણીની નીચ કરપીણુ દીકરીના હાથનો જખમ ખમીને માહરી માદર—માહરી રાંક માદર તો મરણ પામી હતી—અને મુંબઇમાં કોઇબી માહરૂં જાણીતું સગું હતું નહીં. જગત, જગતથી તો સદાનીજ બાતલ થઇ હતી. મનની એક એવી હાલતે હું જીંદગી ગુજારતી થઇ કે જેનુ બયાન હું કરી શકતી નથી. માહરી સ્થીતી ખરેખર જીવપર આવેલી હતી; માહારૂં શું થશે તેથી હું તદન બેદરકાર. એટલુંજ ઇછતી હતી કે મોલામાં ચાલતાં—ચાલતાંજ હું મુએલી પડુંતો બેહેતર. દાહડાના ભાયગે ત્રણ કલાકો મેં બીન છાકટી હાલતે ગુજાર્યા હોય. જેબી રકમ હું મેલવું તેની પૈએ પૈ જલદમાં જલદ દારૂઓ માટે હું વેરી નાખતી હતી! પણ, એ પછેની એક વરસની જીંદગી મેં કેમ ગાળી તેનું વર્ણન આપી તમોને સંતાપમાં હું નાખનાર નથી; તે એક દોઝખી જીંદગી હતી! પણ થોડીક બાબદો તો માહરે જણાવવીજ જોઇએ. એક રાતે ફરીથી જ્યારે હું નાટકશાળા આગલ ઉભેલી હતી ત્યારે પાછો વીલીઅમ અંધારેલો માહરી નજરે પડયો. આ એ વેળાતો અંચીતી તેની નજર ચોકશપણે માહરી ઉપર પડી, અને તેણે મને પીછાની. ભપકાદાર પોશાકવાલી એક બાનુને તે ગાડીમાં બેસાડતો હતો. પણ મને પીછાનતાંજ તે ભય ભરેલો ફીક્કો પડયો, અને જહડફથી ગાડીમાં બેસી જઇ તે ચલાવી જવાનો તેણે તુરત હુકમ આપ્યો. કદાચ તેણે એમ ધાર્યું હોય કે હું ત્યાં પોતાને જાહેર કરશ; પણ નહી—હું તો તેના કરતાંબી વધારે ફીક્કી પડી ગઇ હતી, અને આખરે હું એટલી બેહોશ બની ગઇ કે પાસે પડેલા એક પથ્થર ઉપર મને બેસી જવું પડયું. જે બાનું વીલીઅમની સાથે આવેલી હતી તે તેની બાયડીજ હોવી જોઇએ એમ મને તેજ વખતે લાગ્યું. આખરે ઘણીક રીતની તદબીરથી મેં તેનું રેહવાનું મકાનબી મેલવ્યું, અને ત્યાં, તેના મોટા બંગલાની સામે, ઘણી વેળા મોડી રાતે અંધારૂ અને થંડી કે ભીનાશ હોય તોબી હું જઇને ઉભી રહીને ટીક્યાજ કરતી હતી અથવા એમથી તેમ ફરતી હતી, અરે, પણ તે વખતના આં જીગરના ઉભરાનો કોઇને ખ્યાલ આવશે! તેના દીવાનખા-

નામાં વાગતા પીઆનાનો અવાજ સંભલાતાં માહરૂં હૈડું કેવું ઉછલી રેહતું હતું! છાતીનો કેવો જોશ માહરાં ગળાંને ગુંગલાવતો હતો! બેશક, મેં વીચાર્યું કે, એ પીઆનો તેની બાએડી વજાડની હશે, અને તે તેણીની ખુરશીને અઢેલી તેણીની તરફ મમતાથી જોતો ઉભો હશે! અરે એ કમકમાટ ભરેલી રીતે ગુજારેલા તે કલાકોને રાતો! હું એક માનવી તરીકે નહી પણ એક વંત્રીનીજ માફક તેની પુઠે લાગીછું, એવો વીચાર મને ઉપજ્યો. અને જોકે આવી ભયંકાર રીતે તે માહરી સાથે વર્તો હતો, તોબી તેને સેજબી સંતાપમાં નાખવા કરતાં હું મોહતજ વધારે પસંદ કરતે! અને ડાકટર, એજ રીતે હું મુંબઇ મધેનાં એક બીજા ઘર સામેબી ફરતી રહી હતી. ત્યાંબી ઘણાએક કલાકો–ઘણાજ કડવા કલાકો એમથી તેમ ફરતાં મેં ગુજાર્યાછે–અને તે ઘેર **તમારૂં** પોતાનું હતું." એટલું બોલતાંજ તેણી રડી પડી, અને થોડીક મીનીટ સુધી તેણીથી કશું વધારે બોલાયું નહી. તેણીનો બાકીનો હેવાલ બીજે કોઇ દાહડે લંબાવાને મેં શુચવ્યું, પણ તેણીએ તે લગભગ પુરોજ થયલો જણાવ્યો. આખરે તેણી પાછી બોલી.

"એક વખત તમુને પુતલીબાઇ સાથે ફરતા જોઇ ઘણાક લાંબા રસ્તા સુધી હું તમારી પુઠેજ ચાલતી રહી, હતી–અને જાણે એવુંજ ચાહ્યું હતું કે તમારા પગ પડેલી જમીનને હું બોસો દેઉં. રખેને તમે અપવીત્ર થાઓ, ને રખેને માહરા જેવી એક કમકમાટ ભરેલી ઓરતને જોઇને તમો ઓલખો તે ધાસ્તીથી મેં નજદીકમાં આવવાની હીમત કીધીજ નહી હતી; અને જયારે તમે અંણુદીઠ થાઓ એટલાં દુર ચાલી જાઓ, ત્યારે માહરાં ઘેર તરફ દોડી જઇને દારૂની કેફમાં માહરા સંતાપ દુબાડી નાખવા શીવાય બીજો કશો એલાજ મને સુઝતો હતો નહી. માહરા નાહશી જવાની વાત ડાકટર તમે કદીબી આગલ સાંભલીતી નહી?" તેણીએ હવે એકદમ પુછ્યું. મેં ના નો જવાબ આપ્યો, કેમકે હમો ફરી પાછાં ત્યાં ગયાંજ નહી હતાં, અને ઘરસંસારી બાબદોમાં ધ્યાન રોકવાથી હમોને તેણીને લગતી પુછપરછ કરવાનુંબી બની શકયુંજનહી હતું. તેણીએ એક નીસાસો નાખી આગલ બોલવા માડયું.

"જે લોકો સાથે વીલીઅમે મને ઓળખાણ કરાવી હતી. તેમાના કેટલાકને મેં, ઘણી વખત જુદી જુદી જગોએ જોયા હતા, પણ તેઓએ મને પીછાની નહી હોય. યા પીછાનવાને ચાહયું નહી હોય. અને મેંબી તેઓને કાંઇ યાદ દેવાડવાની કોશેસ કીધી નહી. આખર માહરૂં મન જાગતું અને જોશ ભર્યું રાખવાને દારૂબી અશકત થઇ પડયો. હું મોહલ્લાઓમાં ભટકતી થઇ— હું-શું કરતી હતી અને હું કયાં હતી તે વીશે જાણે હું અરધીજ સાહુચેત હોઊં તેમ માહરી આસપાસનાં સઘલાં કમકમાટભર્યાં કંગાલોના ટોલાંમાં હું ભેલાતી થઇ. બેખલી વસવા તો મેં ચાહ્યું, પણ તેમ માહરી હીમત ચાલી નહીં! ઘણાજ ભયંકર વીચારો માહરાં મનમાં ઉભરી આવતા હતા. માહરી ગુજરેલી જીંદગીનો ગુનાહ માહરી આંખો સામે પાછો એવો તો ચલકી રેહતો હતો કે તેથી હું દેવાનીજ બની જતી હતી, અને ઘણી વેળા દુઃખના માહરા બરાડા સાંભલીને આખું ઘર જાગી ઉઠતું હતું! બેખલી જ્યારે રેહવાની મને ફરજ પડે ત્યારે માહરૂં મન વેરવા માટે હું અવારનવાર વર્તમાન પત્રો વેચાતાં મંગાવતી હતી, અને એમ એક દીવસ એક વાંચતાં મને માહરા ભત્રીજા યુસફના મરણ વીશેની ખબર પડી, અને એવુંબી મેં થોડાજ વખતમાં જાણ્યું કે ૧૩૦૦૦ જેટલી રકમની દોલત માહરે અસતક આવી શકશે. પણ તેજ ઘડી મેં ઠેરાવ કીધો કે એ દોલતને આંગલીબી લગાડવી નહી—તે મેલવવાની કોશેસબી કરવી નહી. મને એમજ લાગ્યું કે તેની સાથે મને કસુંબી લેવું–દેવું નથી; અને જો તે તરફ મેં માહરો હાથ લંબાવ્યો તો મુવેલાંબી સઘલાં પોતાની ઘોરોમાં ધ્રુજશે. એક વખત મેં માહરૂં નામ એક જાહેરખબરમાંબી આવેલું વાચ્યું જેમાં એમ લખ્યું હતું કે જો ફલાણે ઠેકાણે હું જઇશ તો માહરા ફાયદાનું હું કાંઇ સાંભલીશ. તે દોલત નહીજ વાપરવાનો તો મેં ઠેરાવ કીધો પણ

માહરો ખરેખરો ઇરાદો, તેને એમની એમ નાખી મુકવાને બદલે કોઇ ઉપયોગી ધરમખાતામાં આપી દેવાનો છે.

"હવે એક બીજો ને છેલ્લો ભયંકર બનાવ જે માહરાં કીસમતે મને દેખાડયો તે સાંભલો ડાક્ટર. અરે તેમાં ખરેખર ગેબનો હાથ સમાયલો હોવોજ જોઇએ, અને તે, તમે 'ચીમનાના રોપા' માં મને જોઇ તેની છ મહીના આગમચ બન્યો હતો. એક દીવશે સાન્જના પાંચ વાગ્યા હતા, અને મેદાનને મોટે રસ્તેથી માહરી સરેસતાની કંગાલ હાલતે હું પસાર થતી હતી તેવામાં ધાસ્તીની અંણચીતી બુમો ઉઠેલી સાંભલી મેં ચમકીને પાછલ ફરી જોયુ તો એક કદાવર ને દેવ જેવો મજબુત લાલ ઘોડો એક હલકી બગી જેવી ગાડીને લઇ નાહસતો માહરી નજરે પડયો. ઘોડાવાલો પછવાડેથી કુદીતો પડયો, પણ તેનેથી પેલા વીજલીની મીસાલ નાહશતા ઘોડા આગલ પુગાયું નહી એટલે તે નાચાર થયો. ગાડી તમામ ખોલ્લી હતી, અને તે ઘોડાના જેવોજ કદાવર એક અંગ્રેજ અમલદાર પોતાના લશ્કરી પોશાકમાં તેમાં બેઠેલો પેલા શુરમાં આવેલા ઘોડાને થોભાવાની ફોકટ કોશેસ કરતો હતો. એ ઘડી નહી ગઇ એટલામાં તો તે ઘોડો આડો ફાટો, અને રસ્તાની બાજુપર ઉગેલાં એક મસ્ત ઝાડ સાથે અથડતી ગાડીનો સખત આંચકો લાગતાંજ, તે ઉડી પડેલા અમલદારનુ માથું પાસેજ આવેલા એક ફાનસના લોખંડી થાંભલાં સાથે અફળાતાં તે બીચારો બેભાન અને લોહી લુવાણુ પડયો. બીજી ઘડીએ તો પેલો ઘોડો ઉંધી વળેલી ગાડીનેબી ઘેલા જોશથી ઘસડતો ત્યાંથી ગુમ થઇ ગયો. તુરતજ ત્યાં લોકોનુ ટોળું મલ્યું, અને તે અંગ્રેજ મુવો છે કે જીવેછે તે જાણવા હુંબી ત્યાં જવા વગર રહી નહી. હું ત્યાં જઇ પુગું તે અગાઉ તો બે ત્રણ જણા તે અમલદારને ઉંચકીને કોટ તરફ લઇ જતા મને મલ્યા. તેમના તે લોહી લુવાણુ બોજા તરફ મેં નજર નાખી. તે તદનજ હીલચાલ વગરનો ધોધબંધ વેહેતાં લોહીનાં માથાં સાથે જીલાયલો હતો. તમે ધારશો કે તે દેખાવ જોતાંજ હું બેભાન જેવી થઇ હોઇશ, પણ ડાકટર," રાખ જેવા ફીક્કા ચેહેરાએ એક ઢચકલું ખાતી તેણી બોલી, "વીચારો માહરી હાલત, જ્યારે તેનાં મોહડાં તરફ ચોકસાઇથી જોતાં વીલીઅમનોજ ચેહેરો માહરી આંખો સામે આવી મલ્યો ત્યારે!" એટલા બોલો બોલી રેહતાં તેણીના દીલમાની ઉસકેરણી અને ધ્રુજરીનો પાર રહ્યો નહીં—તેણીના ચેહેરાનો ફીક્કાશ કસોબી ઓછો થવા વગર કાયમ રહ્યો. આ બનાવનુ તેણીનું બયાન સાંભલી હદ વગરના કમકમાટથી માહરૂં જીગર ધ્રુજી રહ્યું! અંતે સેજ તુટેલા અને ગુંગલાયલા અવાજે તેણી પાછી બોલી—"તેને ઓળખતાં વાર એક છાતી ફાડતી ચીસ મુકી તે રસ્તાની સખત જમીન ઉપર હું અફળાઇ પડી! લોકોએ શું વીચાર્યું હોય તે હું જાણતી નથી, પણ તેમની જતનથી હુશીયાર થવા પછેબી એક કલાક સુધી હું પાછી માહરે ઘેર જઇ શકી નહીં. બીજા દીવસના અખબારમાં મેં વાંચ્યું કે વીલીઅમ ત્યાંજ પડતાંવાર તતકાલ મરણ પામ્યો હતો, અને તેની ગરીબ વીધવા થોડાજ દીવસમાં હમેશથી છુટવાની તૈયારીમાં હતી.

"જે પળે મેં તેનો લોહી લુવાણ ચેહેરો ઓલખ્યો, તેજ પળે માહરી છાતીમાં એક અજબ જેવા દુખનો ભાલો ભોકાયો. મને લાગ્યું—મેં જાણયું કે એ માહરાજ મોહોતનો ફટકો હતો—મેં જાણયું કે હવે માહરી જીંદગી લાંબી રેહી નથી—અને નાશ કરનાર તેમજ તેનો ભોગ બન્ને થોડાજ વખતમાં એક મેકની ભયંકર નજરે પડશે! જે સેજસાજ તંદરોસ્તી માહરી બાકી રહી હતી તે હવે તદનજ ભાગી પડી; દરરાતે વીલીઅમનો ઓળો હેબત સાથે મને ઝબકી ઉઠાડતો હતો—દરરોજ તેનાં લોહીલુવાણ મુડદાંના દેખાવની, અને માહરાં આગલાં તેમજ હાલના કરપીણપણાંની યાદગારીનો સંતાપ મને ત્રાહેત્રાહે બોલાવતો હતો! આગળની મીસાળ માહરી જીંદગીનુ નીચ ને પાપી ધોરણ ચલાવાને હું અશક્ત હોવાથી, અનીતીના એક ખાંગાંથી બીજા વધારે બુરાં ખાંગાંમાં એક ભુંડા જીવના માફક હું ભટકવા લાગી—ઘણી વેળા મેં સખ-

તમાં સખત મારખી ખાધા, ઘણી વેળા હું ભુખેખી મુઇ, અને ઘણી વેળા માહરો ધંધો ચલાવાને હું નારાજી જણાતાંજ બીજાંઓને ઘેરથી લાત મુક્કીના જરખો ખમીને હું રસ્તેખી પડી! જે નીચ ને કંગાલ દદ્દાનાં ઘરમાં હું રેહી તે દદ્દાએ, બબ્બે વખત ચોરીનાં જુઠાં તોહમતો માહરી ઉપર મુકી, મને પોલીસમાંખી ઉભી કીધી! એવી જગાઓમાં હું વશીછું કે જ્યાં ઝાડાખી વસે નહીં; ચોરીને લુટફાટની ગોઠવણો થતી મેં શાંભલીછે ને ભોલાં મરદ કે ઓરતને ફસાવાની નીચ યુક્તીઓ કમકમાટ સાથે માહરે કાને પડીછે. એકજ—ફકત એકજ વખત—હું તેવી યુક્તી નહીં રચવાને તેઓને સમજાવા ગઇ એટલે જે બુઠી યાહુદન સાથે હું રેહતી હતી તેણે, આસપાસનાં સઘળાંઓની રમુજ ને હસાહસ વચ્ચે, એક એવો ફટકો માંહરાં માથાંમા માર્યો કે હું બેભાન થઇ તુટી પડી. કમકમાટ ભરેલી નાચારીથી ફરજ પડવાથી મેં માહરો કરપીણુ પેશો ચલાવ્યો છે, અને માહરૂં જીગર અંદરથી ફાટી જતું હોય ત્યારેખી, જેઓ માહરી પાસ આવ્યા તેઓ સાથ મેં શરાબ પીધોછે—તેઓને મેં રીઝવ્યાછે! જોકે તેમ રીઝવતાંખી, માહરૂં મન મને ચેતાવતું હતું કે ખહી માંહરાં ભીતરને કરડેછે ને કોતરેછે!

"તમે મને જોઇ તેની આસરે એક મહીનો અગાઉ કીનારા આગલથી હું ચાલતી હતી ત્યારે એક ઘોડેસ્વાર અંગ્રેજનું ધ્યાન માહરો ચીંથરેહાલ અવતાર જોઇને ખેંચાયું. થોડીક ઘડીસુધી મને ટીકી—ટીકીને જોવા બાદ તે ઘોડેથી ઉતરી પડયો અને માહરી સામે આવી ઉભો. માહરા દેખાવમાં થયલા ભયંકર ફેરફાર છતાંખી તેણે મને ઓલખી, ને મેંખી તેને પીછણ્યો. તે તો ગ્રસ્ત હતો કે જેની સંગત મેં વીલીઅમની સંગત તજીને લીધી હતી. મને જોવાથી જે કમકમાટ તેને ઉપજ્યો તેથી તે થોડો વારતો બોલીખી શકયો નહી. આખરે દયાને દીલાસાના થોડાક બોલો બોલી, અને ઝડપથી એક સો રૂપીઆની નોટ માહરા હાથમાં શેરવી, અને મારી હાલતની સંભાલ લેવાની મને શુચના આપી, તે ઝડપથી પાછો, ઘોડેસવાર થઇ; જાણે માહરા જેવી એક કંગાલ ઓરત શાથે વાત કરતો જણાયો તે માટે શરમાયો હોય તેમ ઉતાવલમાં દોડાવી ગયો!

માહરી પાસે ૧૩,૦૦૦) જેટલા રૂપીઆની મોટી રકમ અખત્યારમાં હતી, તેખી તે ઘરસ્થે કીધેલો આટલો ધર્મ કબુલ કરવાને હું અચકાઇ નહી. તેણે બખશવા કાઢેલી રકમ મે શાંતપણાંથી— ઉદાસી ભર્યા શાંતપપણાંથી—મંજુર રાખી, અને તેમ કરતાં મેં એમજ ધાર્યું કે હું માહરા ગંજાવર ગુનાહોની એક નજીવી જેવી તોન્જેશ બજાલાવુંછું. માહરી બેહદ નાચારીની ઘડીમાં, અને ભુખમરાનુ દુઃખ ને તાણતોડ, વેહવાના માહરા હીગામમાંખી, મને માત્ર એટલાજ વીચારથી એક જાતની જંગલી ખુશાલી ઉપજતીહતી કે કેટલી મોટી રકમ માહરે સ્વાધીન છે ને તોખી કેવી મજબુતાઇથી તેને હાથ લગાડવા હું ચાહતી નથી! અરે, ગુનેહગાર ને અજ્ઞાન માહરો જીવ! મેં ગોયા એમજ ધાર્યું કે એવી માહરી ચાલથી જે **જગતના કીરતાર**ને મેં માહરી અનીતીથી ગુસ્સે કીધો છે, તે કોઇ રીતે સંતોશ પામશે! પેલા અંગ્રેજે મને આપેલા રૂપીઆમાંથી મેં માહરે માટે નવાજ પોશાકો તેમજ રેહવાનુ નવું મકાન લીધું, અને તે જ્યાં તમે મને છેલ્લી જોઇ તે 'ચીમનાના રોપા' વીલું ઘર હતું. માહરાં આગલાં રેહઠાણ કરતાં આએજ રેહઠાણ પસંદ કરવાની મને ખુદરતી લાલચ થઇ, કેમકે ત્યાં તો માહરી પાસના આટલા રૂપ્યા સાથે માહરો જીવ ખોહી દેવા વગર હું રેહી શકતે નહી. એ નવી જગામાં હું ઘણો વખત નહી રેહી તેટલાં તો, માહરા કળતાં અને દુખતા સાંધા કસીખી હીલચાલ કરવાને અશક્ત થઇ જવાથી હું ખાટલે અડી. મને લાગ્યું કે મોહોતે આખરે પોતાના થંડા હાથોમાં મને દાબી ધરી છે; અને અરધી નીરાશી, તેમજ અરધી કાંઇ નહી સામે થવાએ એવી ઇચ્છાથી ઉશ્કેરાઇને, ઓ મેહેરબાન માયાળુ ડાકટર, મેં તમોને બોલાવ્યા, ને દયાના એક ફરેસ્તાની મીસાલ તમે માહરાં બીછાણાં આગલ

પગ મુકયો ! તે જગામાંની માહરી જીંદગી જોકે થોડાજ વખતની હતી, તોણુ તે એવી–એવી–દોઝખી ગુજરી કે તેવી મેં કદી કેથે ભોગવી નથી, તેનુ હું કંઇબી બયાન આપી શકતી નથી!

"તમે મને એમબી પુછશો કે તે અયજે આપેલા રૂપીયા લેઇને મેં એક મલાહજા ને નીતીવાળી જગામાં રેહવાનુ કાંય નહી પસંદ કીધું? તો તેનો જવાબ હું એટલોજ દેઇ શકું કે—પુછો તે શેતાનને—તે એબલીસને પુછો કે જે મને કદીબી તજી ગયો નહી. ગુનેહગાર હું પોતે, એટલે ખુદરતીજ રીતે હું ગુનાહના ગારોમાં ધસડાઇ. બીજી કોઇબી જગાએ હું જઈ શકી નહી—જવાની માહરેથી હીમત થઇ નહી! અને એમ ધારો કે હું કોઇ સારી આબરૂદાર જગામાં ગઇ હતે, ને માહરા જેવી એક કંગાલને ત્યાંના લોકોએ રેહવાબી દીધી હતે—પણ તેટલા સો બસો રૂપીયા પુરા થવા બાદ હું શું કરતે?—નહી; તે પલીદીનાં સોહા પાણી જ્યાં સુધી માહરી ઉપર ફરી વળી મને દુબાડી દે, ત્યાં સુધી તેમાંજ ગોથાં ખાવાને મે પસંદ કીધું! પણ જે છેલ્લાં ઘેરમાં તમે મને જોઇ ત્યાં મેં શું શું વેહયું તે વીશે હું હમણાં બોલતીતી. હું ત્યાં બરોબર જઇને ઠરીઠામ થઇ, ને મોડું થયું, ત્યારેજ મેં જાણ્યું કે તે ઘેર, ત્યાંની બીજી બધી હેબતો ઉપરાંત, ચોરોની ગોફા તરીકેબી કામે લાગતું હતું; ને જે જે દેખાવો ત્યાં જોવાની મને ફરજ પડી તેમના બયાન આપવાની તજવીજબી હું કરી શકતી નથી! જે ઓરત તમુને માહરે વાસ્તે બોલાવા આવી, તેજ ઓરતે, તમે માનસો ડાકટર–એક દાહડે સહવારે માહરાં મોહડાંપર મને એવી મારી કે તેમાંથી, લોહીબી જોશમાં વેહતું થયું, ને તે એજ કારણથી કે ગાવા નાચવાની કોઇ હલકી જગામાં માહરા જેવી બીજી છોકરીઓની સાથે મનેબી મોકલવા તે માગતી હોવાથી મેં તેને અરજ કીધી કે હું ઘણીજ બીમાર હોવાથી ત્યાં જઇ શકતી નથી! દોઝખ જેમ સેહવું તેમ એ સઘળું મેં શેહવ્યું, ને તે એજ વીચારથી કે જેમ હું બીજે કોઇ ઠેકાણે મરૂં તેમ હયાંજ મરશ? માનો ડાકટર હું કહું તે, કે હવે પછીની દુનીયાના કમકમાટો વીશે હું અજ્ઞાન ને આંધળી હોવાથી, એક થાકીને લુસ થયલો મુસાફર જેટલી ઇંતેજારીથી પોતાના સાંજને વખતના વીશામા માટે રાહ જુવે, તેટલીજ ઇંતેજારીથી મેંબી માહરૂં મોહોત આવવાની રાહ જોઇતી. મે એવીજ આશા રાખી, કે જે નીરાંત, જે અશાયશ, ને જે એકાંતગી મને આએ જગતે આપી નથી તે હું માહરી ઘોરમાં મેળવીશ. ને તેથી **ઉપરાંતની** બીજી કોઇ ચીજેનો વીચાર કરવાને તો માહરૂં મન તદન અશકતજ થયલું હતું. પણ એ લાંબા ને ગંભીર ખાબમાંથી—ભુરાઇ ને કમકમાતની એ બેફામીમાંથી—તે **દાદગર દાવરે** મને જગાડીછે—મને સાવધ કીધીછે!"

એટલું બોલી રમઝાન અટકી, અને નાતવાનીથી પોતાનો રૂમાલ તેણીએ મોહડાં ઉપર ફેરવ્યો, કે જે મોહડાંના રંગ અને દેખાવ પરથીજ મેં જોયું કે તેણી કેટલી થાકી ગઇ હતી. તેણીની આ લાંબી પણ શોકાતુર તવારીખ સાંભળી મને એટલુ તો દુઃખ ઉપજ્યું કે માહરાથી બોલીબી શકાયું નહી, તોપણ તેણીની દીલસોજીના બે ત્રણ શબ્દો હું બોલવા ગયો તેવામાં તો તેણી બેખબર થઇ ગઇ. તે ઘડીએ ધ્યાનમાં આવેલા સઘળા ઉપાયો જોકે મેં તેણીને સુદ્ધીમાં લાવવા માટે અજમાવ્યા તોપણ તેથી કશુંબી વળ્યું નહી, તેથી ઘણીજ ધારતી સાથે મેં આયાને અને બીજા એક મદદનીશને અંદર બોલાવ્યો. પણ તેઓ દાખલ થયાં તેવીજ તેણીએ ધીમેથી આંખો ઉઘાડી, અને તેણીને મોહડેથી નીકળેલા એક નીસાસાએ તેણીની સુધ્ધીમાં આવેલી હાલત જાહેર કીધી. એ બાદ બીજે અરધો કલાક સુધી મેં ત્યાં બેસી રહીને તરેહવાર દીલાસાઓ તેણીએ દેયા કીધા, અને આગલા બનાવોની યાદગારી પાછી લાવીને રંજીદા નહી થવાને મેં તેણીને વીનવી.

"અરે પણ કેવી, કંગાલ—કેવી, ડાકણ જેવી તમે મને વીચારતા હોવા જોઇએ ડાકટર!" પોતાનુ મોહડું ફેરવતી તેણી નરમ અવાજે બોલી. "આએ હવા જે હું દમમાં લેઉંછું તેબી શું નાપાક થઇ નથી?"

"રમઝાન, રમઝાન! તોન્જેશ કરીને તે **ખોદાને** રાજી કરવાનો એ રસ્તો નથી." હું બોલ્યો.

"હા–હા, **તેનીજ** કુમક, **તેનાંજ** નામની બરકતથી આએ જીંદગી માહરેથી સોસી શકાય-છે. **તેનીજ** મેહેરબાની પર માહરો શઘળો આધાર છે! અરે! ઓ દુનીયાં, ધાતકી દુનીયાં—તાહરો ધીઃકાર માહરેથી ખમાશે! તીરસકારની આંગળી માહરી તરફ ટીકાયલી માહરેથી સોસાસે! દુનીયાં તાહરા બધા શ્રાપો ને બધી બદદુવાઓને માહરેથી તાબે થવાશે, જો હું ફકત **તેનેજ** જોવશ તો—ફકત **તેનેજ** આશરે રેહવશ તો!"

"વાઝ રમઝાન," હું બોલ્યો, "એવા વીચારો મનમાં ઉપજે તેમાંથી તે કીરતારનોજ હાથ હોવો જોઇએ. પણ હવે માહરે વધારે વખત ત્યાં બેસવું જોઇએ નહીં. તમેબી હવે જલદી સુઇજ જાઓ, ને તમારી છાતીપર પડેલો પેલો બોજો હવે જતો રહયોચ એટલે તમુને નીરાંતે ઉંઘ આવ્યા વગરબી રેહશેજ નહી."

તેણી એક બોલબી બોલી નહી, પણ મમતા ભરયા જોશ સાથે તેણીએ માહરો હાથ દાબ્યો. જે ગમભરી તવારીખ મેં સાંભળી હતી તેનાં શોકાતુર યાદ સાથે હું ઘેર પાછો ફર્યો, અને મેં એટલીજ આશા રાખી કે જે ટુક વખત આ પૃથ્વીપર તેણીનો બાકી રહયો હતો તેટલો વખત તે **કીરતાર**ની દયાનાં કીરણો તેણીની ઉપર પડે! બીજે દીવસે, ખરેખર જેમ મેં ધાર્યું હતું તેમજ, મેં રમઝાનને, તેણીની ગઇ કાલની ઉસ કેરાયલી હાલતથી તદન ઉલટી, એટલે મનની ઝુમાઇ ગયલી હાલતમાં જોઇ. ગરીબ બીચારી, તે હવે એમજ સમજવા લાગી કે હું તેણીની આગળ જવાને ચાહતો તો નહીજ હતો, પણ ફકત માહરા ધંધાની ફરજથી હું ત્યાં ગયો હતો; અને જયારથી મેં તેણીની તવારીખ સાંભળી ત્યારથી તેણીને જોવાને કે અડકવાને હું બીલકુલ નારાજી હતો.

"અરે! હું કેટલી પસ્તાઉંચ—કેટલી પોતાને ધીઃકારૂંચ, કે માહરી બધી વાત જણાવી દેઇ મેં માહરા બાકી રહેલા એક ભલું ઇછનારનેબી દુર કીધો!" તેણીની ભુલ દેખાડવાને મે કીધેલી સઘળી કોશેસો કેટલોક વખત સુધીતો તમામ નીસફળ ગઇ. છુપી દલીદ્રતામાં તેણી માથું ધુણાવા અને હાથ મસળવા લાગી. વળી **ખોદાની** તરફની દયાનીબી તેણીએ આશા છોડી. પણ એ સઘળી મેં જોયું કે થોડા વખતની લાગણી હતી, કે જે થોડા વખતમાં ગુમ થઇ જશે. પણ માહરી મોટી દલગીરી તેમજ અજાયબી વચ્ચે તેણીની આ ગમખાર હાલતમાં એક આખું અઠવાડીયું સુધી ચાલુ રહી; અને તેથી મને એવુંજ લાગ્યું કે તેણીની વાત મેં કરવા દીધી તેમાં મેં ધણુક અવીચારી અને ધાતકી પગલું ભર્યું હતુ. માહરી બાએડી, કે જેણી થોડો વખત થયો બાહારગામ ગઇ હતી તેણીએબી આવીને હવે તેણીની મુલાકાત લીધી; અને તેણીની દીલસોજી તેમજ મમતાએ આ ગમમા પડેલી રમઝાનને એટલી તો ધીરજ આપી, અને તેણીની બીમારી ઉપર એટલી તો સારી અસર ઉપજાવી કે જેવી અસર માહરી કે બીજા તબીબોની સઘલી દવાઓ ઉપજાવી શકતે નહીં.

તેણીની પોતાનીજ મજબુત ખાહેશથી હવે કાંઇ સેજસાજ કામોમાં તેણીને ગુંટાયલી રાખી, કે તેથી તેણીનુ મન તેણીનાં હૈડાપર દુખનો કાપ મુકનારા વીચારોમાં ગુંટાયલું રેહ નહી. કાંઇ હલકું ભરવાનુ, ગુંથવાનુ, કે શીવવાનુ તેણી કરવા લાગી કે જે, કોઇ ગરીબોના વપરાસ માટે હમો આપી દેતાં ગયાં. માહરી ઓળખાણના બીજા તબીબોબી માહરાજ જેટલાં ધ્યાનથી અને ચીંતાથી તેણીની હાલત ઉપર નેગાહ રાખતા ગયા. હમો સઘલાનો ભેગો અનુભવ જેબી સુચના કરતો હતો તે તેણીને માટે આતુરતાથી હમો બજા લાવતા હતા. ધારતીના દરેક ચીન્હની હમો વાટ જોતા હતા, તેની સંભાળ લેતા હતા, અને **ખોદાની** મેહેરબાનીથી તે દફે કરતા હતા. જેબી પોષણ તેણી લેઇ શકે તે ધણાજ સ્વાદીષ્ટ આકારમાં તેણીને આપવામાં આવતું હતું. હું, માહરી બાએડી, અને પેલો મુલ્લાં, ત્રણે જણાં

તેણીની પાસે વારંવાર જતાં રેહી તેણીના મીજાજને ગમત ભર્યોજ રાખવાની કોશેસ કરતાં હતાં, અને તે **કીરતાર**ની મદદથી, આ હમારી જોડાયલી કોશેસો સંપુર્ણ રીતે ફતેહમંદ નીવડી. ખહીના કેસોમાં, તનની ને મનની નબળાઇની એવી નીરાસી ભરી હાલતમાંથી કોઇબી દરદીને રમઝાનની માફક સંતોશકારક રીતે સાજા થયલા જોવાના દાખલા મેં ઘણાજ કવચીત જોયા-છે. ખરેખર તેણીનો સઘલો સ્વભાવ બદલઇ ગયલો જણાયો; તેણીની નરમ, ખુશ, અને સુંદર પરેહજગારી-(જો એ બોલ વાપરવાની હું છુટ લેઇ શકું તો)—પરેહજગારીને ગોયા ખરેખર ખુબસુરતી બખશતી હતી. કાંઇ તેણી અમસથા ધરમાતુંપણાંના ઢોંગો કરતી હોય, કે જુઠી પાકીઝગીના દેખાવો દેતી, કે કાંઇ મકર ભર્યા બોલો-બોલતી હોય. એવુંતો હતુંજ નહી. એક એવી નરમાસ દીશતી હતી કે જે માત્ર સચાઇથીજ પોતાનો જનમ લેઇ શકે !

થોડાજ વખતમાં એક ભાડુતી ગાડીના આંચકા ખમી શકવાની હાલતમાં તેણી આવી, અને તેથી પોતાની આયાને સાથે લેઇને તેણી અવારનવાર હવા ખાવાને બાહેર જતી રહી. ટુકમાં, તેણીની હાલત જાથુકની સમરી જાય એવી સંતોશકારક નીશાણીઓ મળતી ગઇ. તેણીની એટલી લાંબી, દુ:ખ ને ઇંતેજારી ભરેલી, અને ઘણી વેળા તો નાઉમેદી સાથની બરદાસ્ત કીધા બાદ, હવે તેણીના સરસ રીતે ગોઠવેલા ઓરડામાં દાખલ થતાં માહરાં જીગરમાં કેવી ખુશાલી ઉભરી આવતી હતી; કેમકે હવે તેણીને હું મોતના સંતાપવાળા બીછાના પર સુતેલી, કે ઘણાંજ ભયંકર ભવીષ્યના ભયંકર વીચારોથી ભરપુર થયલા જીવે પોતાનુ મોહોડું ભીત તરફ ફેરવતી હું તેણીને નહી જોતો હતો, પણ પોતાના ખુબસુરત ચેહેરા અને ઘણાંજ શુંદર બાંધન સાથે કાળા કપડાંના સફાઇદાર પોશાકથી ઢંકાયલી, અને પોતાની સંપુર્ણ હુસીઆરી સાથે કોઇ સારી ચોપડીઓ વાંચતી બારી આગળ બેઠેલી તે માહરી નજરે પડતી હતી ! પોશાક માટે તેણીએ સફેદ રંગનુ કપડું વાપરવાનુ છોડી દીધું હતું, કેમકે તેણી નીસાસો નાખીને બોલતી હતી કે—"નીરદોશ ઓરતોનો સફેદ પોશાક હવે તેણીને ન છાજતો હતો !" કેવી પ્રમાણીક મગરૂરી સાથે પેલી આયાબી તેણી તરફ જોતી હતી, અને જેણીની બરદાસ્ત-માં અને સંભાળમાં તેણીએ પોતે ઘણો જાણ-વાજોગ ભાગ બનાવ્યો હતો તેણીને તમામ તંદરોસ્ત થયલી જોઇ તેણીની, ખુશીનો પાર રેહતો હતો નહી !

રમઝાનને એવી મજબુત રીતે તંદરોસ્ત થતી જોઇ, મેં તેણીને એક દીવસે ગંભીરાઇથી જણાવ્યું કે તેણીએ પોતાની દોલત મેળવવાનો હવે દાવો કરવો કે તેથી કોઇ એકાંત જગોએ એક મીલકત લેઇ સુખથી વસવાને તેણીને બની આવે.

"ચાલો રમઝાન," માહરી દરખાસ્તને ગંભીરાઇ અને ચુપકીદીથી તેણીને શાંભળતાં જોઇ હું બોલ્યો, "હવે એ માહરી સુચના સામે તમુને શું વાંધો રહેલોછે ?"

"નહી-નહી," સેજ દલગીર દેખાવે મધુરપણે હસતી તેણી બોલી, "જેમ તમારી મરજી; મારે વાંધો કસો લેવો નથી."

તેથી હવે સઘળી ગોઠવણો મેં જલદીથી કરી દીધી. એક આબરૂદાર વકીલને તેણીની હક વાજબી દોલત મેળવી આપવાના ઘટતા ઉપાયો લેવાને મેં રોક્યો. અને તે મેળવવામાં કશી મુશકેલી પડી નહી, અને થોડાજ વખતમાં તે મોટી રકમ રમઝાનનાં નામપર ચઢી. હવે મેં તેણીના જાથુકના વપરાસને માટે વાંદરા ખાતે સમુદ્રની બાજુપર એક સારો બંગલો ત્યાંની આસપાસની જમીન સુધાં વેચાતો લીધો, અને એક ચોકશ દીવસે ત્યાં તેણીને લેઇ જવાની હમે તૈયારી રાખી.

રમઝાનને તેણીના હાલના રેહઠાણમાંથી લેઇ જવાનો દીવશ હું કદીબી ભુલનાર નથી; અને તે વીશે સેજ વધારે વીગત આપવા વીનાબી માહરેથી રેહવાતું નથી. મેં એક કાચનાં બારણાં સાથની કુશાદે ઓહામ ગાડી સહવારના છ વાગતામાં તૈયાર રખાવી હતી, અને તેમાં માહ-

રી પુતલી, રમઝાન, તેણીની આયા, અને માહરાં બે મોટાં બાળકો કે જેઓને, આ સુખ ભરી મુસાફ્રરીમાં હમારી સાથે આવવાને મેં છુટી બક્ષી હતી, તેઓ અંદરથી બેઠાં હતાં; અને કોચબાક્સ ઉપર મેં માહરી બેઠક લીધી હતી. રેહઠાણ બદલવાની રમઝાનની આગલી મુસાફ્રરી કરતાં હાલની આજે મુશાફ્રરી કેટલી જુદી કીસમની હતી! અરે તે ખુશનુમા, તે સુખી સહવાર! સુર્યને એવો આનંદયુકત ઝળકતો, ઉનાળાની લેહરી એવી તાઝગી આપનારી થયલી અને મુંબઇનો દેખાવ એવો દીલપઝીર થયલો જાણે મને આગળ કદી લાગ્યોજ નહી હતો! **ખોદા**! ત્યારે તું ખચીત હમો ઉપર મેહેરબાન હતો, અને ત્યારે હમારાં હૈડામાં સાંતી અને ખુશાલી ખચીત તેં પાથરી હતી! તે છ સાત માઇલની મુસાફ્રરી એવી હતી કે તેવી કદી બીજી વાર હું ભોગવી શકું નહી. ગાડીના કોચમેને કોણ જાણે માહરે માટે શું ધાર્યું હશે! કેમકે જે ખુશાલી માહરામા ઉછળતી હતી તે અટકાવાને હું અશકત હતો.

રમઝાન તો, મારી બાએડીએ મને જણાવ્યું તેમ, આખે રસ્તે થોડુંજ બોલી હતી. આંસુઓ-ખુશાલીનાં આંશુઓ—એટલાં તો દમબદમ તેણીની આંખોથી વહયાં જતાં હતાં કે તેણીથી કસુબી બોલી શકાયજ નહી. અને પુતલી પોતેજ જ્યારે તેણીને બોલાવતી હતી ત્યારે ઘણી વેલા તો તેણીથી જવાબબી અપાતો નહી હતો.

તે બંગલો ઘણો મોટો તો નહી, પણ ઘણી સરસ જગામાં આવેલો હતો. ચંબેલીના વેલા, અને ગુલમોહરનાં ખુબશુરત ઝાડોની ગીચ ઘટા વચ્ચેથી તેની નાંધલી સફેદ દેવાલો, જેમ લીલી મખમલના પોશાકમાં અરધું છુપાયલું એક મોતી ચલકે અને દેખાય, તેમ દેખાતી હતી. જ્યારે માહરાં બે બાળકો ખોરાકીના કંડીયા ઉંચકતાં હમારી આગળ ઝડપમાં ચાલ્યાં, અને હું, પુતલી, રમઝાન, અને આયા તેઓની પછવાડે જતાં ગયાં, ત્યારે તે થોડીક ઘડીના અરશામાં જાણે હું સુખના મહીનાના મહીના ગુજારતો હોઉં એમ મને લાગ્યું. પણ એ સઘળો વખત મુશકેલથી દાબી રાખેલો ગમનો જોશ રમઝાનથી હવે વધારે વખત દાબી રખાયો નહી. જેમ જેમ બંગલાની નજદીક હમે જતાં ગયાં તેમતેમ વધારે ફીક્કી પડી જઇ તેણી માહરી બાએડીનાં ખભાં ઉપર ઘણોજ ટેકો દઇને ચાલવા લાગી—અને જેવાં હમો બારણામાં દાખલ થયાં—તેવીજ બે શુધ થઇ. પણ તેણી પાછી જલદી હુશીયાર તો થઇ, અને ધીમેથી માહરી પુતલીના તેમજ આયાના હાથમાંથી છુટી થઇ, જમીન ઉપર નમશકાર કરતી, આંખોથી ધોધબંધ આંસુઓ સાથે બંદગીમાં મશગુલ થઇ. તે ખરેખર એક ગંભીર—એક પવીત્ર ઘડી હતી; અને એટલું કબુલ કરવાનેબી હું શરમાતો નથી કે મને પોતાને તેથી એટલું બધું લાગી આવ્યું કે તે બંગલામાથી તુરત બાહેર પડી બાગમાં જઇ શાંત થવા વીના માહરેથી રેહવાયું નહી.

ઓ માણસાઇ જીગરથી અજ્ઞાન રહેલાઓ, ગમેતો મજાક કરો હું લખુછું તેની! તમો કે જેઓએ, કોઇ કંગાલ જીવડાને રાહત બખશનારૂં ઇશ્વરી હથીઆર થવાની, અને એક તોબરશ કરનાર પાપીને પાછી શાંતી અને સુખ બખશવાની મજાહ ભોગવી નથી, તેઓ હસો! હસો, અને ઠઠા કરો તમો, કે જેઓનાં જીગરે કદી એવું કામ નથી કીધુ કે જેણે તે **કીરતાર**ની પસંદગી મેળવી હોય! તુછકારો, હસી કાહડો મને, અને મજાક કરો માહરાં લખાણની—પણ, એવા વીચારોનુ ઘ્યાં કામજ શું છે! આ પવીત્ર જગાને એવાઓને લગતા ખ્યાલોથી અપવીત્ર કરવાની જરૂર નહી હોય!

તે સુખી દીવસની યાદગારીઓ માહરાં દીલમાં એટલી ભરેલી છે કે તેઓ વીશે હું પાનાનાં પાના ભરી શકું એમ છે; પણ હું ઉપલાજ થોડા એસારા કરી અટકી જાઉંછું. કશુબી યોગ્ય વર્ણન કરવાને હું અશક્તછું એમ નમનતાઇથી સમજીને આ નાંધલાં ચીત્ર ઉપરૂ રંગની એકબી પીછી જ્યાદા હું મારતો નથી.

રાતના આઠ વાગ્યા ત્યાંસુધી તો હમે ત્યાંથી વીદાય થયાં નહી. અને જ્યારે હમો તેણીની રજા લેવા ગયાં ત્યારે, આખા દીવસનો, થાક

અને ઉસકેરણીથી સુસ્ત થયલી રમઝાન એક કોચપરજ સુતેલી હતી.

તેણીનાં આ નવાં રેહઠાણુમાં હમે વારંવાર તેણીની મુલાકાત લેતાં રહ્યાં, અને તે દરેક વેળા જાથુકની સાજી થવાની હમારી ઇંતેજારી ભરેલી ઉમેદો તેણી ખરી પાડતી જણાતી હતી. નરમ ઉનાળાની તે રૂતુ—તે એકાંત જગાની સાંત હવા નીરાંત પામેલુ મન—અને ધર્મી દીલાસાઓ, એ સઘળી ચીજોએ તેણીને અજબ જેવી તંદરોસ્ત બનાવી. તેણીની સાથે બેસીને વાત કરતાં આપણી લાગણીઓને ગોયા તાજગી મળતી હતી! થોડાંક ગરીબો જે તેણીની ઘણીજ નજદીકમાં વસતાં હતાં તેઓ તો જાણે તેણીની પુજાજ કરવા લાગ્યાં, કેમકે દરરોજ નવાનવાં દયાનાં કામો તેણી તેઓને માટે કરતી હતી—અને તેઓબી હંમેશ તેણીને "અચ્છી ગોરી બીબી"ને નામે બોલાવા લાગ્યાં. સઘળાંઓ તેણીને કોઇ એકલી પડેલી વીધવાજ સમજવા લાગ્યાં; અને તેણીની પેલી આયાએબી તેજ તેઓના વીચારને વધારે ફેલાવામાં મદદ કીધી.

એ પછી જે ત્રણ વરસો રમઝાને પોતાના બંગલામાં ગુજાર્યાં તે સઘળા અરસામાં તેણીની તબીએત, જોકે ઘણીજ નાજુક હતી તોબી, સંતોષકારક રહી. પેલી આયાજ તેણીને એક ખજાના જેવી કામની થઇ. અને માહરી તરફની પસંદગી ને ઉપકાર જણાવતાં હુંબી થાકી ગયો. પણ ત્યાર પછીની શીયાળાની રૂતુમાં મેં ભારી દલગીરી સાથે જાણ્યું કે એક દીવસે સવારે હવા ખરાબ અને દવવાળી હતી ત્યારે વગર વીચારે ઘણો વખત સુધી બાહેર ફરતી રેહતાં રમઝાનને સખત સરદી લાગી હતી, અને તેથી તેણીના રોગનાં, આટલો વખત ઉંધાઈ રહેલાં, કેટલાંક ચોંકાવનારા ચિન્હો, પાછાં જાગ્રત થયાં હતાં. ટુકમાં, તેણીને હવે મોતનુ તેડું મળી ચુકયું હતું. અફસોસ! અફસોસ! હવે કેટલી જલદી રાતની વખતે તેણીને છુટતા પરસેવાની નાશકારક ઉભરતી ખાંસીની અને ખહીનાં બીજાં સંખ્યાબંધ ચિન્હોની, મને ખબર મળતી ગઈ! વળી એ રોગ તેણીના બાંધાનીબી જે ખરાબી કરતો હતો તેની ગવાહી હવે તેણીના ચેહેરા ઉપરથી જલદીથી મળતી ગઈ—કે જે બાંધો ઘણોજ નજીવો હુમલોબી નહી ખમી શકે એવો ભાગો તુટોતો આગમચથી થઈજ ચુકેલો હતો! તેણીનાં એ છેલ્લાં ચિન્હોના પેહેલ્લા વધારાનો હેવાલ લંબાણથી આપી વાંચનારને હુ દુખી કરી શકતો નથી! ગરીબોને ત્યાંની પોતાની રોજીંદી મુલાકાતો તેણીને થોડાજ વખતમાં છોડી દેવી પડી, અને તે પછી તુરતજ તેણી ખાટલે અડી. દરદ ખરેખર રાક્ષસી પગલાં ભરતું જણાયું; અને જે કપટી દુખ તેને ઉપજાવ્યું તેથી જાણે એવુંજ દીસ્યું કે પોતાની થોડા વખતની હારને માટે તે હવે પોતાના શેકાર ઉપર કીનો લેછે! તે બાપડો ભોટતો હવે તદન શેકસ્ત પામેલોજ દીસ્યો; પણ તોબી, સેવટના છુટકારાના ફટકાની વાટ જોતો તે ધીરજથી થોભ્યો. આ અંતનુ દુ:ખ તેણીએ અજબજેવી નમનતાઈ અને મકમપણાં સાથે સહન કીધું. મેં વિચાર્યું કે તેણી હવે આ જેહાન છોડી જવાનો પોતાનો વખત જોઈ ખરેખર, અને કસાબી ઢોંગ વગર ખુશીજ થઈ હતી. તેણીનાં કરતાં તો તેણીની આયાનો ગમ બેહદ વધારે હતો, અને તેણીને પોતાનો ઉભરો દાબી દેવા માટે કેહતાં મને ઘણી સખત તાકીદ કરવી પડી હતી. પણ હવે થોડીજ વધારે નોંધો, આ તવારીખને લગતી, ઉતારી લેઇ માહરે સંતોષ પકડવો જોઇએ.

**બુધવાર, ૧૮ મી જાન્યુઆરી**—આજે સાંજે ચાર વાગે હું રમઝાનને જોવા ગયો, અને ત્યાં મેં આયાથી જાણ્યું કે તેણી એક ગરીબ પડોશીનાં ત્રણ બાળકોને શીખવવામાં રોકાયલી હતી, પણ રમઝાનને એમ કેહવાની રજા આપવાના તેણીના અવિચાર માટે હું તેણીને ઠપકો આપતો હતો તેવામાં એક નાંધલી મુસલમીન છોકરી હમો પાસે ગભરાયલી દોડી આવી અને બોલી કે—"આઓ, આઓ અંદર!" હું તે ઓરડામાં ઝડપથી ગયો, એટલે મેં જોયું કે તેણી પોતાની ધરમી ફરજ બજાવતાંજ બેસુધ થઇ ગઇ હતી; પેલાં બે હેબતેલાં બાળકો પોતાના હાથ પછવાડે જોડે-

લા રાખીને ગુપચુપ ઉભાંજ રહેલાં હતાં, અને પોતાના ઉત્સાહના ફીક્કા ચેહેરા અને સ્થિર પડેલાં બદન ઉપર ટીકતાં હતાં. ચોપડી તેણીના હાથમાંથી છુટીને બીછાના ઉપરજ તેણીની પાસે પડી હતી. મેં તુરતજ તે બાળકોને મોકલી દીધાં, અને માહરી મધુર, દુઃખી, પણ અવિચારી દરદીની માવજતમાં હું રોકાયો. તેણીને હુશીયાર કરવામાં હું ફતેહ પામ્યો ત્યારે જે પેહેલ્લા બોલો તેણી બોલી તે એ હતા કે—"ચલાવ, બેટી!" મેં તેણીને બરાબર બોલાવી, અને માહરૂં નામબી જણાવ્યું, પણ ફોકટ.

"તુમ બાંચો પેહેલે, ઓ સમજમે આએગા!" હજી તેણી બીન હુશીયારીએ બોલતી ગઇ. "ગરીબ બીચારી! એ સમજેચ કે પેલાં છોકરાંઓ પાસેજ ઉભેલાંછે!" પેલી આયાએ રડતાં—રડતાં મને કહ્યું. એ વેળાનો રમઝાનનો ચેહેરો, સોહરાયલો અને કરમાયલો હોવા છતાંબી, કેવો મનહર લાગતો હતો!

"મયેં જાનતી હું, કે તુમ શીખતે નહી પન ખેલતે હોંગે!" હજુબી પોતાના આગલાજ કામના ધકારો તેણીના મગજમાં હોવાથી રમઝાન બબડી.

"રમઝાન, હવે ઉઠો," હું નરમ સાદે બોલ્યો.

"ચલો બેટી, ચલો, અબી બાંચો!" તેણી બોલી. પણ આખરે માહરી અરકની શીશીએ તેણીના એ ધકારાને નાબુદ કીધા. સેજ ચોંકીને તેણી સાવધ બની.

"અરે! ડાકટર! તમે કેમ છો? પણ—પેલાં બચાં કયાં છે?"

"તેતો ગયાં રમઝાન! પણ, ખરેખર, તમે ફરીથી એવું ના કરતાં! એ તમારી શક્તી ઉપરાંતનુ કામ છે! માફ કરજો. રમઝાન, પણ મેં તેઓને ફરીથી હ્યાં આવવાજ ના કહેલું છે." હું નરમ પણ મકમ અવાજે બોલ્યો. સેજ અજાયબી સાથે ગુપચુપ તેણી મને જોતી રહી.

"ગરીબ બીચારાં!" તેણી અંતે બોલી, "તેઓએ નહી ધાર્યુંતું કે હું આજે છેલ્લીજ વાર શીખવસ!"

એટલું બોલતાં તેણીની આંખોમાં આસુ આવ્યાં.

"આયા," તેણીએ પુછ્યું, "પેલી મેં કહીતી તે મીઠાઇ એ બચાંઓને આપીતી?"

તે રાંક ઓરતે ગુપચુપ પોતાનુ ડોકું નમાવ્યું.

* * * * * * * * * *

"તમુને આજે કેમ લાગેચ રમઝાન?" તેણીની નાડ તપાસતાં મેં પુછ્યું.

"ઘણીજ ઘણીજ નબળી; પણ તોબી હું એટલી સુખી છેઉં! પેલાં બચ્ચાંઓને શીખવતાં મેં ખોટું કીધું એમ ધારતા હો તો હું દલગીર છઉં, પણ ખોદાબી એ ફરેસ્તાઓને ચાહેછે, નહી વારૂં?"

"રમઝાન, તમે દલગીર ના થતાં જો હું કહું તો, પણ તમારી શક્તી વિશે તમારો ખોટો વિચારછે! ખરેખર, તમે જાણતાં નથી કે તમે કેટલાં નબળાં છો! તમે મને વચન આપો કે તમે ફરીથી કદી એવું કરો નહીં!"

"હું નહી કરસ હવે. પણ પુતળીબાઇ કેમ છે?"

"સારી પેરે છે, ને તમુને દુવા કેહવાડીચ. તેણે પોતાને હાથે જરા કસટર્ડ કરીને તમારે વાસ્તે મોકલ્યુંચ તે જમજો, હું ધારૂંચ કે તે તમુને સવાદ આપશે."

"એ મને કેવી ચાહેછ—કેવી!" તેણી ડચકાં ખાતી બોલી. "હું ખાવસ તો થોડું આજે. હું કયાં હવે લાંબો વખત એ ખાવાની છું," ગમ સાથે સેજ ચળકતે મોહોડે તેણી બોલી, આપણને તો આશાજ છે કે હવે પેલી દુનિયાંમાં જઇશું!"

તેણી મુગી રેહી. હું બોલ્યોજ નહી.

"ગીયા પછીબી, ડાકટર, જો માહરા જેવી એક નાચારને ગુનેહગાર ઓરત નેગેહબાની રાખી શક્તી હશે તો, હું તમો અને તમારાં કુટુબ ઉપર નેગેહબાન રેહવસ!"

એટલું બોલતાં તેણી એટલીતો ઉસકેરાયલી દીશી કે બીજે દાહડે ત્યાં આવવાનું જણાવીને

મેં ત્યાંથી રૂખસદ લેવાનુજ ઘટતું વિચાર્યું. અફ્સોસ ! મેતો જોયું કે તેણીનો મીઠો પણ દુ:ખી જાન થોડાજ વખતમાં હયાંથી કુચકર્યા વીના, અને પેલી અમ્મર નુરી જગા કે જ્યાં પાપીઓ પોતાના ડોર ચલાવતા નથી, અને જ્યાં થાકેલાઓ હમેશની નીરાંત મેળવે છે, ત્યાં જવા વીના રેહવાનો નથી !

**૧૯ મી જાન્યુઆરીથી ૨૪ મી સુધીમાં**—એટલા અરસામાં રમઝાન ઝડપથી નબળી થતી ગઇ; પણ તેણીનાં દુ:ખોએ, **ખોદા** પરનો તેણીનો મજબુત ઇતબાર જરાકબી ઢીલો કીધો નહી. અવારનવાર તેણી બેભાન હાલતમાં એવું તો સરસ બોલતી હતી, કે તેવાં ઉમદા ભાષણો એક અબળાને મોહડેથી તો આપણે કદાચજ સાંભળીએ. હવે પેલા મુલ્લાંની મુલાકાતો તો લગભગ જાથુકનીજ થઇ પડી હતી.

એ અરસામાં એક દિવસે માહરી બાએડી રમઝાનને જોવા માહરી સાથે આવી, પણ તેણીને જોતાંજ તો તે ઉપકારી અબળાની લાગણીઓ નહી દબાય એવી ઉભરી આવી. માહરી બાએડી ઉપરબી તેવીજ અસર થઇ, તેથી તેણીને ત્યાંથી બાહેર લેઇ જવાની મને ફરજ પડી ; અને આએ મુલાકાત, કે જે થવા દેવા માટે હું પાછળથી પસ્તાયો, તેની ઉશકેરણીથીજ રમઝાનનો અંત જલદીથી આવી પુગ્યો. વળી એક દિવસે તેણીએ પોતાનાં ધનમાલનીબી શાંત રીતે વેહેચણી કીધી. હાલની તેણીની મીલકત વેચતાં જે રકમ ઉપજે તેમાથી રૂ૧૦૦૦) તેણીએ આયાને અપાવ્યા હતા ; રૂ૧૦૦૦) આસપાસનાં મુફ્લેસ પડોશીઓમાં વેહેચવાના કાહડયા હતા ; એક નજીવી રકમ માહરી અને માહરી બાએડીની કાહડી હતી—"વીંટીઓ માટે, જો માહરી ભેટ તરીકે તે પેહેરવાને તેઓ અચકાય.નહીં.તો ;" અને બાકીની જેટલી વધે તેટલી કોઇ સરસ ધરમખાતાં માટેનાં જાહેર ફંડમાં માહરી મરજી પડે તેમ છુપે નામે ભરવાનો તેણી મને હક આપી ગઇ હતી. મેં એ સઘળી વિગતો એક વકીલને જણાવી, એટલે તેણે એક રીતસરનુ વશીયતનામુ તૈયાર કરી આપ્યું.

**બુધવાર, તા૦ ૨૫ મી જાન્યુઆરી**—આજે રમઝાન ઘણીજ મધુર નીરાંત અને સાંતીમાં હતી. તેણીએ પોતાની પાયદશ બાએ માહરી સાથે વાત કીધી, અને અરજ કીધી કે તે જેમ બને તેમ કસીબી ધામધુમ કે ઘોંઘાટ વગર લેઇ જવાને તેણીના જાતભાઇઓને માહરે તાકીદ કરવી; વળી બીજી અરજ તેણીની એ હતી કે તેણીની ઘોર ઉપર ફકત એક શાદા પથ્થર શીવાય કસીબી નામ નીશાનની ઇધાણી રાખવી નહી; અને એટલી તેણીની છેલ્લી ખાહેશો મુજબ અમલ કરવાને તેણીએ મને ઘણોજ કરગરીને વીનવ્યો.

"મને માહરૂં ડાઘીગેલ નામ માહરી પછવાડે મુકી જવા નહો તેને વાંચવાથી કે જોવાથી કોઇનેબી મજાહ મળવાની નથી; પણ અરે ! મને એટલી કોઇ ઉમેદ આપો કે એ માહરૂં નામ **ત્યાં**ની માફીનાં દફ્તરમાં લખાશે ! મને જવાદો માહરી ધરતી માતાનાં પેટામાં નમનતાઇથી ને ચુપકીદીથી, ને એવો શાંત છાંએડો મને મલ્યો તે માટે મને ઉપકાર માનવા દો !" આ બોલો બોળતી વેળા તેણીના અવાજનો પડઘો હજી મામાહરા કાનમાં થાય છે.

"હું ખુશ છેઉ રમઝાન," હું ઘણોજ ગમખ્વાર થઇ બોલ્યો, "હું ઘણોજ ખુશ છેઉં જોઇને, કે મોતના ખ્યાલમાંબી તમે એવી ધીરજ જાળવીછે ! નચીંત રોહો, **ખોદા**ની તમુને માફીજ છે."

"હા," આંશું પાડતી આંખે તેણીએ ઉતર વાળ્યો," ગુમરાહો અને ગુનેગારોનોતો તે દોસ્તજછે—તે મને દરગુજર કરવાનેના પાડસે નહી.!"

"આમીન રમઝાન!" હું બોલ્યો, તે "**કીરતાર**ની દયા ને દરગુજર તમુને આમીન થાઓ ! રમઝાન !" તેણીનો હાથ માહરા હાથમાં પકડતાં મેં કહયું—"રમઝાન, આપણે મળશુ. ફરીથી—" પણ એટલુંજ બોલી એકદમ હું અટકયો ; માહરૂં ગળુંજ ગુંગળાઇ ગયું.

"એ મળશુંતો આપણે ખરાંજ ડાકટર!" ધ્રુજારી ઉપજાવતા જોશ સાથે તેણી બોલી, અને તેજ ઘડીએ માહરો હાથબી નરમ રીતે તેણીએ દાબ્યો. "પણ—પણ, માહરા મુઆ પછી તમે મને તદ્દન ભુલતા ના! કોઇવાર—ડાકટર, કોઇ કોઇવાર—યાદ કરજો તે ગરીબ છોકરી કે જેને નાશ પામતી તમે બચાવીતી! યાદ કરજો, ને માનજો, કે તે છોકરીએ તમુને–તેમજ તમારાંને–ચાહયાંતાં!" હમારાં બન્નેનાં આંશું જોશમાં વેહતાં ગયાં. માહરેથી માહરા હોઠો ઊંઘડાયાજ નહી! "તમારી યાદમાં; કે તમારા વિચારમાં રેહવાને હુંતો નાલાયક છેઊં, પણ માહરાં દીલના સઉથી છેલ્લા ખ્યાલમા તમેજ કાયમ રેહશો ડાકટર! આપોચ તમે મને વચન, કે કોઇ વખતબી તમારી ગરીબ રમઝાનને તમે ધ્યાનમાં લાવશો!"

માહરાં આંશુઓથી અરધો આંધળો બની–અને એકબી બોલ ઓચરવાને અશકત રેહી—માહરા વચનની નીશાણી તરીકે, વાંકો વળી, એક પિતા તરીકેની મમતાથી, તેણીનાં થંડાં અને ફીકાં કપાળ ઉપર માહરા હોઠો મેં દાબ્યા; અને તેજ વેળા—"**ખોદા** તાહરૂં ભલું કરો રમઝાન!"—એટલા બોલો માહરે મોહડેથી લથડતા નીકલ્યા. તેણી બોલી તો નહી, પણ નહી બોલાય એવા ગમ સાથે પોતાનુ માથુ હીલવતી રહી. હું તે વધારેવાર ખમી શકયો નહી; તેથી થોડા વખતમાં હું પાછો આવીશ એમ તેણીને લથડતે સાદે જણાવી, હું તે ઓરડામાંથી બાહેર પડયો. ઘર તરફની અરધા રસ્તાની મુસાફરી મેં પુરી કીધી ત્યારેજ મનનું સમતોલપણું હું પાછું મેળવી શકયો. દરેક વખત, રમઝાનની સીકલ માહરી આંખોમાં આવતાંજ તાજાં આસુઓનો ધોધ માહરી આંખોમાંથી નીકળી પડતો હતો, અને તેણીનાં બીછાના પાસે પાછો દોડી જઇ, તેણી મરણ પામે ત્યાં સુધી તેણી પાસેજ બેસી રેહવાના ઠેરાવ ઉપર હું આવતો હતો.

**બ્રેસપતવાર, તા૦ ૨૬ મી જાન્યુઆરી**–આજે બાર વાગવાને સુમારે હું જેવો ઝડપથી તેણીના બંગલામાં ચઢવા ગયો તેવીજ એક અજાણી મુસલમીન ઓરત મને સામે આવી મલી હું તરતજ સમજયો કે માહરી મધુર દરદી મરણ પામી હશે!

"એ બાનું તમામ હુઇ?" બંગલામાં પગ મુકતાંવાર ધ્રુજતે સાદે મેં સવાલ કીધો.

"હા, ગરીબ બીચારી લડકી, એ હુઈ તમામ! અબીજ પાંચ મીનીટ હુઇ, એ મર ગઇ! ઉસકી આયાતો બોત રોતી હએ!" પેલી પારકી સ્ત્રીએ મને ઉત્તર આપ્યો.

તેજ ઘડીએ આયાબી બેધડક રડતી અંને પોતાના હાથ ચોળતી નીચે માહરી ભણી આવી. એવી એક બાઇ તેણીએ ખોહી તેના ગમના પોકારો તેણીએ ઉઠાવ્યા; અને ફરીથી એવી ભલી શેઠાણી તેણીને કદી મળશે નહી એમ બોલી તેણીએ પોતાનુ જાર–જાર રડવાનું પાછું શરૂ કીધું!

"એ સાંત રીતે મુઇ હોશે એવીતો મને આશાછે?" તેણી સેજ સાંત પડી ત્યારે મેં તેણીને પુછયું.

"હા—હા, શેઠ! તમો ગઇ કાલે ગીયા ત્યારનીજ એ બીચારી નમતી ગઇ! ને જો કે તમુને કંઇ આપવાનું એ ભરતીતી તે પુરૂં કરી દેવાની એને કોશેસતો ઘણી કીધી, પણ તેમાં ફાવી નહી.—ને—તે અધુરૂં પોતાની પાસેજ મુકીને મરીબી ગઇ!"

એકબી બોલ વધારે બોલવા વગર હું તે મોતના ઓરડામાં ગયો. એક મુડદું જે તરતજનુંજ હોય અને, જેને કોઇએ હજી હાથબી લગાડયો નહીં હોય, કે જેના ઓરડામાંથી કશું બદલવામાં કે ખીસાડવામાંબી આવ્યું નહીં હોય, તેને જોતાંજ ભયની જે ચોકશ લાગણીઓ મને ઉપજેછે તેમનુ વરર્ણનબી હું કરી શકતો નથી. પણ એ લાગણીઓની અસર આએ ટાંકણે કેટલી મજબુતીથી થઇ!

"એ મુઇ તેની અગાઉ કંઇ બોલીતી?" તેણીનાં મુડદાં તરફ જોતાં હમે બન્ને ઉભાં હતાં ત્યારે મેં આયાને પુછયું.

"એક નીસાસો નાખીને ધીમે અવાજે તે એટલુંજ બોલી કે—'મને એક ચુમી લે

આયા!—હું જાઉંછ હવે!—, ને પછી બે ચાર મીનીટમાં જાણે ઉંઘઈજ ગેઇ હોય તેમ તમામ થઇ!" આયાએ જવાબ આપ્યો.

તેણી ડાબી બાજુપર સુતેલી હતી, તેણીના કાળા બાલો તેણીનો ચેહેરો અરધો અરધ ઢાંકી રહ્યા હતા; અને તેણીની પાસેની એક મેજ ઉપર એક કેનવાસનાં ભરત કામનો નાંખેલો કટકો પડેલો હતો, કે જે ભરવામાં રોકાયલી મેં, તેણીની માંદગી વેળા, ઘણી વખત તેણીને જોઇ હતી. મેં તે ઉપાડયો, અને કલ્પના કરો માહરી લાગણીની, કે જ્યારે મેં સફેદ ઉનની એક ભોંય ઉપર કાળા ઉને ભરેલા નીચલા બોલો વાંચ્યાં ત્યારે:—

"દુઃખી રમઝાન
એક યા—"

છેલ્લા બોલનો 'દ" અક્ષર ભરતાં મોતના હાથે તેણીને અટકાવી હતી.

આ સાદાં ભરતકામથી, મોત તલક, હું કદીબી જુદો થઇશ નહી!—ઓહ! ગરીબ-દુખી રમઝાન! હું કદી તુને ભુલીશ નહી!





# પ્રકરણ ત્રીજું.

---

## એક વેપારીનો ગુમાસ્તો.

વળી, એકવાર, દીલશોજીનાં જીગર અને આંખ સાથે, જો અને વાંચ, વાંચનાર, ઇનસાની જીંદગીના પોથામાંનુ એક ખેદકારક પાનું! વાંચ, અને વિચાર કર, મોજ ને માહતમનો, સ્નેહ ને શીતમનો!

૧૮—ના શરૂ થતાં જુલાઇ માસના એક બુધવારનો દિવસ હતો, બપોરના બાર વાગ્યા હતા, અને પરોઢીયાંથી પડવા માંડેલો ભારી વરસાદ હજીબી પુર જોશ સાથે વરસતો હતો, અટલા વખતમાબી માત્ર એકજ દરદી માહરી મુલાકાતે આવી ગયો હતો—કેમકે એવી રતુમાં દરદીઓ બાહર કેમ નીકળી શકે? પવન થંડો અને કડવો વાતો હતો—અને બાહેરનો તમામ દેખાવ, ટુકમાં કહુંતો, અતીઘણો નાપસંદ અને કંટાળાભરેલો હતો. "હજી એકુ એ ગરીબ બીચારા રહેલા છે, ત્યાં આવનારા," એમ, જે લખાનમાં હું કલાક ઉપરનો ગુંટાયલો હતો તે છોડી દેઇ માહરી ડેસક આગળથી ઉઠી, બારી વાટે તરબોર થયલા અને એકાંત પડેલા મોહલ્લા તરફ જોતો હું મન સાથે બોલવા લાગયો. "તેઓ ખચીત આજે આવતે જો આએ શખત રતુ નહી દાખલ થતેતો. તેઓની હાલત ખરેખર જોખમમાં છે—તેમાં એકની તો ખચીતજ—જો કે તોબી, તે તદન નીરાશીભરેલી હોય એમબી નથી. મેં તેઓનાં ઘરોની ઇધાણી લખી લીધી હતેતો બેહેતર થતે! હા, હવેથી હું નિયમજ રાખું કે જેઓ ઘણાજ ગરીબ ને નાચાર લાગે તેમનાં ઘરો પુછી રાખવાં; તેથી એવી રતુના વખતે તેઓને ત્યાં જવાને મને બબની આવે. એકતો પેલો ગરીબ કડીયો છે, તે બાપડાથીતો ખાવાના વખત શીવાય બીજે વખતે રજા લેઇને આવાએજ નહીં—તેનુ માંદું બાળક કોણ જાણે કેમ હશે! ગરીબ બીચારો! પોતાનાં બચ્ચાં વિશે માહરો વિચાર પુછતાં ગઇ કાલે તે કેવો ઇંતેજાર દીસ્યો! ને બાપડાની બાએડીબી ખાટલે અડેલી! જો તેનુ ઘર હું જાણુતો હતે તો ખચીત ત્યાં જતે! તે ગરીબ માણસ ગાડી ભાડું ક્યાંથી લાવે? શું કરીએ? હવે હાલ તરતનો કરસો રસ્તો નથી." એટલો બોલો મન સાથે બોલી, મેં માહરું ઘડીયાલ જોયું. ચંગ વજાડ્યો, અને પા કલાકમાં ગાડી બારણાં આગળ લાવવાનો હુકમ આપ્યો. મેં લખેલો એક કાગળ હું બીડતો હતો તેવામા બારણાં આગળ કોઇના આવી પુગવાનો અવાજ મને સંભળાયો. અને બે ત્રણ ઘડીમાં એક ચાકરે એક જુવાન પારસણ બાઇને માહરા ઓરડામાં દાખલ કીધી. તેણીની વય આસરે ચોવીસથી પચીસની દીસતી હતી; તેણીનો પોસાક સાદો પણ સોજે હતો; તેણીનો ચેહેરો, તુરતની બીમારીથી ઝુમાતો હોય તેવો, અને જોકે ઘણોજ ખુબસુરત તો નહી તો પણ ઘણો ખાસ્લો અને મનહર હતો; અને તેણીની બોલવાની ઢપબી સેહેલી, સાફ, અને સુંદર હતી. તોબી તેણી દેખહતી રીતે ગભરાયલી તો હતીજ. મને બાહેર જવાને તૈયાર થયલો જોઇ તેણીએ પાછી જવા અને બીજે દિવસે આવવા માગ્યું. પણ મેં તેણીને બેસવાની અરજ કીધી, અને તેણીને સાવધ થવાનો કાંઇ વખત મળે તે

માટે માહરા હાથમાનુ કામ ચાલુ રાખી, મેં રૂતુ સંબંધી કાંઇક વાત છેડી.

"બાહર વરસાદ ઘણોછે," હું બોલ્યો, "અરે! બાઇ, તમે શું ચાલતાં આવ્યાં—બધાં તરબોળ થઇ ગયાં છો! પવનમાંથી એમ બેસો; ટાહાઢતો તમુને કેવી લાગતી હોસે!"

"નહીંજી કંઇ નહી—તેનું કંઇ નહી," તેણી બોલી, "જરા હું ભીંજાઇચ તો ખરી, પણ એમ વરસાદ ખમવાની તો મને ટેવછે.—આટલી માહરી વિગત સાંભળો એટલે મને કંઇ ઘણો વાર લાગવાનો નથી. એ હકીકત એમ છે, કે કલીઆણીમાં રેહતી માહરી એક સહીએ કાગળ લખીને મને જણાવ્યુંચ કે તેવણુની તંદરેસ્તી હમણાં બગડતી જતી હોવાથી તેની વિગત કોઇ મુંબઇના હુશીયાર ડાકટરને જણાવી, એ બાઇની, હાલત વિશે તે શું મત આપેછે. તેનો જવાબ મોકલવો. કેમકે તે બીચારાં એમ ધારે-ચકે તેવણુની હાલત સારી નથી, ને તેવણુના સગાઓ બધું છુપાવેચ!"

આ નવાઇ જેવી વાત સાંભળી મને અજાયબી તો લાગી, તોપણ સેજ હસતું મોહ કરીને હું એટલુંજ બોલ્યો કે—"ત્યારે તે બાઇએ પોતાની હકીકત તો ઘણી ચોકસાઇથી જણાવી હશે કે તેથી તેવણુને જોવા વગર હું તે કેશ વિશે મત આપી શકું!"

"હાજી; ને બીજું એ કે હું તેવણુને સારી પેઠે ઓળખતી હોવાથી તમે પુછો તેના ઘણા જવાબો તો હું પોતે આપી શકસ; હું થોડા વખતપર તો તેવણુને ત્યાં રેહીબી આવી હતી."

"હં—ત્યારે તો ઠીક. પણ હવે મેહેરબાની કરીને," માહરાં ઘડીયાલ ઉપર નજર નાખતો હું બોલ્યો, "જે તમે જાણુતાં હોવો તે જલદીજ બોલો તો સારૂં, કેમકે થોડા વારમાં માહરી ગાડી બારણા આગળ આવશે, ને મને આજે આખો દાહડો રોકાવું છે."

"એવણુ માહરા કરતા આસરે છ વરસ વડાં છે, એટલે કે ત્રીસેક વરસનાં છે. અસલથીજ તેવણુ મજબુત તો હતાંજ નહી; ને વળી હમણાં હમણાં દુખબી તેવણે જરા વધારે ખમ્યું તું."

"હં—હં, દુઃખ; તે કેવી કીસમનુ વારૂં?"

"કંઇ અદરાવા પરણવાને લગતી ભાંજગડનુ." તે બાઇએ ગંભીરાઇથી જવાબ દીધો. મેં ડોકયું કીધું, અને ફરીથી માહરાં ઘડીયાલ ભણી નજર નાખી, એટલે તેણી હવે ઝડપથી બોલવા લાગી. "એ દુઃખથી તેવણુ ઘણાં રંજીદા ને નીરાશબી થયાતાં; ને વળી ગીયા બે મહિના એવું બન્યું કે એક ઘોડાની તળે તેવણુ આવી ગયાં, તે ગાડીનો પુલ તેવણુનાં જમણાં પાંસળામાં લાગ્યો, ને ઘોડાના પગબી તેવણુની છાતી પર પડયા, પણ કોઇ હાડકું ભાગું નહીં"—

"આહ! એ ખરેખર ધ્યાન આપવા જોગ બનાવ છે—એથી ઉપજેલી માંદગી ખરેખરી હોવી જોઇએ! વારૂં આગળ તો ચલાવો. હું ધારૂંછું કે એ અકસ્માત પછી તેવણે પાંસળુ દુખવાની ઘણી ફરીયાદ કીધી હશે—નહી વારૂં? તેવણુ કંઇ લોહી ઓકયાં તું?"

"હાજી, થોડું—નહી—અં-અં—જરા મને કાગળ જોવા દેઓ" એટલું બોલી તેણીએ ગજવામાંથી એક કાગળ કાહડયું અને તે ઉઘેડીને તે ઉપર બે ત્રણ ઘડી પોતાની નજર નાખી.

"જરા એ કાગળ મને જોવા આપશો બાઇ?" મેં હાથ લાંબો કરીને પુછયું.

"જી એમાં તેવણુની હકીકત ઉપરાંત બીજીબી ખાંનગી બાબદો લખેલીછે; પણ એટલું તો ખરૂંછે કે તેવણે તે વખતથી જે થોડુંક લોહી ઓકવા માંડયું હતું તે હજી સુધી તદન બંધ પડયું નથી."

"પણ પાંસળાનો દુખાવો હજી ચાલુજછે?"

"હાજી,—ને જમણાં પાંસળામાં વધારેછે."

"રાતે ને સહવારે તેવણુને વારે ઘડી તાવ આવેછે?"

"હાજી—ઘણીજ, એટલે તેવણુના હાથ ઘણાજ ગરમ રહેછે, ને જીવનેબી ચીડ ને બેચેની લાગવા વગર રેહતી નથી."

"કંઇ પરસેવો પડેછે?"

"કોઇ વખત—રાતે ઘણો."

"કંઇ ખાંસી?"

"હાજી, ખાંસીબી કોઇવખત ઘણી સખત."

"એ ખાંસી કેટલો વખત થયો થતી હતી? એટલે, અકસ્માત થયો તેની કેટલો વખત આગમચ?"

"જી એ પેહેલ્લો તો મને જણાયો—તેવણ પરણ્યા પછી એક વરસે."

"**તમુને** જણાયો? ને પરણવા પછી એક વરસે?"

બોલવામાં થયલી પોતાની ચુકથી તેણી અતી ઘણી ગુંચવાયલી દીઠી. શરૂઆતથીજ તેણીની આ હકીકત બાબે મને શક ઉપજ્યો હતો, અને તેણી પોતાની સહીનુ નામ ખોટી રીતે લાગુ પાડેછે એવો ભાસ મને આવ્યો હતો. તોપણ હજી તેણીના આ ગુંચવાડાનો લાભ લેવાને મેં ઘટતું વિચાર્યું નહી. "મને હવે કેહશો કે તે ખાંસી કેવી તરાહની હતી?" મેં પુછ્યું. અને તેજ વેળા માહરી ખુરસી મેં બીસાડાને એવી જગાએ મુકી કે તેથી તેણીનું મોહડું હું ખોલ્લી રીતે જોઈ શકું. તેણી હવે ચેતી કે હું સઘળું સમજ્યો હતો, એટલે તેણીનાં મોહનો રંગ બદલાયો, અને તેણી આંસું ટપકાવવાની અણી ઉપર આવી, મેં માહરો સવાલ પાછો પુછ્યો. તેણી બોલી કે તે ખાંસી પેહેલ્લાં તો નરમ ઘણીજ નરમ હતી, અને તેથી તેણીની સહીએ કશો અંદેસાબી કીધો નહી હતો, પણ આખરે તે સુકો અને દુખતો થતો ગયો. એટલું બોલતાં તેણી અતીઘણી ફીકી પડી ગઇ; એટલે માહરા મનમાં ઉપજેલો ખતરો હવે મુસતકીમ થયો.

"હવે કેહો બાઇ ખરેખરૂં, તમે આએ બધું પોતાનેજ વાસતે બોલતાં નથી? માહાંતો તમો પોતેજ દીસોચ!"

તેણી ધ્રુજી, પણ ભાર મુકીને અને ખાત્રી આપી કે માહરો વિચાર ભૂલભર્યો હતો.

"હવે, ડાકટર," તેણી લથડતે અવાજે બોલી, "મને કેહસો કે તેવણના કેશ વિશે તમારો શું વિચાર છે? તમે મને ખરેખરીજ વાત ખોલી કેહવો તો સારૂં, કેમકે તેનો કેમ ઉપયોગ કરવો તેતો હું બરાબર સમજશ. શું ધારોચ તમે તેવણને વાસ્તે?"

"ખરેખર, જો તમે બધું જે જણાવ્યુંચ તે બરાબર હોય તો, તે નાઉમેદી ભરેલો—ખરાબ કેશતો છેજ." બારીકીથી તેણીની તરફ જોતો હું બોલ્યો. "તમે કેહલી કેટલીક નીશાનીઓ ખચીત માઠી છે."

"ત્યારે શું તેવણ નહી બચશે એમ?" એહદ દલગીરી સાથે માહરી ભણી જોઇ તેણીએ નબળે અવાજે પુછ્યું.

"એતો બાઇ એક મુશકેલ સવાલ છે, ને તેવણને જોવા વગર માહરેથી જવાબ અપાયજ નહી. તેવણને માહરે જોવા જોઇએ—બધું તેવણને મોહડેથી સાંભળવું જોઇએ—ને બીજા હજારો એવા સવાલો પુછવા જોઇએ કે જેના જવાબો બીજાને મોહડેથી બરાબર મળેજ નહી. તેવણ હમણા કોઇ ડાકટરની ચાલુ સંભાળમાંતો છે કેની?"

"હાજી, હું ધારૂં છું એમ—નહી, પણ હું ચોકસ નથી—હું ધારૂં છું કે તેવણ હતાં ખરાં."

માહરીતો હવે ખાત્રીજ થઇ કે તેણી પોતાને માટેજ બોલતી હતી. હવે શું બોલવું તેના વિચારમાં પડી હું તો અટકયો. તોપણ આખરે મેં પુછ્યું—"તેવણની હાલત સારી છે? કાંઇ હવાની ફેરબદલીપર તેવણ જઇ શકે તેવું છે? હું ધારૂં છું કે મેં આપેલી કોઇબી દવા કરતાં એ આબોહવાની બદલીથી એવણને વધારે ફાયદો થશે."

તેણીએ એક નીસાસો નાખ્યો. "હશેજી એમ પણ—હું જાણુંચ કે તેમ બની શકે તેવું નથી. તેવણની હાલત હું જાણુચ ત્યાં સુધી"—

"તેવણ પોતાનાં સગાંઓ સાથે રેહ છે કેની? તો તેઓ શું તેવણને"—

"નહીજી નહી. **તે** તરફની તો કંઇબી આશા નથી. નહી, નહી; તેતો એવા છે કે હમારી મદદને વાસ્તે એક આંગળી ઉંચકે તેના કરતાં હમુને મરી ગીયેલાં જોવાને વધારે ચાહે." એમ તેણી હવે અજબ જેવા જોશમાં આવી, પોતાનો ભરમ ખોલતી બોલી, "હવે તમે બધું સમજો

ડાક્ટર માહરો ગરીબ—માહરો દુઃખી ધણી !" એમ બોલી આ કોમળ છોડી ચમક સાથની બેસુધીમાં પડી. ભેદ હવે સઘળો ઊઘડી ગયો. તે તેણીના ભરથારનો કેસ હતો કે જેની પડપુછ તેણીએ આટલો વાર ચલાવી હતી. હું હવે સઘળુ સમજ્યો! ગરીબ બીચારી! તેની હાલત વિશેનુ માહરૂં **ખરેખર** મત લેવાના ઇરાદાથી તેણીએ આ યોજના કીધી હતી, કે જે પાર પાડવાની શકતી તેણીમાં હતીજ નહી, અને વળી હું એવા બારીક સવાલો પુછીશ એવી આશાબી તેણીએ રાખી હતી નહી.

ઘંટ વજાડી મેં તુરતજ માહરી આયાને બોલવી, અને તેણીની સાથે, પેલી અબળાની ચમકની ચીચીઆરીએ સાંભળીને, માહરી બાએડી બી દોડી આવી, તેણીની સઘળી પાંતીની સારવાર કરવામાં રોકાઇ. જે કાગળ તેણીએ પોતાની તદબીર પાર પાડવા માટે વાંચવાના ઢોંગ કીધા હતા, તે હવે જમીન ઉપર પડયું. તે તદન કોરૂં હતું, અને તેનાં એકજ ખુણામાં—"મેહેરબાઇ દીનશા મેહેતા,—તબાકની પોળ"—એટલા બોલો લખેલા હતા. મેં તુરત તે માહરાં ગજવામાં મુકી દીધું. વળી પોતાની આ બેસુધ પણ તોફાની હાલતમાં તેણીએ એક બીજુંબી કાગળનુ પડીકું નાખી દીધું, કે જેમાં મને આપવા ધારેલી માહરી ફીના રૂપીઆ તેણીએ સંભાળથી વીંટાળેલા હતા. મેં તે પડીકું પાછું તેણીની સાડીના એક છેડા સાથે બંધાવી દીધું.

કંગાલીઅતના કેવા દેખાવમાથી આ કમનસીબ બાઇ આવી હતી?

માહરી બાએડી, અને આયાની ભેગી કોશેસથી આ અબળા, જેણીનુ નામ મેહેરબાઇજ હોયલું મેં ધાર્યું, તે થોડા વખતમાં સાવધ થઇ, અને પેહેલવેહેલી પોતાની નબળી નજર જે તેણીએ ફેંકી તે તેઓ તરફના પોતાના આભારની હતી. એ પછી તેણીએ બોલવાની કોશેસબી ફોકટ કીધી, અને તેણીના આંસુઓ જોશમાં વેહેતાં ગયાં. "ખરૂંજ કેહુંચજી કે હું ઠગારી તો નથી! ને તોબી મેં તમુને ઠગ્યા તે હું કબુલ કરૂંચ! પણ દયા કરજો માહરીપર ને માફ કરજો મને! તમારી ધારામુજબની ફીઇ તો આપવાનુ માહરૂં મનજ હતું. મેં એટલુંજ ચાહ્યું કે માહરા દુઃખી વર વિશે તમારૂં ખરૂં મત હું સાંભળું. હું કેવી—કેવી—કેવી દુઃખી છું! હ મારૂં થશે શું હવે! ત્યારે માહરા ધણીનીતો કંઇ આશાજ નથી કે? અરે એ વાત મેં નહીજ જાણી હતે તો કેવું ઠીક!" એટલું બોલતાં તેણી દુઃખદ રીતે રડવા લાગી, અને માહરી બાએડીએબી એટલું પોચુ હૈડું દેખાડવા માડયું, કે તેણીને ઓરડાની બાહેર મોકલવાની મને ફરજ પડી. દલગીરીનું કેવું શોકાતુર ચિત્ર મેહેરબાઇ માહરી સામે ધરતી હતી! તેણીનો ખીલેલો ચેહેરો રાતો અને આંસુથી ભીંજાયલો થઇ ગયો હતો; તેણીની આંખો સુજી આવી હતી, અને તેણીના કાલા બાલો સેહેજ બારઇ જઇ એવો એક વેરાન દેખાવ તેણીને આપતા હતા કે તેથી તેણીનુ આ તરેહવાર બોલવાનુ અસરકારક બનતું હતું—"ડાક્ટર તમે મને બોલ્લું કહ્યું તેતો તમારી મેહેરબાની. મને લાગેચ કે તમે **સાચુંજ** બોલ્યા છો! પણ હવે હમારૂં થશે શું? માહરી ભયભરેલી ધારતી તો બધીજ ખરી પડી છે! પણ મને હવે ઘેરે જવું જોઇએ, તમુનેબી હું ખાલી ખોટી કરૂં છું—"

"નહી, કંઇ ઘણી ઉતાવળ નથી બાઇ, જરા તમે બેસો."

"પણ માહરા વર બીમાર છે, ને બુચાને તેવણ વગર રાખનારૂં બીજું કોઇ નથી. મને તો ત્યારનું જલદીજ જવું હતું!"

એમ બોલી તેણી નાતવાનીથી ઉઠી, અને પોતાનુ માથુબાનુ તેમજ બાલ સરખા કરી વિદાય થવાની તૈયારી કરવા મંડી. પણ તેવામાં, તેણીએ કોઇ ચીજ ખોહી હોય એમ દેખાયું, કેમકે ગુંચવાયલા દેખાવે જમીન તરફ જોઇ કોઇ ચીજ હુંડતી તેણી જણાઇ.

"તે પડીકું તમારી સાડીને છેડેજ બાંધેલું છે," હું ધીમે સાદે બોલ્યો, "અને જો તમે મને અપમાન કરીને ગુસ્સે કરવા નહી માગતાં હોવો તો તેને ત્યાંજ રહેવા દેઓ. તમે શું સોધોચ તે હું સમજ્યો—બસ હવે! તેનો વિચારજ

નહી કરવો. માહરી ગાડી બારણાં આગળ છે; હું તેજ રસ્તે જાઉછું વાસ્તે તમારી મરજી હોય તો હું તમુને ત્યાં ઉતારીશ."

"નહીજી–નહી, મને માફ કરો ! માહરા વર કંઇજ જાણતા નથી કે હું હયાં આવેલી છું, તેવણ એમજ સમજેચ કે હું ગાંધીને ત્યાં ગઇતી. કોઇબી કારણથી તેવણ હું તમારી આગળ આવી હતી તે નહી જાણે તો સારૂં. નહી તો તેવણ તરત પોતાની હાલત વિશે વેહેમ લાવશે. અરે ! આએ કેવું દુ:ખ ! તેવણની સામે મને કેટલું છુપાવવું પડેછે ! ને જ્યારે દરરોજ તેવણની હાલતમાં નીપજતો બીગાડો જોઇ માહરી નાસીપાસીનો પાર રેહતો નથી, ત્યારે તેવણની સામે તો હસી બોલીને સુખી દેખાવાની મને ફરજ પડેછે !"

એવું–એવું તેણી બીજુ ઘણું બોલી, પણ આખરે મેં તેણીનો ગમ શાંત પાડયો, અને તેણી પોતાના ખાવંદની હજુરમાં જાય તે આગમચ પોતાની ધીરજ પાછી મેળવવાની મેં તેણીને અરજ કીધી. તેણીએ મને કબુલાત આપી કે થોડા દિવસોમાં તેણી મને પોતાના ખાવંદ આગળ, જાણે હું પેહેલવેહેલોજ ત્યાં ગયો હોઉં તેમ, બોલાવશે; અને બીજી ખાત્રી મને એમ આપી કે થોડા વખતમાં તેની હાલતની વધુ ખબર મને આપવા માટે તેણી માહરી પાસે આવશે. એટલું કહી તેણી બાહેર નીકળી, અને તેણીના ગયા પછી એવો ચોકસ ખ્યાલ માહરાં મનમાં ઉપજ્યો કે આ મેહેરબાઇની જીંદગીના હેવાલ સાથે, ઇનસાની જીંદગીનો એક બીજો સીહા સફો માહરી નજર સામે ધરાસે.

તેજ સાંજે 'માપલાની પોળ'ની પાસેજ આવેલા એક ઘરમાં એક દરદીની મુલાકાતે માહરે જવું પડવાથી, અને હું ચાલતો, તેમજ વરસાદ જોસમાં વરસ્તો હોવાથી, મેં વિચાર કીધો કે ત્યાં આવેલી કોઇની દુકાનમાં થોડાવાર આશરો લેઉં કે તેથી જેમ વરસાદથી બચવાને તેમજ મેહેર અને તેણીના ખાવંદને લગતી કાંઇક ખબર મેળવવાને મને બની આવે. એવા વિચારે હું એક હેમચંદ ગાંધીની દુકાને ઘુસ્યો. દુકાનનો ધણી એક ઘરડો પણ સેજ બોડો વાણીયો–હતો, અને હું જ્યારે દાખલ થયો ત્યારે તે તપકીર તેમજ ચાહેનાં નાંધલાં પડીકાંઓ બાંધવામાં ગુંથાયો હતો. તેની દુકાન નાંધલી પણ સગવડ ભરેલી હતી, અને વરસાદનુ કારણ દેખાડવાથી તેણે મને નાહેક મુકાયલા એક નાંધલા બાજટ ઉપર બેસવાની રજા આપી. રાતનો અંધકાર દાખલ થયો હતો, અને તેની દુકાનની બે ત્રણ ઝાંખી બળતી દીવીઓ ત્યાં સીચેલી જાતજાતની જીનસોના ઢગલા અને ડાબડાઓપર પોતાની સુસ્ત રોશની નાખી રેહી હતી. અનાજના કોઠારમાં એક બુઢો ઘુસ જેવો દેખાવ આપે તેવોજ દેખાવ આ હેમો ગાંધી પોતાના પચરંગી, કોઠારમાં આપી રહયો હતો.

તે નમ્ર અને બોલકણો હતો, એટલે થોડાજ વારમાં મેં માગેલી ખબર મને મળી શકી. તે 'મેહેતાની મેહેરબાઇ'ને ઓળખતો હતો કે જેઓ તે પોળને નાકે આવેલાં એક ઘરને બીજે માળે વસ્તાં હતા, પણ તેઓ ત્યાં માત્ર ત્રણ ચાર મહિનાનાંજ આવી રહ્યાં હતાં. દીનશા મેહેતો જરા આજારી છે એવુ તેને લાગ્યું હતું, અને મેહેરબાઇ પોતેબી કાંઇ સારી તંદરોસ્તીમાં હોય એવું તે ધારતો ન હતો.

"પણ એનો ધંધો શું છે તે કંઇ તમે જાણોછો ?" મેં પુછયું. એ સાંભળી તે બુઢાએ પોતાનાં કરચલી વળેલાં બોડાં કપાળ ઉપર પોતાનો ચસમો ચઢાવી દીધો, અને ઘડીએક વિચાર કરીને જવાબ દીધો કે—"ભાઇ હવે એતો કંઇ આપણને બરાબર ખબર નથી, પણ માહરાં ધ્યાનમાં એમ આવેછે કે એ પારસી, કોઇ આપીસમાં લખવા પોટવા ઉપર કે હિસાબ કીતાબ ઉપર ચાકરી હશે ; વળી કોઇ-કોઇ પોર્યાઓને ઘેરમાં તેડીને ઓલાં વાજાં વગાડવાંનુબી શીખવેછે. ઓલી વાંસળી ને વેલાતી સારંગી બધું એ વજાડેતો બહુ મજાનુ ; ને ઓલ્સી એની બાએડી જે છે તે કોઇ આડોશી પાડોશીનુ શીવવા ભરવાનુ લેઇને કામ ચલાવેછે."

"હં એમ છે ; ત્યારે તો એમનો સંસાર કાંઇ બે પઇસે સુખીતો નહીજ હશે?"

"તેતો હવે જે હશે તે," ગાંધીએ જવાબ દીધો, અને પછી માહરી ભણી શક ભરેલી નજર નાખતો બોલ્યો કે—"કેમ ભાઇ કાંઇ બાપડાંને સપડાવાનો વિચાર રાખો છો કે કેમ? કાંઇ લેહેણું—દેવાંની વાત છે?"

"નહી-નહી ગાંધીભાઇ એવું કાંઇ નથી," હું હસીને બોલ્યો, "હું કાંઇ એઓને ધરાવા પકડાવા આવ્યો નથી! એ બીચારાંઓને લગતી કંઇ વાત જાણવાની માહરી અમસતી ખાહેશ છે. પણ તમે હમણાં એમ નહી બોલવા જતા હતા કે એમની હાલત ઘણી મુશકેલ છે?"

"હા એવું કાંઇ મનેતો દીશે છે ખરૂં," સેજ સંતોષ પામી હવે તેણે જવાબ દીધો, "તેઓ માહરાં કાંઇ બે-પાંચનાં દેવાં હોય તેવુંતો નથી, ત્યાંથી જે એઓ ખરીદે છે તેનુ રોકડું દામ આપે છે, પણ—એમકે, કાંઇ ઝાઝી લેવાળી ચાલતી નથી! પણ ભાઇ માહરા જેવાનેતો એમાં કાંઇ બોલવાનુ નથી, કેમકે ઘણો માલ લે ને નાણાં તોળે નહી તેવાં ઘરાકો કરતાં, જે થોડું લે ને પુરેપુરા પૈસા આપે તેવાં ઘરાકો બહુ સારાં—નહી ભાઇ!" મેં તેને હા કહી. "એઓ ત્યાં પેહેલે રેહવા આવ્યાં ત્યારે દશ આને રતલવાળી ચાહે ને પેહેલાં નંબરની ખાંડ લેતાં હતાં, પણ આજ વીસપચીસ દાહડા થયા એઓએ આઠ આનાવાળી ચાહ ને બીજા નંબરની ખાંડ લેવા માંડી છે, જો કે શેઠ માહરી આઠ આનાવાળી ચાહબી નરસી નથી, ને બીજાની દશ આનાવાળીના જેવીજ છે! આ રહી તે, જરા શેઠ સુંઘીતો જુવો!" એટલું બોલી તુરતજ "હે ઇશ્વર!" કરતો ઉઠી તે એક પતરાંના દાબડા આગળ ગયો, અને ડબક દેતું કે તેનુ ઢાંકણું ઉઘાડી તેમાં પેલી ચાહેની એક મુઠ્ઠી નાખી તે માહરી કને લાવ્યો. તેની તપાસ લીધા બાદ જે અનુમાન ઉપર હું આવ્યો તે કોઇબી રીતે તેની તરફેનમાં ઉતરે એવું નહી હતું—ચાહને નામનો જે કચરો તેણે માહરા હાથમાં આપ્યો હતો તેમાંથી તંબાકું અને કરીયાતાંનાં મીશ્રના જેવો સુગ ઉપજાવનારો સોહરમ બાહેર પડતો હતો! "ને વળી એના વપરાસમાંબી તેઓની કરકસર ભારી છે શેઠ." તેણે આગળ ચલાવ્યું "એક રતલ ચાહ તો એઓ મહિનો દાહડો સુધી ચલાવે; ને કોએ બીજે ઠેકાણેથી એઓ ખરીદતાં હોય એવુંબી મને લાગતું નથી, કેમકે ત્યાં નજદીકમાં કોએ મારા કરતાં સરસ ચાહ મળતી હોય એવું છેબી નહી. મેહેરબાઇ આવીતી ત્યાં એક કલાક અગાઉ થોડા સાબુ-ચોખા ખરીદવા, કેમકે, તે બોલી કે, આજે દીનશાને એ ચોખાની કાંજી પીવાનુ મન થયું હતું; પણ માહાં નસીબે માહરે ત્યાં તો ચમડી જેટલીજ રહેલી. એટલે બાપડીએ બીજે ઠેકાણેથી લીધી હશે. મેં નાં કહ્યું ત્યારે તે ચીડાઇ બહુ ગઇ. કેમકે માહરે ત્યાંની ચીજોપર એનો વિશ્વાસ બહુછે."

"પણ તે બજાવાનુ શીખવેછે એમ તમે બોલ્યા, તો તેમાં એ કંઇ સારૂં કમાયછે?"

"નાંરે સાબ, તેવું કાંઇ નથી; તેથી તે દાહડનું બંધ થયું; ને સાબ, બોલીએ તો નહી, કેમકે ચહતી પડતી સઉનીજ છે. પણ એ બાપડાનાં વાજાંબી મેં તે દાહડે એક જરીપુરાના વાળાના હાથમાં દીઠાં! માહરી તો ખાત્રીજ છે કે તે વાજાં દીનશાનાજ હતાં. એ પરથી જણાય છે કે એ બે જણાંની હાલત કાંઇ સારી તો હોયજ નહી. પણ શેઠ, આપણને એમાં હસવા બોલવાનુ કશું હોયજ નહી, કેમકે ગરીબાઇને કાંઇ હંકાર ન હોય!"

"ખરેખર ન હોય ભાઇ," મેં જવાબ દીધો, અને હવે વધારે કશું પુછવા લાયક રહેલું નહી હોવાથી, તેમજ એક ઘરાક કાંઇ ખાંડ બદલી લેવા દુકાન આગળ આવી પુગવાથી પેલા બોલકણા ગાંધીનો આભાર માની હું ત્યાથી ઉઠીને ચાલતો થયો. આ ટાહેલાંખોરા ગાંધીને મોહડથી જે વિગતો મેં સાંભળી તેથી તો ગરીબ મેહેર અને તેણીના ખાવંદની હાલત બાબે મેં રાખેલી કાળજીમાં ઘણો મોટો વધારો થયો. આબરૂદાર ગરીબાઇની દરરોજની પડતી દશાનો કેવો ખોલ્લો ચિતાર તેને, પોતાની ભોળાઇમાં, મને દેખાડયો હતો! ખરેખર, મેહેરની બીજી મુલાકાતની વાટ હવે હું આતુરતા અને ઇંતે-

જારીથી જોવા લાગ્યો. પણ એક આખુ અ-ઠવાડીયું ગુજરી ગયા પછેજ તેણી એક દિવસે સહવારે આવી, પણ ત્યારે તો હું દુરના બંગલામા રેહતા એક દરદીને જોવા માટે બાહેર ગયલો હતો. લગભગ એક કલાક સુધી માહરા પાછા આવવાની વાટ જોઇ તેણીને એક કાગળ માહરી ઉપર લખીને વિદાય થવાની ફરજ પડી હતી. તે કાગળમાં તેણીએ, તે અથવા બીજે દિવસે, પોતાને ત્યાં આવવાની મને અરજ કીધી હતી; અને વધારે એટલુંજ જણાવ્યું હતું કે દીનશાના હેવાલ બાબે તેણીએ મને પુરેપુરો વાકેફ કીધો છે એવું દીનશાને જણાવવું નહી.

તેજ દાહડે સાંજે ત્રણ વાગે હું માપલાની બાગમાં આવેલાં મકાનમાં જઇ પુગ્યો. તેમનું ઘર નાકેજ આવેલું છે એવું હું જાણતો હોવાથી ત્યાં બરાબર જઇ પુગતાં મને કશી મુશકેલી નડી નહી. ભોંયતળીયે એક અધોર વયની સ્ત્રી બેસીને સીવતી હતી, અને તેણીએ માહરા સવાલના જવાબમાં મને જણાવ્યું કે દીનશા બીજે માળના પાછલા ભાગમાં રેહતો હતો, અને મેહેરબાઇ તરતનીજ બાહેર ગયલી હતી, તે મુજબ ચઢીને તેના ઓરડા પાસે જઇ પુગતાં ત્યાંનુ બારણુ તદન ઉઘાડું મેં જોયું, અને તેમાં જે દેખાવ માહરી નજરે પડયો તે ધ્યાનથી નીહાળતો હું થોડોવારતો ઉભોજ રહ્યો, તે બારણાની બરાબર સામેજ મુકાયલી એક ટેબલ, કે જેની ઉપર હિસાબના કેટલાએક ગંજાવર ચોપડાઓ સીંચેલા હતા, તે ટેબલ ઉપર માથુ નાખીને આસરે ત્રીસની વયનો એક જુવાન માણુસ બેઠો હતો. કાંઇ થાકવી નાખનારૂં કામ કરતાં તે તરતનોજ ઉંઘમાં પડયો હોય એવું જણાતું હતું. તેનુ માથું તેના ડાબા હાથમાં ટેકાઇ રહેલું હતું અને તેના જમણા હાથમાં એક કલમ હતી કે જે વડે લખતો-લખતોજ તે નીંદમાં પડેલો લાગતો હતો. તેજ ટેબલ પર તેની ડાબી બાજુએ બે મોટા ચોપડાની વચ્ચે ગોઠવીને એક ઘણાં રળીઆમણાં બાળકને બેસાડેલું હતું, જે છોકરો હોય તેવું દીશતું હતું, અને જે કાંઇ રમતમાં ગુંથાયલું હોવાથી મને આવી પુગેલો જોઇ શકયું ન હતું. મને લાગ્યું કે આએજ દીનશા હોવો જોઇએ, તેથી થોડીક પળ સુધી તેને ટીકતો હું થોભ્યો. તેનો ચેહેરો મરદાઇવાળો, અને એકવેળા ઘણો ખુબસુરત હોય એવો લાગતો હતો. તે હવેતો બેહદ નીખાઇ ગયો હતો, અને તદન બેરંગ અને ફીકકો થવા ઉપરાંત દુ:ખ અને થાકનો ભેગો દેખાવ તેણે ધારણ કીધો હતો. કલમ પકડી રહેલો તે પાતળો ને સફેદ હાથબી દેખાડતો હતો કે તેનો ધણી કેવો દરદી હતો. તેના બાલ તેની બાએડીના બાલ કરતાં કાળા વધારે હતા, અને તેમને બાજુપર હોરી દીધેલા હોવાથી તેનુ બોહોળું ઘટમદાર કપાળ જાહેરમાં આવ્યું હતું. ટુકમાં તે ઘણો ધ્યાન ખેંચવા જોગ આસામી દીસતો હતો. હવા સીતળ હોવાને સબબે એક કાળો જાડો ગરમ ડગલો તેને છેક ઉપર લેરના બટન પોઇને પેહેર્યો હતો. ઓરડો નાંધલો, અને ઘણાજ સર સામાનથી ઉભરાઇ જતો તો નહી, પણ સાફ અને સગવડ ભરેલો હતો: જોબી ત્યાં હતું તે સઘળું ઘણીજ સાધારણ કીસમનુ હતું. મેં કીધેલા સેજ ગોંઘાટે આખરે પેલાં બાળકનું ધ્યાન ખેંચાયું. તે પાછું ફરીને જોતાંજ એક પારકા ધણીને જોઇને ચોંકયુ, અને તેને કીધેલી ખલલથી તેના પિતાએબી જાગૃત થઇ પેહલાં તે બચ્ચાં તરફ અને પછી માહરી તરફ જોયું.

તેનો હિસાબવાળો ધણી પોતાના ચોપડા માગવા આવ્યોછે એવું પેહેલાં તો ભૂલમા સમજી તે બોલ્યો—“આવો સાહેબ અંદર,—પણ—હું—હું—હું—દલગીરછું કે તમારો બધો હિસાબ માહરેથી પુરો થયો નથી, જોકે આખો દાહડો તો હું તેની ઉપર મંડયો હતો”—પણ એટલાંમાં તે પુરેપુરો સાવધ થઇને બોલતો અટકી ગયો.

મેં તુરત માહરૂં નામ તેને જણાવ્યું.

“ઓહો! માફ કરજો સાહેબ, માહરી ભૂલ થઇ. આવો અંદર ને બેસો.” મેં તેમ કીધું “હું ધારૂંચ કે માહરી બાએડીજ તમારે ત્યાં આજે સહવારે આવીતી? દલગીર છું કે

એ બાહેર ગઇ છે, પણ હમણા પાછી આવશે. જો તમે ગયા પછી આવશે તો તે ઘણીજ રંજીદા થશે."

"હા ભઇ, તેવણુ હતેતો ઠીક," હું બોલ્યો, "પણ તેવણે તો એવું લખ્યું તું કે બીમાર તમે છેવો—નહી વારૂ? તમુને માહરી મદદની કાંઇ જરૂર છે?"

"હાજી, ખચીત" તેને નાતવાન દેખાવે ઉતર વાળ્યો, "મને કંઇ હમણાં ઠીક લાગતું નથી. થોડો વખત થયો માહરી તબીયત જરા કચડાયલી ચાલે છે—પણ હું ધારૂં છું કે માહરી ધણીઆણી મને અતીઘણો માંદો વિચારે છે, ને તેથી ગભરાત અને ફીકરમાજ રેહ છે."

એ સાંભળી મેં તેની તબીયતનો હેવાલ પુછવા માંડયો; અને માહરા સઘળા સવાલોના જવાબો આપતાં તેને ઘણી હુશીયારી ને ઝડપ દેખાડી. તે બોલ્યો કે કેટલાંક વરસો આગમચથી તેણે પોતાના કલેજાંમાં થયલા બીગાડાનાં ચીન્હો જોયા હતાં, કે જે બીગાડામાં, ઘણી ઇંતેજારી ને મેહેનતવાળી જીંદગીએ વધારો કર્યો હતો. જે અકસ્માત વિશે મને મેહેરબાઇએ કહ્યું હતું તેનો હેવાલ એણેબી મને કહયો, અને જ્યારે પોતાની હાલત બાબેની તેની ચોકસ અને ચાલાકી ભરેલી વિગતો પુરી થઇ ત્યારે તેને વિશે એક સેવટનુ મત બાંધવા હું શક્તીવાન થયો. મેં વિચાર્યું કે તેને કલેજાંનો ખડી થવાની મજબુત વલાણો દીશતી હતી, અને જોકે તે દફેતો નહી થાય તોપણ ઘટતી સંભાળથી અટકી શકસે એમ મને લાગ્યું. માહરો વિચાર તેને તો મેં ઘણીજ ચોકસાઇથી જણાવ્યો.

"તમે એમ બોલ્લું ને ખરેખરૂંજ માનોચ ડાકટર કે માહરી તંદરેસ્તી પાછી મળવાની કંઇબી વાજબી આશાછે?" પોતાનાં નાંધલાં બાળકને બગલમાં દાબતાં એક નીસાસો નાખી તેને મને પુછયું, કે જે બાળકનો ઇંતેજાર દેખાવ, અને ચુપકીદીમાં ઘડીમાં માહરી ને ઘડીમાં પોતાના બાપ ભણી ફેંકતી તેની નજર જોઇ જાણે એમજ લાગ્યું કે હમારી વાતચીતની ગંભીરાઇ પુરતી રીતે તેનાં ધ્યાનમાં ઉતરતી હતી.

"હા—ખચીત, તમે તમારી તંદરેસ્તી પાછી મેળવશો, જો માહરા કહયા મુજબના એલાજો તમે ચાલુ રાખસો તો."

"અને તેમના મુખ્ય એલાજતો આશાયસ અને હવાની ફેરબદલી?"

"હા તેમજ."

"તે વગર નહીંજ ચાલે એવો તમારો વિચાર છે?" તેણે નિરાશ થઇને પુછયું.

"બેશક. તનની તેમજ મનની આસાયશ, હવાની ને દેખાવની ફેરબદલી, અને કાંઇ ચાલુ દવાઇઓ, એટલું તો જોઇએજ."

જમીન તરફ પોતાની નજર ટીકેલી રાખી, તેને ગુપચુપ સઘલું સાંભલ્યું, અને તેજ વેળા ભારે સખત ગમનો છાયો તેના ચેહેરા ઉપર ફરી વળ્યો. દુઃખદ ખ્યાલોમાં તે ગુંટઇ બેઠેલો જણાયો. તેના વિચારોની મતલબ શું હતી તે તો હું સમજી ગયો, માટે હવે નરમ સાદે મેં બોલવાની હીમત કીધી કે—"દીનશાજી, એમાં કાંઇ ઘણોજ ખરચ થવાનો નથી"—

"અરે શેઠ, એનોજતો હું ત્યારનો વિચાર કરૂં છું," એક ઉંડો નીસાસો નાખી તેને ઉત્તર વાળ્યો, અને પછી પોતાની આગલી દુઃખ ભરેલી ચુપકીદીમાં તે પાછો પડયો.

"પણ ડાકટર, જો હું હવા ફેર કરવા એક વરસ રેહીને નીકલું તો કેમ? કે તેટલા વખતમાં જેમ બને તેમ માહરાં કામપર માહરેથી ધ્યાન અપાય? તે વખતે ઘણુંજ મોડું તો નથી થઇ જવાનુ કેની?"

"તેતો હવે જેમ તમારા સંજોગની વાત દીનશાજી," હું હસ્તે મોહડે બોલ્યો; અને તેજ વેળા બારણાં આગળ કોઇના ઝડપુ પગલાં સંભળાયા બાદ તે બારણું ઉઘડયું, અને માહરા ધારવા મુજબ મેહેરબાઇ, ઉતાવળમાં ચાલી આવેલી હોવાથી અતીઘણી હાંફતી, ઓરડામાં દાખલ થઇ.

તેની બાએડી મને મળવા માટે આવી ગઇ હતી એવું જાણીને દીનશા ધાસ્તીમાં પડે નહી તે માટે જાણે મેહેરબાઇને હું ઓળખતોજ નહી હોઉ એવો દેખાવ કરવાની મને ફરજ પડી, અને તેથી મેહેર જેવી ઓરડામાં દાખલ થઇ તેવોજ હું બોલ્યો કે—"કેમ છેઓ બાઇ? દીનશાજી એવણ તમારાં ધણીઆણી હશે?"

"હાજી," એમ બોલી તેણીએબી સાવચેતીથી માહરા સવાલનો જવાબ આપ્યો; અને પછી પોતાના વર તરફ જોઇને બોલી કે—"તમે કેમ છેઓ દીના? જાંહગીરે કંઇ કંટાળોતો નહી આપ્યોતો કેની?"

"નહી કંઇજ નહી," દીનશા તે બાળકને તેણીના હાથમાં આપતો બોલ્યો, કેમકે તે બચ્ચુંબી તેણીનીજ પાસે જવાને તણાતું હતું, "એતો ઘણો ડાહગો દીકરો છે."

"પણ તમે કેમ છેઓ?" તેણીએ ઇંતેજારીથી પાછો સવાલ પુછ્યો.

"ઠીક છઉં," તે સેજ હસ્તે મોહડે બોલ્યો, અને તેજ વેળા ટેબલની હેઠળથી તેણે પોતાનો પગ માહરા પગ ઉપર દાબ્યો—"તાહરી મરજી પ્રમાણે ડાકટરતો ત્યાં આવ્યા, પણ એટલી ઉતાવળથી તેં એવણને શું કામ બોલાવ્યા તેની હમુને સમજ પડતી નથી."

"બઇરાંનુ મન કેવું કે જરાક જેટલાંથી બીહે," હુંબી હશીને બોલ્યો. "તમુને સહવારે માહરે માટે ઘણો વખત ખોટી રેહવું પડયું તેથી હું દલગીરછું મેહેરબાઇ, પણ તેથી તમુને કાંઇ અગવડતો નહી થઇ હતી કેની?" એટલું બોલવા પછી હું વિચારમાં પડયો કે જે ફી મને આપવાની તેઓ તયારી કરતાં હતાં, તે જતી વેળા હું કેવી રીતે નાં પાડશ. "તમે બાહર ગયલાં હતાં ત્યારે મને દીનશા સાથે ઘણી વાતચીત થઇ. હું એવણને તમારી નરમ સંભાળ તળે સોંપુછું એવણનાં સઉથી સરસ તબીબ તમેજ થશો. જેબી તમે કહો તેને એવણને તાબે થવું જોઇએ; ને તમેબી એવણને એવી ચીજો ઉપર," પેલા હિસાબના ચોપડાઓ તરફ આંગળી કરી હું બોલ્યો, "અતીઘણું ધ્યાન રોકવા દેતાં નાં. એવણને વખતસરનો ખોરાક ને ઉંઘ લેવાની તાકીદ કરજો, ને જો બને તો તુરતજ ખાલી કરીને કોટના કોઇ બીજા વધારે ખોલ્લા ભાગમાં જઇ વસો, કેમકે ત્યાંની તાજી હવા તમુને બેહદ ફાયદો કરશે. ખરૂં કેહુંચ હું કે આએ કેસ તમે પોતેજ માથે લેવો જોઇએછે," એટલા માહરા બોલો સાંભળી તે ગરીબ જોડું એકમેક તરફ ચુપકાદીમાં જોવા લાગ્યું. "તમારો બુચો ઘણો સરસ છે!" હું તે બાળકને માંહરા હાથમાં ઉંચકી બોલ્યો, કે જે એટલુંતો સોજ્જું અને સફાઇદાર હતું! મેં જેવું બોલાવ્યું તેવું તે માહરી પાસે આવ્યું, અને માહરી સાથે "તા—તા" અને "પા—પા" અને "ડા—ડા" ની ભેદી વાતચીત ચલાવામાં રોકાયું, કે જે વાતચીત હું બીજી મુલાકાતમાં જારી રાખીશ એવી તેને કબુલાત આપી મેં રૂખશદ લેવાની તૈયારી કીધી. "સાહેબજી જેહાંગીર," હું તેને તેના પિતાના હાથમાં આપતો બોલ્યો. કે જેણે તેજ વખતે રૂ ૫ ની એક નોટ માહરા હાથમાં સેરવી દીધી. મેં તે ગુપચુપ લીધી; અને પછી—"લે દીકરા, તું માહરો નાણાવટી થા!"—એમ બોલી પેલા બુચાનાં કોમળ આંગળાં મેં તે નોટ ઉપર બીડી દીધાં.

"અરે, એ શું શેઠ—એમ શું કરોચ? નહી ડાકટર એમ નહી બને!" દીનશા સરમાળપણાથી રાતો બની જઇ બોલ્યો.

"કેમ ભાઇ એમાં તમુને શું હરકત છે?" મેં પુછ્યું, "માહરે ગમે તેને માહરો નાણાવટી બનાવાનો શું મને હક નથી? વારૂં હવે જે તમુને કેહવાનુ હોય તે બીજી વખત મને કેહજો હું તે સાંભળીશ." એટલું બોલી, અને મેહેરબાઇ, કે જેણી આંસુભરી આંખો સાથે માહરી તરફ જોતી ઉભી હતી, તેણીને નમી, હું ઝડપમાં નીચે ઉતરી પડયો. ઘણાઓ આ કઢંગું વિચારશે કે ફી ના પાડવા જેવાં નજીવાં કામને માટે એટલું લંબાણથી મેં લખ્યું કેમકે એમતો માહરા ઘણાએક ધંધાદારી ભાઇબંધો ઘણી વેળા કરે છે; પણ હુંતો એટલુંજ કહું છું કે એ નજીવી દેખાતી બાબદે મને ઘણી વેળા મોટા ગુંચવડામાં નાખેલો છે. ઘણી વેળા એમ આપવા કાહડેલા રૂપીયા ના પાડવાથી રાંક અને કાંકણાં માણસોનાં દીલ દુખાય છે, તેમની

કોમળ લાગણીને ધોકો પુગે છે, અને તેઓ જે માનભરેલી મગરૂરી જાળવવા ચાહતાં હોય તેને ફટકો લાગે છે. અને તેથીજ એ ના પાડવાનું કામ અતીઘણું મુશકેલ થઇ પડે છે. ગરીબો જ્યારે પોતાની આબરૂ એમ સંભાળવા જાય છે, ત્યારે તવંગરો ઘણીવેળા ખોઈ દેવાનેબી આંચકો કરતાં નથી. એની થોડાજ દિવસ અગાઉ, વરસ દાહડે લાખોની આવક મેળવનારા એક ગ્રહુસ્થ પાસેથી માહરી ફી લગભગ માંગીને લેવાની મને ફરજ પડી હતી, અને ત્યારેબી, તે આપતી વેળા તેનો દેખાવ એવો થયો કે જાણે પોતાનાં જીગરનુ લોહીજ તે માહરાં હાથમાં ટપકાવે છે.

દીનશા અને તેની ધણીઆણી, બન્નેના દેખાવ અને રીતભાત જોઇને મને ઘણો સંતોષ ઉપજ્યો હતો, અને તેમની ઓળખાણ સાંધવા નેબી માહરૂં મન થયું હતું. તેઓ બેઉ દેખીતી રીતે ગમના ઘેરામાં તો હતાં, તોપણ તેથી તે ભરથારની સાદાઇ અને ભલમનસાઇ, તેમજ તે બાએડીની મધુરતા અને ખાલેસાઇ જોવા વગર હું રહી શક્યો નહીં. તેણીની ચશમો કેવી માયાભરી આતુરતાથી તેને નીહાળ્યા કરતી હતી! તેમની સાથે વાત કરતાં, જ્યારે પેલા ગાંધીએ મને કહેલી કેટલીક વીગતો મને યાદ આવતી હતી ત્યારે ઘણીવાર આંસુઓબી માહરી આંખોમાં ઘડીભર આવી જતાં હતાં. કદાચ મેહેરબાઇ આજે કોઇનું સીવવાનું પુરૂં કરીને આપવા ગઇ હોય, અથવા કોઇનુ કાંઇ કામ લેવા ગઇ હોય; કેમકે તેઓ બન્ને પોતાની ટુક કમાણીમાંથી ગુજરાન ચલાવતાં હતાં એ તો ખોલ્લું જણાતું હતું જો વધારે વખત તેઓએ પેલી ફી લેવાની મને ઓહોંસ કીધી હતે તો, ખચીત, હું ત્યાં કાંઇ મુર્ખાઇ ભરેલું કામ કરી દેતે; કેમકે જ્યારે તે નોટ મેં માહરા હાથમાં પકડેલી હતી ત્યારે પેલી હલકાભાવની ચાહેખાંડનો, તેમજ ગીરવી મુકાયલા માલનો વિચાર, આખરે સઘળી નાજુકાઇ એકકોરે મુકીને તે રૂપીયાથી બેવડા રૂપીયા પાછા તેમના હાથમાં મુકવાને મને લલચાવતે. જગા અને હવાની ફેર બદલી કરવાને જ્યારે મેં તેઓને સુચવ્યું ત્યારે જે લાગણીઓ તેમની છાતીમાં ઉછળી આવી હતી તે હું બરાબર સમજ્યો કે કેવી હતી. એમબી બને, કે જ્યારે હું ઘર તરફ પાછો ફરતો હતો ત્યારે તેઓ, માહરી સુચના અમલમા લાવવાને પોતાને અશકત જોઇ કડવાં આંશુ પોતાની આંખોથી ટપકાવતાં હશે; તેને લાગતું હશે અને તેણીને ધાસ્તી ઉપજતી હશે, પણ કોઇની હીંમત ચાલતી નહી હશે એમ ખોલ્લું બોલવાની કે તે બીચારાના દાહડા ગણાઇ ચુકયા છે, અને તોબી પોતાનુ મુશકેલ ગુજરાન ચલાવા માટે તેને હેંજગારીતો કરવી જેઇએજ, અને પછીબી આખરે પોતાની બાએડી છોકરાને આ જગતમાં નીરાશ અને નીરાધાર મુકી જવાં જોઇએ!

મને ચોકસ લાગ્યું કે તેમની કંગાલીઅતનું ખરેખરૂં કારણ કાંઇ બીજુંજ હોવું જોઇએ, અને તેથી જે કેટલાક બોલો માહરી સાથની વાતચીતમાં મેહેરને મોહડેથી નીકળી પડ્યા હતા તેમનો વિચાર કરવામાં હું વારંવાર રોકાયો. તેઓમાનુ એકુંજણ પોતાનાં બોહશીલાં માતપિતાનાં મરણ ઉપરાંત પરણ્યું હતું કે શું? પણ મેં થોડુંજ જાણ્યું અને વિચાર્યું કે જે દાહડે મેહેરે મને પેહેલી મુલાકાત આપી, તેજ દિવસે તેમની ખરાબીનુ મુખ્ય કારણ થનારને હું જોઇ આવ્યો હતો! પણ માહરે આગમચથી એશારા કરવા નહી જોઇએ.

જેજે રીતે હું દીનશા સાથની ઘાડી ઓળખાણમાં આવ્યો તે સઘળી રીતો વિશે હું ચોકશાઇથી બોલવા માગતો નથી. ઓળખાણ બરાબર થવા પછીબી લાંબા વખત સુધીતો મેં તેઓને પોતાની હાલતનો હેવાલ ભરમમાજ રાખવાનો ઠેરાવ કરી બેઠેલાં જોયાં, જો કે એટલું તો મેં જાણ્યું કે તેમની નાણાં સંબંધી આવક પાયા વગરની હતી. તે પેહેલાંતો એક વેપારીની પેહેડીમા ગુમાસ્તા તરીકે રહેલો હતો પણ પાછળથી લથડતી તંદરોસ્તીએ તેને તે ચાકરી છોડીને ઘરમાંજ બેસવાની ફરજ પાડી હતી, કે જ્યાં જે છુટક કામ તેને મળે તે કરીને

પોતાની ટુક કમાણી મેળવતો હતો. માહરા હુકમ અને તેની કબુલાત છતાંબી એ ઘરમાનુ કામ તેણે કશાબી ગાળા કે અંતર વગર જારીજ રાખ્યું હતું, તો જોકે તેનો બદલો તેને કાંઇ જીવ જેવો મળતો નહી હતો. પણ હું કેવી રીતે તેને તેવી મેહેનત કરવાથી અટકાવી શકુ, જ્યારે હું બરાબર જાણું કે તે જો કામ કરે નહી તો ભુખે મરે ત્યારે ? મેહેર પોતેબી કાંઇ વધુ કમાણી કરવાના ઇરાદાથી બાહેરનું સીવવા ભરવાનુ લાવતી હતી, કેમકે હું ઘણી વેળા તેણીને એવા સરસ પોસાકો સીવવામાં રોકાયલી જોતો હતો કે તેવા તેણી પોતે તો કદી પેહેરવા પામેજ નહી. એવું જોઇ, એક દિવસ માહરી પોતાની આગલી હાલત મને યાદ આવવાથી, તેણીને માહરાથી કેહવા વગરબી રેહવાયું નહીં કે માહરી પુતળીનેબી મેં એકવાર એવીજ હેન્નગારીમાં રોકાયલી જોઇ હતી. તે સાંભળીને અજાયબીથી માહરી ભણી થોડોકવાર જોઇ, તેણી જોસમાં રડી પડી. તેણીએ તુરતજ પોતાનો આ ઉભરો દાબીતો દીધો, તોપણ તે દાહડાથી તેણી ચેતી કે તેણીની ખરેખરી હાલત માહરેથી છુપી રેહી શકી નથી. એવીજ લાગણીઓ ઉપજાવનારો તેબી એક દિવસ હતો કે જ્યારે તેણીને તેમજ દીનશાને તેમની આગલી પાછલી બાબદો વિશે મને જાણીતો કરવાને હું લલચાવી શકયો ; અને તેમને લગતું જે જે મેં પોતે જોયું તેનુ બયાન કરવા આગમચ, જે હેવાલ તેઓએ પોતે મને અગાઉની હાલતનો જણાવ્યો તે માહરી પોતાની ઢબે માહરા વાંચનાર સામે રજુ કરવાને હું ઘટતું વિચારૂંછું. અને જેબી વાંચનાર આ દરરોજની જીદંગીના શોકાતુર હેવાલને તુછકારશે તે ઇનસાન તો ગણાશેજ નહી.

એક અણચીતી ઉપજેલી કુટુંબી આફતને લીધે બેહેરામજી મેહેતાના છોકરા દીનશાને પોતાનો, મોટી ઉમેદ રાખેલો અભ્યાસ, ખતમ કરીને સુરતથી મુંબઇ ખાતે આવીને નોકરીએ લાગવાની ફરજ પડી હતી. જે બનાવે તેની જીંદગીની આશામાં એવો ફરક પાડયો હતો તે તેના પિતાએ કીધેલા અચબુચા આપઘાતનો હતો, કે જેવણુ માહાં ભાગ્યે સટ્ટાના કારોબારમાં રોકાયલા રેહવાથી પોતાની સઘળી મોટી દોલત ગુમાવા ઉપરાંત બેહદ કરજમાં પડી આખરે આફતકારક રીતે પોતાનો પ્રાણ બરબાદ કરી બેઠા હતા. તેવણુની વિધવા ફકત એક વરસ સુધી તેમને માટે રીબી મરણ પામી હતી, અને તેથી બીચારો દીનશા કોઇબી સગાંના કે કસાબી પૈસાના આધાર વગર આ દુનીયાંમાં એકલો પડયો હતો. જે નજીવી રકમ વારસા તરીકે તેના હાથમાં આવી હતી તેતો તેની માતાને માટેની ધર્મી ક્રીયાઓમાં ખરચાઇ ગઇ હતી, અને તેનાં થોડાંક દૂરનાં સગાંઓએબી તેનો હિસો આપવાને ના પાડવાના કારણમાં એવું જણાવ્યું હતું કે તે હવે વયે પુગેલો હોવાથી તેણે પોતે પોતાનુ ખોળી ખાવું. એથી દીનશાએ નોકરીની તલાસ કરવા માંડી, અને સેવટે તેને ખબર મળી કે "મોતીશા"ને નામે ચાલતી એક મોટી પેહેડી ઉપર તેને લાયકની એક જગા નીકળી છે. તેણે તુરત ત્યાં ઉમેદવારી કરી, અને ત્યાંના મેરવાનજી વૈદ નામના એક બીજા ભાગીયાને સઘળા સવાલોના જવાબમાં સંતોષ આપી રૂ ૩૦ના માસિક પગારે તેણે ત્યાં ચાકરી મેળવી.

તે ખચીત દીનશાને મનસે એક શોકાતુર દિવસ હતો કે જ્યારે તેને પોતાની સઘળી માનીતી અને પ્યારી કેતાબો, તેમજ જે સુખી દિવસો તેના હવે સદાના ગુજરીને નાબુદ થયા હતા તે દિવસોનાં તેનાં પેહેરવાનાં કેટલાંક કીમતી કપડાં તેણે વેચી નાખ્યાં, કેમકે તેની આ નવી પણ કમીની જીંદગીને બરનો પોશાક શીવડાવાનીબી તેની પાસે બીજી જોગવાઇ નહી હતી. તેના દસકત ઘણાજ રળિઆમણા હતા, અને વળી ગણિતમાંબી તે એક્કો હોવાથી "મોતીશા"ની પેહેડી ઉપરનુ સઘળુ હિસાબી કામ શીખી જતાં તેને વીલંબ લાગો નહી. કેવું ગમખાર વહીત્રું તેને હવેથી સોસવું પડવાનુ હતું ! તેની ઉપરના મુનીમો તેની પર જે જુલમ ગુજારતા હતા, તે પોતાની નીશાળમાં બીજા નાઘલા છોકરાઓપર તેણે ગુજારેલા જુલમની તેને યાદ આપતો હતો. અને તેથી હાલની તેની ગુલામગીરીનો વિચા

ર તેનાં જીગરમાં હદ વગરનો સંતાપ ઉપજાવતો હતો. દિવસનો પોણો ભાગ તેને કાગળો, બીલો, અને સંધેસાઓની મોકલ ચાકલમાં ખડે પગે ગુજારવો પડતો હતો; અને ખાસ કરીને 'મેલ' જવાને દિવસે તો રાતના નવથી દસ વાગા સુધીબી હિસાબો તપાસવાનુ, અને ચોપડાઓ લખવાનુ, અને કાગળોની નકલો ઉતારવાનુ તેનુ વહીતું જારી રેહતું હતું, કે તેથી થાકી ગયલાં તેનાં આંગળાંમાંથી તેની કલમબી શરી પડતી હતી! આખા દાહડામાં માત્ર એકજ કલાક તેને જમવાનો મળતો હતો, અને તેમાંબી વારંવાર એટલી ભાગ તુટ થતી હતી કે તેથી આખરે તેની તંદરોસ્તી ઉપર માઠી અસર થયા વીના રેહી નહી. વળી સાંજે કામ પુરૂં કરીને કોટમાની પોતાની પેહેડીમાંથી ચાલતો તે બાપડો છેક ધોબીતળાવ વેર આવતો હતો કે જ્યાં ત્રીજે માળે આવેલા એક નાધલા પાછલા ઓરડામાં તેનુ રેહવાનુ, ખાવાનુ, અને સુવાનું, સઘળુંજ થતું હતું. એ સઘળાં છતાંબી ખરેખરી માનપૂર્વક ધીરજ અને મકમપણાથી તેણે આ પોતાની મજાહ વગરની હાલત વેઠી. તે હમેશનોજ સુઘો અને કરકસર વાળો, એટલે પોતાની આ ટુક કમાણી પરબી તે, જોકે સગવડથીતો નહી, પણ આબરૂથી રેહી શક્યો, અને કરજ—કે જે સઘળી મનની શાંતીનુ તેમજ મનનુંબી સત્યાનાશ વાળેછે—તે કરજમાંતો તેને કદીબી પડવું પડયું નહી! તેની મુખ્ય મજાહ સાંજના એકુ બે કલાક પોતાનુ કાંઇ વાહલું વાંચન ચાલુ રાખવામાં, અથવા કાંઇ ગણિતના દાખલાઓમાં રોકાવામાં સમાયલી હતી. જોકે તેના કેટલાક ગોઠીયાઓ તો તેનો આ ગંભીર અને અંદાજાવાળો સ્વભાવ જોઇને ચીરડાતા હતા, તોપણ તેની ઉપકારી વર્તણુકે, તેની ટેકી અને મલાહજાભરેલી બોલચાલે, અને કામકાજમાં તેણે હંમેશ જાળવેલી ચોકસાઇએ તેની પેહેડીમના સઘળા સાથીઓનો માનીતો બનાવ્યો હતો, અને ઘણી વેળા ત્યાંના ભાગીયાઓએબી તેની ચાલ તરફ પોતાની પસંદગી જાહેર કીધી હતી. એ મુજબ ધીમે ધીમે દીનશા પોતાની બદલાયલી હાલતનું દુખ ભુલતો ગયો, અને જાથુકના રોકાણમાં રેહી, ગુજરેલા વખતની પોતાની મોટાઇ અને મોજના દુ:ખદ વિચારોને દબાડી નાખતો રહયો. એ ત્રણ વરસો એમ નીકળી ગયાં, અને દીનશાનો પગારબી હળવે-હળવે વધીને એટલા અરસામાં ૩૬૦) સુધીનો થવાથી તે હવે સારાં સુખની જીંદગી ગુજારતો થયો. પણ એટલા વખતની તેની જારી રહેલી હેજગારીએ તેના અસલથીજ નબળા રહેલા બાંધામાં છુપા રોગની શરૂઆત કીધી, અને અવારનવાર જે માંદગી તેને લાગતી હતી તે રખેને દવાનો ખરચ કરવો પડે એવી ધાસ્તીથી તેને ચલાવ્યા કીધી હતી. વળી દીનશા જેમ બોલીમાં અને વર્તણુકમાં તેમજ દેખાવમાંબી એક પાકો ગૃહસ્થ હતો એટલું સેવટે જણાવી—આપણે હવે એક બીજા પુરૂષનાં બયાન ઉપર આવીએ.

"મોતીશાની પેહેડીના" વડા ભાગીઆ રતનજી મોતીશા અતીઘણા તવંગર હતા; પણ એ હાલતમાં તેવણ એક સાધારણ ઉઘરાણી કરનાર તરીકેની હલકી હાલતમાંથી ચહડી ગયા હતા. એવી ચહડતી હાલતમાં આવવાને તેવણને જેટલી તેવણના કીસમતે તેટલીજ જાતી ચંચળાઇ એબી યારી આપી હતી; કેમકે તેવણે સઘળી તરેહનો કારભાર હીમતથી તેમજ ડાહપણથીબી ચલાવ્યો હતો. પણ એ બુલંદ હાલતમાં તેવણે પોતાની અસલ હાલતની હલકાઇ તજી દીધી નહી હતી. તેવણ અસલનાજ જેવા આપમતલબી, નીચ, તોછડા, અને નિર્દય હતા. તેવણની મુખ્ય નેમ પૈસા મેળવવાની હતી; એ શીવાય તેવણ બીજુ કશું જાણતા હતા નહી કે બીજાં કસાંની પરવા કરતા હતા નહી. હવે પૈસા મેળવવાના લોભ પછી તેવણમાં બીજો લોભ એ ઉપજ્યો કે પદવી મેળવવી. અને એવો આપસ્વાર્થમાં રોકાઇ રહેલો જે માણસ હોય તેનાં ચકમકી હૈડાંમાંથી કોઇકાળેબી માયા કે ઉદારતાની લાગણીની એક ચીનગારી નીકળે નહી એમાં અજબ શું હોય? માત્ર પૈસા-પુંજનારાઓનુ ટોળુંજ હમેશાં તેની ભક્તીમાં તેની પુઠે દોડતું હતું, પણ તેઓ શીવાય બીજા સઘળાતો તેની

તરફ ધીક્કારથી અથવા નહીતો હેબતથી જોતા હતા. એજ પેહેડીના એક મરણ પામેલા ભાગીઆની વિધવા સાથે તેવણ પરણ્યા હતા, અને તેણીથી તેવણને જે ઘણાં ફરજંદો થયાં હતાં તેમાનુ એકજ જીવતું રેહી શક્યું હતું. એ ફરજંદ એક ઉંચા મનની અને ઉદાર તેમજ દયાળુ દીલની દીકરી હતી કે જેણીને આ લોભા અને મોટાઇ મેળવવા ચાહનારો પિતા કોઇ ખેતાબી દમામવાળા શેઠીયાને ત્યાં પરણાવીદેવા ચાહતો હતો. એવી ચકચકતી નેમ ઉપર રતનજીની આંખો જાથુકની આતુરતાથી લાગી રહી હતી. પોતાની દોલતનો ઝરો કોઇના ખેતાબી દમામ ઉપર વેહેતો કરવાને તે ઇંતેજાર હતો. રતનજી કદે ઠીંગણાં પણ આંગે ફેલાયલા અને ચરબીદાર હતા. કાંટા જેવા ઉભાં રૂવાંવાળા તેવણનાં ખોડાં કપાળ ઉપર કશું બી બુદ્ધીબળ નજરે પડતું ન હતું, તેમજ તેવણનો કઠોર અને સખત ચેહેરો, ઉપર જણાવેલી ખાસીએતો શીવાય બીજી કોઇબી સારી ખાસીએતોની ગવાહી આપતો ન હતો.

એવા તે શખસ હતા કે જેવણ એક દિવસે પોતાની ગાડીમાંથી ઝડપથી ઉતરવા જતાં પેહેડીનાં બારણાં આગળજ પડી ગયા, અને તેથી તેવણની જમણી ઘુંટી અને ખભાંને ઘણી સખત ઇજા થઇ. એ અકસ્માતથી થયલી ઇજાએ તેવણને ઘણો લાંબો વખત સુધી પટેલના મોહલ્લામાં આવેલાં તેવણનાં મોટાં ઘરનાં બીછાનામાં અડેલા રાખ્યા. પણ કામકાજપર ધ્યાન આપી શકે એવી હાલતમાં જેવા તેવણ આવ્યા તેવોજ તેવણે હુકમ આપ્યો કે દરરોજ સહવારના બે કલાક દીનશાએ તેવણને ઘેર જઇને સઘળી બાબદના હેવાલથી તેવણને વાકેફ કરવા, અને વળી પેહેડીનો હિસાબ કેતાબબી સઘળો તેવણને દેખાડવો. પણ એ કામતો ગરીબ દીનશાને ઘણોજ કંટાળો આપનારૂં થઇ પડયું. જુવાનીથી મળેલી સખત કવાએદે ઘણીક તરેહના સ્વભાવો વેઠવાની તેણે તબે પાડી હતી, અને તો પણ આએ વેળા રતનશાને સંભાળી લેતાંતો તેના 'જીવને પુછવુંજ પડયું.' તેવણનુ ધરપચ્યું અને ચંચળ મન આ અણચીતી રીતે અણગમતાં કેદખાનાંનાં પડવાથી તેવણનો અસલનો ચીરડાઉ અને તુમાખી સ્વભાવ એવડો તુફાની અને ઉશકેરઇ જતો બન્યો. દીનશાએ હવે તો ખચીત એ પોતાની ચાકરીને તજી દીધી હતે, પણ એક બનાવે તેને તેમ કરતાં અટકાવ્યો, અને તે બનાવ રતનશાની દીકરી મેહેરબાઇની જાથુકની હાજરીનો હતો, કે જેણીનો મધુર અને નમ્ર ચેહરો જોતાંજ, રજા લેવાનો જે ઠેરાવ કરીને દીનશા તેણીના આપખુદ અને વિકાળ પિતાની પાસે આવતો હતો, તે પીગળીને ગુમ થતો હતો. રતનશા હટ લેઇને તેણીને દિવસનો મોટો ભાગ પોતાની પાસેજ ગુજારવા કેહતા હતા, અને જ્યારે દીનશા તેવણને મળવા આવ્યો હોય ત્યારેબી તેણીને ત્યાંથી ચાલી જવાની રજા મળતી નહી હતી. દીનશાએ જે પેહલવેહલી નજર તેણીની ઉપર નાખી તે ઉપરથીજ તેની ખાત્રી થઇ કે મેહેરને તેણે પોતાના સારા વખતમાં ઘણી વેળા મોટે ખાંચરેના મેળાવડાઓમાં જોઇ હતી. પણ **હવે તો** તેણીને તે સેજબી ઓળખે છે એવી કશી નીશાની તેનેથી થઇ શકી નહી; અને તેણીનેબી એવીજ કાંઇ યાદ ઉપજતાં, તેણીએબી ઠેરાવ કીધો હતો કે તે આગલા બનાવો સઘળા વીસરી જઇ દીનશાને તેણીએ જાણે પેહેલવેહલોજ જોયો એમ વર્તવું. એવી તેણીની ચાલને માટે અલબત્તાં તેનેથી મેહેરને કસો ઠપકો તો અપાઇ શકાયો નહી, તોપણ તેથી તેને અતીઘણો સંતાપ અને દુઃખ ઉપજવા વગર તો રેહ્યુંજ નહી. પણ મેહેરે તેની પડી ભાગેલી હાલતને હીણી છે એવો વિચાર કરવામાં તે તેણીને કેટલો ગેરઇનસાફ કરે છે તેનો કંઇબી ખ્યાલ તેને આવી શકયો નહીં! મેહેરે તેને બીલકુલ ધીકાર્યો તો હતોજ નહીં, પણ માત્ર રતનશાના ત્રાસને લીધે કશોબી મિત્રાચારીનો આવકાર દેવાની તેણીની છાતી ચાલી નહી હતી. અને શરૂઆતમાં તેણીએ અજાણી રેહવાનો માર્ગ અખત્યાર કીધો એટલે પછી તેજ માર્ગને વળગી રેહવા શીવાય તેણીને છુટક રહ્યો નહી. પણ તોબી તેથી, જે મિત્ર વગરના ગરીબ, અને રાંક ગુમાસ્તાને તેણીનો પિતા, એક આબરૂદાર અને વિશ્વાસુ ચાકર તરીકે નહીં, પણ

એક કમીના મજુર તરીકે ગણુતો હતો, તેની તરફ ઘટતી દીલસોજીથી તેણીનુ જીગર ઉછળવા વગર તો રહ્યુંજ નહી. દરરોજ તેણી તેને જોતી ગઇ, અને દરરોજ તેણીનુ કોમળ હૈડું તેની ઉપરની માયાથી ધડકતું ગયું; અને માયા ને પ્યાર વચ્ચે તો સગાઇજ હોય છે. રતનશાના વિક્રાળ અને દીનશાના રાંક મીજાજ વચ્ચે કેટલો બધો ફરક તેણીની નજરે દેખાયો, અને તેથી દીનશાને પોતાને કેટલો લાભ થયો! અને વળી તેણીએ એવુંબી જોયું કે જે હાલતમાં દીનશા હમણાં હતો તે એવી કે તેમાંથી એક માણસની ભલા યા બુરા ખવાસની સાબેતી મળી આવે. અને અંતે એમજ બન્યું, કે તેણી રતનશાને ઘરના બીજા નોકરો કરતાં તેણી દરરોજ તેની તરફ કાંઇ જુદીજ તરેહની લાગણીથી જોએછે એવો કાંઇ ખ્યાલબી દીનશાના મગજમાં ઉપજી શકે, તેની આગમચજ તે તેણીની અત્યંત ઇંતેજારીનુ—બલકે તેણીના પ્યારનું—મુળ થઇ પડયો. વળી તેનો ભેજાંખાઉ શેઠ કાંઇ નવીનવી બાબદોના હજારો સવાલોથી તેનુ ધ્યાનબી એટલું તો રોકી રાખતો હતો કે એવી કાંઇ બાબદ બારીકીથી તપાસવાનો તેને અવકાશબી મળે નહી. એમ લગભગ ત્રણ મહિના સુધી, અજ્ઞાન મોહબતમાં પડેલાં આ બન્ને જવાનો એકમેક સાથની હાજરીમાં દરરોજ એકુએ કલાક આવતાં ગયાં. દીનશાને થોડોજ ખ્યાલ હતો કે તેણીના પિતાની તેની તરફથી સખત અને ક્રૂર ચાલ જોઇ મેહેરનાં દીલમાં કેટલું દુઃખ ઉપજતું હતું; અને વળી તેવી ચાલ નહી ચલાવાની મજબુત અરજો જે તેણી તેની ગેરહાજરીમાં પોતાના પિતાને કરતી હતી તે વિશેબી બીનવાકેફ હતો. અને બાપડા રતનશાના પોતાનાં ભેજામાંતો એવોજ વિચાર દોડતો હતો કે દોલતની તેમજ સ્થિતિની જુદાઇ ધરાવનારાં બે જવાનો એકબીજાં તરફ મોહબતનીતો શું પણ મમતાની લાગણીબી ધરાવી શકેજ નહી.

એક દાહડે સાંજે દીનશાને બીજીવાર રતનશા પાસે પેહેડીનાં કાંઇ અગત્યનાં કામે જવું પડયું, કે જેવણ એક 'ઇઝીચેર' ઉપર અલેટાયલા હતા. અને જેવણના એક હાથપર મેહેર બેઠેલી અને બીજા હાથપર મેવાની રકાબી અને શરાબનો શીસો મુકેલો હતો. આખા દાહડાની મેહનતથી થાકેલો, અને વળી ઝડપથી ચાલી આવેલો, એટલે અલબત્તાં દીનશા ઘણોજ થાકેલો અને બીમાર દાસ્યો.

"કેમ ભાઇ, વળી શું કેહવા આવ્યા?" તેને જોતાંજ રતનશા જોશ અને ઝડપથી બોલ્યા, અને તેજ ઘડી તેવણે પોતાનો હાથ, દીનશાએ આપવા કાહડેલું એક કાગળ લેવા આતુરતાથી લાંબો કીધો.

"હું! ઠીકછે! થોડોવાર બેસો જરા ત્યાં!" તેવણે કહ્યું. દીનશાએ તેમ કીધું. મેહેર જે બેસીને વાંચતી હતી તેણીએ, દીનશાનો સુસ્ત અને ફીક્કો ચેહેરો જોઇ, પોતાના પિતાના કાનમાં પુછયું—"બાવાજી, દીનશા ઘણાજ થાકેલા દીસેચ; જરા વાઇન એવણને આપી જોઉં?"

"હા, હા," રતનશાએ પોતે ઉખેડેલાં કાગળમાંથી નજરબી ખીસાડયાવિના ઉતાવળમાં જવાબ દીધો. મેહેરે તુરતજ વાઇનનુ એક ગલાસ ભર્યું; અને દીનશા માનપુર્વક નમીને જેવો તે લેવા આવ્યો, તેવીજ તેની આંખો તેણીની આંખ સાથે મળી; તેણીએ તો તુરત તે ખીસાડી નાખી, પણ તેને તેનો એક વીજલીક આંચકો લાગે તે આગમચ તે ખીસી શકી નહી; તે ચશમ તેણે જોઇ, એટલે જાણે તેનાં મમતા અને લાગણીથી ભરેલાં જીગરમાની સળગી ઉઠનારી ચીજો ઉપર આતશની એક અણચીતી ચીનગારીજ છુટીને પડી. તે ચશમેજ તેમની જીંદગીનો નસીબો કાયમ કર્યો. જે સુરંગ લાંબા વખતની ખોદાયલી હતી તે અણધારેલી રીતે આખરે સળગી ગઇ. અને તે ગુચવડામાં પડેલો ગુમાસ્તો લથડતા પગે જેવો ખુરશીપર જઇને બેઠો તેવું તેને એમજ લાગ્યું કે ઓરડામાની સઘળી ચીજો તેની આસપાસ ફરેછે. એતો તેઓ બન્નેને માટે સારૂં થયું કે રતનશા પેલાં કાગળનાં વાંચનમાં ઘણાં ધ્યાનથી રોકાયલા હતા કે જેમાં ઘણીજ નાપસંદ ખબર આવી હતી, અને તે એ હતી કે જે માલ તેવણે ઘણી મોટી રકમ

રોશાને એક હાથ કર્યો હતો તેજ માલનાં ત્રણ વાહણો અણચીંતાં આવી પુગ્યાં હતાં. દીનશાનાજ જેવા ગુંચવડામાં પડેલી મેહેરેબી પોતાની ખુરશી બારી પાસે ઘસડી લેઇ જઇ તેને પીઠ કરી બેસી વાંચવાની ઘણી કોશેસ કીધી, પણ ફોકટ. તેણીનુ માથું જાણે વંટોળીઆમાં ભમતું હોય એવું થયું.

" મેહેરી, લાવ માહરી ડેસ્ક, જલદીથી, " તેણીનો પિતા અંણચીતો બોલ્યો.

"નહી બાવાજી તમે તે નથી કીધું," એમ, ગુંચવાયલી મેહેરે કાંઇ ઢંગ વગરનો જવાબ આપી દીધો.

"માહરી ડેસ્ક લાવ મેહેરી, તું સમજેચ કે નહી?" તેણીનો પિતા ફરીથી જોસમાં બોલ્યો; જોકે હજીસુધી તેવણનુ સઘળુ ધ્યાન તો પેલાં કાગળમાંજ લાગી રહ્યું હતું કે જે કાગળે તેવણને ખબર આપી હતી કે સહવારે ઉઠયા તે કરતાં પાંચ છ હજાર રૂપીયાના ગરીબ થઇને તેવણને આજે સુવા જવું પડશે; અને તેથી તેને એવીબી ખબર નહી પડી કે છેલ્લી બે ત્રણ ઘડીમાંજ, ખુદ તેની નજર સામે, એવો બનાવ બન્યો હતો કે જે, ખેતાબી ખાનદાનમાં પોતાની બેટીને પરણાવીને મોટાઇ મેળવવાના તેના સઘળા ખ્યાલી અને ફોકટના સ્વપનાઓનો હમેશ સુધી અંત લાવી નાખે!

મેહેરે હવે તુરતજ તેવણે માગેલી ચીજ લાવી આપી; અને પછી, દીનશાની આંખો ફરી પાછી નહી મળે તેની સંભાળ રાખી બીજીજ તરફ નજર રાખી પોતાના પિતાના કાનમાં બે ત્રણ બોલ કહી તેણી ઓરડામાંથી ચાલી ગઇ. દીનશાની છાતી તો ઝડપથી ધડકતી હતી; જ્યારે રતનશા, કે જેવણ હવે પેલી ખોટના સમાચારથી ઘણાજ જહનુની બની ગયા હતા, તેવણે તેને કઠણ અવાજે હુકમ આપ્યો કે તેણે તુરતજ પાછું પેહડી ઉપર જવું અને બીજે દિવસે સહવારે સકારે પેલાં કાગળનો જવાબ લેવા તેવણ પાસે પાછું આવવું.

પોતે પગપર ઉભો છે કે માથાં ઉપર તેનુબી ભાન રાખવા વગર દીનશા ઉતાવળથી તેવણને સલામ કરીને બાહેર નીકળી પડયો. સઘળા તુફાની જુસ્સાઓથી ઉસકેરાયલો તે જાણે પેહેડી સુધીના રસ્તાપરતો ઉડતોજ ગયો, અને જે પોતાની ટેબલ ઉપર તે આજે મોડી રાતસુધી લખવાનુ કામ કરનાર હતો ત્યાં તે બેઠો ત્યારે તેને જણાયું કે એક હરફબી બાધરો લખી શકે એવી હાલતમા પોતે નથી. મેહેરના દેખાવનો સાર સમજવામાં તેણે ભુલતો નહી કીધી હોય? પણ એમ બનેજ નહી. કેમકે ત્યારપછીની તેણીની વર્તણકે તેની ખોલ્લી ગવાહી આપી હતી. અને હવે ધીમે ધીમે જેમ જેમ તે પેલા બે ત્રણ મહિનાની બાબદો યાદ કરતો ગયો તેમ ઘણાએક નવા નવા બનાવો યાદ આવી મેહેરની આજની ચાલને નવા આકારમાં મુકતા ગયા. "ઓહો!" લાંબો વખત સુધી ખ્યાલો દોડાવીને, પોતાની હજી સુધી નહી વાપરેલી કલમ ખાલી મુકતો દીનશા મન સાથે બોલ્યો, "ખોદા જાણે મેહેર શાનો વિચાર કરતી હશે? ખરેખર મનેતો જાણે એક દિવસનું સ્વપનુજ આવ્યું છે! એમ ખરેખરતો બની **શકેજ નહી!** ને તોબી એમાં મેં ભુલ કેવી રીતે કીધી? **ખોદા** જાણેચ કે મેં જે ઘણી હેજગારી તે દાહડે કીધી હતી તે શીવાય બીજી કોઇબી ચીજ મને ઉશકેરે અથવા મને કઢંગો બનાવે એવી મેં લીધી હતી નહી! અરે પણ એનો વિચારબી હું કેમ કરી શકું? મેહેર, લખોપતી રતનશા મોતીશાની એકપુરી દીકરી મેહેર, પોતાના પિતાના એક ગુમસ્તાને ચાહે! છટ–છટ! એમ બનેજ નહી! આવતીકાલે સહવારે હું એ વિશેનો વિચાર કરશ." એમ દીનશા પોતાના મનમાં વિચારતો ગયો; અને અવારનવાર લખતાં, થોભતાં, અને મનમાં બોલતાં જ્યારે ઘણોજ મોડો વખત ગુજરી ગયલો તેણે જોયો ત્યારે તે સાચા ઉમંગથી પાછો પોતાને કામે વળગ્યો. દશની ટકોરી પડી નહી ત્યાં સુધી તેણે પોતાની ટેબલ છોડી નહી; અને ત્યારથી તે પોતાને ઘેર જઇને બીછાનામાં આળોટયો તેટલા વખતમાં પાંચ મીનીટબી ભાયગે ગુજરી હશે એવું તેના ઉશકેરાયલાં ભેજાંને લાગ્યું.

બીજે દીને સહવારે તે પોતાના શેઠનાં ઘરમાં ઉદાસ મને અને ધડકતી છાતીએ ગયો, પણ તેની ઉશકેરણીમાં વધારો કરવાને મેહેર ત્યાં નહી બેઠી હતી એવું જોતાંજ તે સાંત પડયો. પણ તે તે ઓરડામાં ઘણો વખત બેઠો નહી એટલામાં તો ઘરના દુરના ભાગ પર આવેલી એક અગાશી ઉપર મેહેરને ફરતી તેણે જોઇ કે જેણી ત્યાં મુકેલા ફુલના રોપાઓની જતન લેતી હતી. જેમ જેમ તેની આંખો તેણીના શોભીતા આકાર તરફ દોડતી ગઇ તેમ તેમ, કેવા નબળા પાયા ઉપર તેણે પોતાની ચકચકીત ઉમેદોનો કોટ રચ્યો હતો તેનાં બેહુદાપણાંનો વિચાર આવતાંજ, દલગીરીની ધીમી હાઃએ તેને મોહડેથી બાહેર પડતી ગઇ. પણ તેજ વખતે પોતાના શેઠને મોહડેથી બાહેર પડતા તાકીદના હુકમોએ તેનુ ધ્યાન ખેંચ્યું; અને ટુકમાં, ત્યાર પછી આઠ દિવસ સુધીની મેહેરની ગેરહાજરીએ, તેમજ પેહેડીમા, એક દેશાવરના આડતીયાના ભાગી પડવાથી, નીકળેલાં અતીઘણાં કામનાં દબાણે, દીનશાની સાંત સમજ પાછી ઠેકાણે આવી, અને તેને દુઃખ દેનારી વાહલીનો હંમેશનો નજરે પડતો દેખાવ તેની આંખો સામે આવીને ઉભો રેહતો બંધ થયો. તોપણ ત્યાર પછીની તેમની મુલાકાતની વખતે પોતાની મોહબતી લાગણીઓનાં જે ખોલ્લાં—ઘણાંજ ખોલ્લાં ચિન્હો મેહેરે પાછાં દેખાડયાં, તેથી તેની આગલી ઉશકેરણી નવેસરથી તાજી થઇ, અને શક, આશાઓ અને ધાસ્તીઓના જે ઉભરામાંથી તે તુરતનોજ બાહેર નીકલ્યો હતો, તેમાં તે પાછો ડુબી પડયો. રતનશાને ઘેરની તેની દરરોજની મુલાકાતો તેને નવીનવી નીશાનીઓ દેખાડતી ગઇ કે મેહેરનાં જીગરમાં તેની ઉપરના ચાહાનો કબજો કેટલો મજબુત બેઠેલોછે' અને ખરેખર એક માણસ જે એકલો અટુલો અને આ જગતનો ધીકાર ખમતો રહયો હોય, તે જ્યારે પોતાને એક અબળાના એવા સાચા, ઉલટભર્યા, અને બીનસ્વાર્થી પ્યારનુ કારણ બનેલો જોય ત્યારે તેનાં દીલમાં આનંદની કેવી ભરતી ઉછળી હશે. અને જે ચાલ આએ વેળા મેહેરે ચલાવી હતી તે શું કોઇબી રીતે અજબ જેવી અથવા કઢંગી હતી? નહી. તેણી જે ઉમદા અને ઉદાર લાગણીઓ ધરાવતી હતી તે લાગણીઓની મદદથી, તેણીએ જોયું, કે જે જુવાન સખસને બુરાં કીસમતે દુખની અને હેજગારીની જીંદગીમાં નાખી દીધો હતો તેનામાં સરસમાં સરસ ઇનશાની સ્વભાવતો કાયમજ છે; તે તેણીના પિતાની ઘાતકી અને જુલમી વર્તણુકને ધીરજથી અને ટેકથી સહન કરેછે—અને કદાચ **તેણીનેજ** માટે સહન કરેછે: તેનું મોટું દીલ સઘળી પાંતીની બદબખ્તી ઉપર જીત મેળવેછે; તેની આંખમાં, તેના દેખાવમાં, તેની ચાલચલણમાં, તેની હાલની હાલતને છાજે તે કરતાંબી વધારે બુલંદ પ્રકારની ખાશીએતો નજરે પડેછે; અને છેલ્લે, પણ સઉથી ઉપરાંત, તેણીએ એમબી જોયુંકે દીનશા જેમ એક ગૃહસ્થને છાજતી ચાલ ચલાવતો હતો તેમજ તેનો **દેખાવબી** એક ગૃહસ્થને છાજતો—સોભીતો અને ખુબસુરત હતો; અને તેથીજ, એવી તેની સઘળી ઉતમ ખુબીઓ ઉપર તેણીનું દીલ ફીદા થયું હતું.

એમ ત્યારે, એવુંજ બન્યું કે બનાવ અને સ્થિતિની સઘળી અડચણો છતાં આ બેઉનાં જીગર એક એક સાથે મળી ગયાં. મોહબતના જાણે વીજલીક સંદેસા તેઓ દરરોજ એકબીજાને પુગાડતાં હતાં, અને રતનશાને જે ખબરો દીનશા તેવણને દરરોજ પુગાડતો હતો, તે ખબરો તરતજ પોતાનું સઘળું ધ્યાન નહી રોકતે તો, એ છુપા પેગામોની હીલચાલ તેવણબી જોઇ શકતે એવું હતું. પણ રતનશા હવે સારી હાલતમાં આવીને ચાલહાલ કરવાને શક્તીવાન થયા. તેથી તેવણે એક દિવસે દીનશાને પોતાને ઘેર નહી આવવાનો હુકમ આપી, જાણે તેને તેનાં બેહેસ્તમાં આવતોજ અટકાવ્યો. આટલા વખતમાં તે બેઉએ જો કે મોહબત વિશેની એક બોલનીબી વાતચીત નહી કીધી હતી, અથવા એકબી કાગળ નહી લખ્યું હતું, તોપણ જાણે મોહબતી પેગામોનાં સેહેંકડો પત્રો તેઓ વચ્ચે લખાઇ ચુક્યાં હોય તેમ તેઓ બન્ને એક બીજાંનાં દીલમાની ખરેખરી લાગણીઓથી વાકેફગાર

બન્યાં હતાં. તે દુઃખી સહવારે, જ્યારે તે છેલ્લોજ રતનશાને ઘેર ગયો, ત્યારે તે તેમજ મેહેરબી અતી ઘણી ફીક્કી અને ગુંચવાયલી હતી; પણ તેમ થવાના તેઓને બીજાબી સબબો હતા, એટલે રતનશા તેમનો એ ફેરફાર ચેતી શકયો નહી. મેહેરતો ઉદાસ અને ફીક્કી એમ હતી કે તેણીની માતા ઘણા મહિનાની બીમાર રહીને, હમણા ઘણીજ ખરાબ હાલતમાં આવી ગઈ હતી. અને દીનશાનેબી પકડાઈ જવાની કસી ધાસ્તી નહી હતી, કેમકે તે મોહોતનાં ડાચાંમાં ઓએ પડશે એવોબી ફીકો થાય, તોપણ તેનો સંગદીલ શેઠ તેની તબીયતની ખબર પુછે નહી એવું હતું. ઓરડામાંથી જતી વેળા દીનશાએ પોતાના શેઠને સલામ કીધી તો ખરી, પણ તેની છેલ્લી નજર મેહેર તરફજ ખેંચાઇ કે જેણી તે વેળા પોતાના પિતાની કાફી રેડવાનાં કામમાં ખરેખર, અથવા હાથે કરીને, એટલીતો રોકાયલી હતી કે પોતાના વીદાય થતા આશક તરફ તેણીથી કશુંબી ધ્યાન આપવાનુ બન્યું નહી, અને તેથી સેજ ચીડ તેમજ ધાસ્તી સાથે તેને ત્યાંથી ચાલી જવું પડયું.

ઉપર જણાવેલા બનાવને એક મહિનો ગુજરી ગયો નહીં ત્યાંસુધી એકમેકને જોવાની તેઓને તક મળી શકીજ નહી; પણ ત્યારપછી તેઓ એવે વખતે મળ્યાં કે જ્યારે તેઓને પોતપોતાની લાગણીઓ જાહેર કરવાને બની આવે— અને તે વખતનો લાભ લેવાને તેઓ ચુકયાંબી નહીં. રતનશાને પોતાના વેપારનાં કાંઇ જરૂરનાં કામસર પ્રદેશ જવું પડયું હતું, અને ત્યાં તેવણ લગભગ એક મહિનો સુધી રોકાયલા રેહવાથી આ જોડાંને ઘણી વેળા એકલાં વાતો કરવાની તકો મળી હતી.

એ વાતો શું અને કેમ ચાલી તેના તુલોતલ હેવાલ સાથે માહરી તવારીખને કામ નથી. એતો એક જાણીતી કેહવતછે કે " જ્યાં મરજી છે. ત્યાં માર્ગબી છે " અને તે મુજબ ઘણા થોડાજ વખતમાં આ બે ચાહતાં જીગરો પોતાના ખરેખરા આવભાવથી એક બીજાને જાણીતાં કરવાથી અટકયાં નહી. એ પછીની તેઓની મુલાકાતો અને પત્ર વ્યવહાર અતીઘણી મુશકેલી સાથે તેઓથી ચાલુ રખાયો. પોતા વચ્ચેનો સંબંધ રતનશાથી અને તેને ખબર પોંહોંચાડનારા ખુસામતીઆઓથી છુપો રખતાં ભારે મોટું ખાનગીપણું અને ચોકાસી તેઓને જાળવવી પડી. બાપડી મેહેરતો એવીજ ઉમેદથી ફુગાતી રહી કે ઘટતે વખતે તેણી પોતાની માતાને તે વિશે વાકેફ કરશે, અને તેણીની મારફતેજ પોતાના સંગદીલ પિતાને પીગળાવામાં ફતેહ પામશે.

એ બાદ ત્રંણેક મહિના વીતી ગયા એટલે એક દિવસે રતનશા પેહેડી ઉપરથી આવીને ઘણાજ હરખાતે દેખાવે અને મલકાતાં મોહડાંએ જમવા બેઠા. એ હરખનુ કારણ શું હશે તેની સમજ મેહેરને પડી શકી નહીં; પણ તેણીએ એવી કલ્પના કીધી કે રતનશાને પોતાના કોઇ સટ્ટાબાજીના કારભારમાં મોટો તડાકો પડયો હશે. વળી તેવણ અવારનવાર પોતાની દીકરી તરફબી ચુંચી આંખે મલકાઇ મલકાઇને જોતા ગયા, કે જાણે તેવણ તેણીને સઘળી બીનાથી વાકેફ કરવાને ઇછતા હોય તેમ, અને તે એવી આશાથી કે તેથી જેમ તેવણને સંતોષ ઉપજતો હતો તેમ તેણીનેબી ઉપજશે. તેઓ બન્ને એકલાંજ જમીતો રહ્યાં; અને જ્યારે મેહેર પોતાની વધારે બીમાર થયલી માતા આગળ જવાને માટે ઉઠતી હતી ત્યારે રતનશાએ તેણીને થોભાવીને પાછી બેસવાની ઇશારત કીધી.

" મેહેરાં, દીકરી મેહેરાં, " તેવણ પોતાનાં ગલાસમાં દારૂ રેડતા હસ્તે મોહડે લાડથી બોલ્યાં " મને આજે એક જણ સાથે—હં-હં— વાત થઇ— હંહં, કે જેમાં—હંહં— દીકરી મેહેરાં જેમ— હં-હં-તુને તેમજ મનેબી ઘણુંજ—હં હં—અતીઘણું લાગતું વળગતું છે."

" ખરેખર, બાવાજી ? " મેહેરે અજાયબી દેખાડી પુછયું " પણ નહીં, તમે તો ઢોંગ કરતા હશો! તમારી પેહેડીનાં કામ સાથે મને શું લાગેવળગે ? "

" શું લાગેવળગે ? આહા, માહરી દીકરી! માહરી પેહેડીનાં કામ સાથે શું લાગેવળગે ? "

તેવણ હસ્તે ચેહેરે તેણીના સાદની નકલ કરતા બોલ્યા, "હં, એટલું બધું કે? અરે દીકરી મેહેરાં! માહરી સાથેબી એવી ભટાઇ કરવાની તું છોડતી નથી? તું બરાબર સમજેચતો ખરી કે માહરા કેહવાની મતલબ શું છે!" એમ તેણીની તરફ હવે ઘણી પક્કઇથી પોતાની આંખો ઠેરવેલી રાખી તેવણ બોલ્યા, પણ તેમ કરતાં તેવણે જોયું નહીં કે તેણીનાં મોહડાંપર કેવો ફિકાસ પુથરાયો હતો, અને તેણીનાં આંગમાં કેવી નહીં દબાય એવી ધ્રુજરી પેદા થઈ હતી. તોપણ બીજીજ પલે તે ફેરફાર તેવણની નજરે પડયો. "હં એમજ એમજ! આજની જુવાન દુકતીઓનાં એજ કૌતકો છે! જાણેકે રાંડો કદી પરણવાની હોયજ નહીં, તેમ જરાબી વરોની વાત કાહડી એટલે એવાજ દેખાવો કરવાની! કોણ જાણે એમ કરવામાં તમે લોકો શોભા સમજોચ કે શું?

"બાવાજી," મેહેર હવે દલગીરીથી હસી, અને મોટી મુશકેલીથી, પોતાના હોઠ આગળ લીધેલાં દારૂનાં ગલાસમાંનાં ટીપાં ધીમે ધીમે ગળાંમાં ઉતારતી, બોલી "તમે હવે કેવી મજાક માડી બેઠાચ!"

પણ એના જવાબમાં જ્યારે પોતાના પિતાના એવા બોલો તેણીએ સાંભળ્યા કે—"હવે એ વિશેની ખેંચતાણ કરવાનુ કાંઇબી કારણ નથી, કેમકે એ વાત હમો વચ્ચે હવે ઘણી આગળ વધી છે,"—ત્યારે તો તેણીને જાણે એક વીજળીનોજ આચકો લાગ્યો.

"ઘણી આગળ વધી છે! એ શું બોલોચ બાવાજી?" તેણીએ દબાયલા અવાજે પુછયું.

"હા દીકરી, હું ફરીથી કહુંચ કે એ વાત હવે ઘણી આગળ વધી ચુકીછે. જેબી કામનુ એક સારૂં થયું હોય આએ દુનિયાંમાં તેતો અલબત્તાં એક સાટાં તરીકે સાબેતજ રેહ; તે મેંબી આજે જે કીધુંચ તે તે સારૂંજ છે. મેહેર, તું માહરી દીકરી, માહરી એક પુરી દીકરી, નહીં વારૂં? તેથી આજ લાંબો વખત થયો હું કોઇ એવા લાયક માણસની શોધમાં હતો કે જે તાહરો ઘટતો ખાવંદ થઇ શકે, ને ઇનશાલ્લા, આજે મને તેવો એક મળ્યો; મને માહરો જમાઇ મળ્યો, સમજી કે મેહેર, ને તેબી એવો કે ધમકનો—ધાંધલનો—માનનો—ખેતાબનો—આબરૂનો—ઇજતનો, માહરી એક પુરી દીકરીને હોરમત ને મોટાઇ અપાવે તેવો! ને દીકરી, તું એક ગમથી પરણી એટલે બીજી ગમથી હું શું કરીશ તે તું જાણેચ? હું તુને સારી જેવા પૈસાની થેલી આપીશ ને પછી કામકાજ છોડી દેઇને એકાંતમાં માહરી જીંદગી ગુજારીશ. કેમ મેહેર, શું ધાર્યું? આએ ખબર કેવી? છાતીમાં હરખ ઉપજેચ કેની?"

"**શું ધાર્યું**!બા—બાવાજી, હું—હું—હું શું—" આ જુવાન અબળા લથડતા અવાજે બોલી, અને તેણીનો ચેહેરો તેણીના રૂમાલના જેવો સફેદ બન્યો કે જે તરફ તેણીની આંખો હમણાં ખેંચાયલી હતી, અને જેને વળ આપવામાં તેણીનાં આગળાં હમણાં રોકાયલાં હતાં.

"કેમ—મેહેર! શું છે? એમ કાંય—એમ કાંય કરેચ? એટલી ફીક્કી—ફ્ચ કાંય? શું હું આએ એકદમ બોલી ઉઠયો તેથી? પણ હવે જે વાત થઇ તેને વિશે હું હમણાં બોલું તેબી તેજ ને પછી બોલતે તેબી તેજ, જે કીધું તેતો કરવાનુંજ! વાસ્તે એવી નબળાઇ દેખાડવામાં શું ફાયદો છે મેહેર? ઉઠ દીકરી, એમ આવ, મને એક કોટી કર, હવે વળી તું પરણીને જશે ત્યારપછી કંઇ આપણે રોજ મળવાનાં છીએ?"

પણ તેણીએ તો ખુરસીપરથી ઉઠવાની કાંઇબી કોશેસ કીધી નહીં, તેથી આખરે તેવણજ ઉઠીને તેણીની પાસે ગયા.

"અરે એનું ભલું થાય એનું! આએ શું આપદા! દીકરી, તાહરા નાંધલા હાથ તો થંડા ગાર જાણે બરફ! મેહેર—મેહેર," તેવણ તેણીના ગાલ ઉપર પોતાનાં આગળાં મારતા બોલ્યા, "એ શું ચેડાં! એમ કરીને મને અમથો બીધરાવેચ કે હા, ખરેખર એમજ દીસેચ!" પણ હજી જેમ જેમ મેહેરનો ફીકાસ વધતો ગયો, અને તેણી સેજ બેધ્યાન જેવી થતી ગઇ તેમતેમ તેવણની ધાસ્તીમાંબી વધારો થતોજ ગયો. "જો હવે"—એટલું બોલીને અટકી જઇ તેવણ તેણીની તરફ ઇંતેજારીથી જોવા લાગ્યા, "કોણે

ધાર્યુંતું કે તું એટલી ગભરાટમાં પડશે? ચાલ દીકરી ચાલ," તેણીની પીઠ ઠોકતાં હવે તેવણે કહ્યું, "આપણે બે ઘડીની રમુજ કરીએ તેમાં શું હોય? બાવા જરા કોઇ દાહડે હશે નહીં?"

"બાવા—બાવાજી!" તેણી હવે, અણચીંતી પોતાની આંખો ઊંચકી રતનશા તરફ જોતી અને તેવણના હાથ મજબુતીથી દાબીને પકડતી, ગું- ગળાયલા અવાજે બોલી, "ત્યારે એતો ફક્ત **રમુજ**—રમુજજ હતી—કેની—" પણ એમ બોલતાં તો તેણી પાછી ધીમે ધીમે લથડતી ગઇ અને અંતે, રતનશાના બેહદ ગભરાટ વચ્ચે, બે- ખબર થઇને ખુરસી ઉપર પડી. તેણીને પાછી ઊંચકીને પોતાના હાથમાં દાબી રાખી રતનશા- એ મદદને માટે મોટેથી બુમો પાડી, એટલે બી- જીજ ઘડીએ ચાકર નફ્ફરો દોડી આવીને તેણી- ની સારવારમાં પડ્યા. પાણી છાંટવાના, અને કોલોન વાટર'ના સેહેલા ઉપાયોની ધામધુમ, ચાલી, અને તેથી જેવી મેહેર સેજ શુદ્ધી- માં આવી તેવીજ તેણીને તેણીના ઓરડા- માં લેઇ જઇને સુવાડવામાં આવી; અને ત્યારપછીનો સઘળો વખત; રતનશાએ ગું- ચવાયલી અને ગભરાયલી એકાંત હાલતમાં પુરો કાઢ્યો. પણ એવા ગુંચવાડામાં કીધેલા વિચાર પછાબી તેવણ જે અનુમાન પરઆવ્યા, તે એજ હતું કે તેવણની દીકરી બેહદ ખુશાલીની આ ખબર સાંભળીને એવી બીમાર થઇ ગયલી હોવી જોઇએ; માટે હવે બે ત્રણ દિવસોનો ગાળો ના- ખાને પોતે એ વાત પાછી છેડવી. ખરી બીનાં જે બની તેતો એ હતી કે તેવણે તે દિવસે શેઠ ઉકરજી હીરાજી નાણાવટી સી. એસ. આઇ. નામના એક ખેતાબી લુચ્ચા સાથે પોતાની દીક- રીનો હાથ આપવા વિશેની ગોઠવણ કીધી હતી; અને તેવણનો જમાઇ થનાર તે નામદારબી બીજે આદીતવારે તેવણને ત્યાં જમવા આવનાર હતો, કે ત્યાં તે પોતાની મોહરદાર થનારી અબળાને જોય, કે જેણીને રીતમાં મળનારી દોલતની પુન- ર્થી તે પાછો પગભર થવાની, અને પોતાની શત્રુબી પુરી મજાહોમાં બેધડક સામેલ થઇ શ- કવાની ઉમેદ રાખતો હતો. રતનશાની અંજાઇ ગયલી આંખોતો બીજું કાંઇજ નહીં પણ ઉકર- જીનો ખેતાબી દમામજ જોઇ રહી હતી, અને તેવણ એમજ સમજ્યા હતા કે બેંકમાં પોતાનો અવેજ બાકી રહેયોછે કે નહીં તે જાણવાની દ- રકાર કીધા વીના ત્યાંથી નાણું મંગાવાનો જેટલો હક, હોય તેટલોજ હક પોતાની દીકરીની મરજી પુછયા વીના તેણીના લગન બાબેની ગોઠવણ કરવાનો તેવણને હતો.

મેહેરે માંદગીનુ કારણ જણાવીને બીજે દિવસે સહવ.રે નાસ્તાની ટેબલ ઉપરબી પોતાનો દેખાવ દીધો નહીં, અને તેથી તેણીના પિતાને ઘણાજ ભયાનક મીજાજ સાથે પોતાની પેહેડી ઉપર જવું પડયું, કે જે મીજાજનુ દુઃખ ત્યાંના લગભગ સ- ઘળા મુનીમોને થોડું-ઘણું ખમવું પડયું. પોતા- ના પિતાથી જુદી પડયા પછી એક બે કલાક મેહેરે દીનશા ઉપર કાગળ લખવામાં ગુજાર્યા, અને તેમાં તેણીએ જે બન્યુ હતું તેનો લાંબો હેવાલ તેને જણાવ્યો. વળી બીજે દિવસે ખાનાની ટેબલ પરબી રતનશા અને મેહેર ર વચ્ચે કાંઇ ઝાઝી વાત ચાલી નહીં. તેવણ ચીહડીયેલ થઇને ચુપજ રહ્યા; અને તેણી ફીક્કી અને બેધ્યાન જેવી મુગીજ બેઠી.

"મેહેરી, એ ભૂત. શું ભરાયો તુંને?" ખાનુ પુરૂં થયું અને ચાકરો ચાલી ગયા ત્યારે રતનશાએ એકદમ સખ્તાઇથી પુછ્યું, "ગેઇ કાલના તાહરા બધાએ ચાંદનચાળા શું હતા વારૂં? કંઇ સમજાવતો ખરી."

"બાવા—બાવાજી," તેવણની ધ્રુજતી દી- કરીએ ઉત્તર વાળ્યો, "હુંબી કંઇ સમજતી નથી, પણ—પણ તમે ઘણુંજ કંઇ આડું જેવું બોલ્યા, ને તેબી એટલું અણચીંતું, ને વળી તમે દીસ્યાબી એટલા ગુસ્સામાં આવેલા—"

"છુ—છુ—છુ, છટ છટ મેહેર! એ તું બ- કેચ શું? તદન ખોટું!" તેણીનો પિતા ઘણા જોશ સાથે દારૂનું ગલાસ પોતાનાં મોહડાંમાં ખાલી કરતો બોલ્યો, હું તો બસ—હંહં—જાણે મને તો એમજ લાગું કે જાણે તેં જરા વધારે પીધો હોયની તેમ! તુને હવે થોડા વખતમાં પરણાવાનીછે. એમ હું બોલું તેમાં નુકસાન શું

હોય? દીકરી પેદા થઈને ઉછરી તે સાને માટે, પરણાવાને માટેજ કેની? બોલની મેહેરી?" એમ રતનશા હવે બોલતાજ ગયા. કેમકે આ વેળા વધારે સારી તદબીરથી અને હીકમતથી પોતાનુ કામ બજાવાનો તેવણનો ઠરાવ હતો. "મને જવાબ આપ મેહેરી!"

"બાવા તમારૂં પુછવાનું જરા અજબ જેવું તો હતુંજ નહી વારૂં!" મેહેર હવે તેવણ તરફ માયા દેખાડીને હસી અને ગમે એટલા ધ્રુજતા પગેબી તેવણની નજદીક જઈને ઉભી રેહતી બોલી, "હું એક છાલકી છોકરીની કાંણી તમારી ખબર સાંભળીને છલકાંઉંચકે નહીં તેજ જોવા તમે મને એમ કહયું તું કેની? મને શુ કામ પરણવું જોઇએ બાવા, જ્યારે તમે ને માહરાં માયબી માહરી ઉપર એટલો બધો પ્યાર રાખો ત્યારે?"

"હું!" દારૂનું એક બીજું ગલાસ ઓતતાં રતનશાએ હુંકારો પુર્યો, "ને તું એમ ધારેચ કે હમે હંમેશ સુધીજ જીવશું? દીકરી, હું તો તુને કેથે ગોઠવઇ ગયલી જોવા ચાહુચ કેમકે માહરી પોતાની તંદરોસ્તીબી—અંહં—અંહં—ઘણી સારી હમણાં—હમણાં રેહતી નથી," (રતનશાએ પોતાની આખી જીંદગીમાં, તુરતના પેલા અકસમાતની માંદગી શીવાય, એક કલાકનીબી માંદગી શું હોય તેતો જાણી હતીજ નહી;) "ને હવે તાહરી બીચારી માયાનેવાસ્તેતો તું જાણેચ—" એટલું કહી તેવણ થોડોવાર બંધ પડ્યા. "હવે કદાચ એમ ધાર મેહેરી," આ હીકમતી પેદર પાછો બોલ્યો, "એમ ધાર કે ગેઇ રાતે હુંજે બોલ્યો તે મશકેરીમા **નહી** હતું, તો પછી?"

"પછી, બાવાજી!"—

"પછી બાવાજી—ને આગળ બાવાજી!" રતનશા હવે ઝાઝોવાર પોતાનો ક્રોધ દાબી નહીં શકવાથી અપમાન ભરેલી રીતે તેણીની ચવાઇ કરતા બોલ્યા, "મને કંઇ એવાં તાહરાં કૌતકો જોઇતાં નથી મેહેરી. મેહેરી એવા ઢોંગ, એવાં નખરાં તુને છાજતાં નથી! બોલ, મને કેહ, કે કોઇ દાહડે તેં—અંહં—અંહં!" તેવણ હ્યાં અ-



ણુચીતા અટકયા, પાછું દારૂનું ગલાસ ઉંચકયું, અને તેમાંથી થોડોક ચુસી, કાંઇ અગતનો સવાલ પુછવાનો ઇરાદો રાખતા હોય એવા દેખાઇ, અને તોપણ જાણે તદન બેદરકાર હોય એવો ચેહેરો કરી પાછા બોલ્યા—"તેં કોઇ દાહડે સાંભળ્યુંચ શેઠ ઉકરજી હીરાજી નાણાવટી, સી૦ એસ૦ આઇ૦ નું નામ?"

"ઉકરજી નાણાવટી, બાવા! હા—હા, મેં સાંભળ્યુંચ તેનુ નામ ઘણી વખત. ને તેને વિશેની વાતોબી મેં અવારનવાર સાંભળીચ. તેતો કોઇ મોટો જુગારી છે, નહીં બાવા?" હવે ધીરજથી પોતાના પિતા ભણી જોઇ મેહેરે એમ પુછયું.

"નહીં—નહીં મેહેરી, એ જુઠુંછે—સદનતર જુઠુંછે—શરમભરેલું જુઠુંછે—લ્યાનત ભરેલું ખોટારૂં છે!" રતનશા પોતાનાં ઘડીયાળના છેડા સાથે લટકતાં સોનાનાં સંખ્યાબંધ સીલોને એમથી તેમ અફાળતા જહતુનમાં આવી બોલ્યા. "એવો ધકારો તાહરાં મનમાં કોઇ આપી ગયું કે શું?"

"નહીં કોઇ નહીં બાવાજી. મનેતો કંઇ અછડતું સંભળાયુંચ તે બોલુંચ—"

"ને તું એવી હેમક છે કે લોકોને મોહડેની જુઠી વાતો જે અછડતી સંભળાઇ હોય તે માનેચ? જ્યારે પેલી 'રેનડાલ્ફ રાઇટરની કં૦' ભાગી ત્યારેબી લોકો તો બોલ્યાંતાં કે માહરી પેહેડીને તેથી બે લાખ રૂપીઆનો ધસારો લાગ્યોચ. તે શું એક હડહડતું ખોટારૂં નહીં હતું? એમાંની પચાસમાં ભાગ જેટલી રકમબી મેંતો ખોઇતી નહીં! નહીં નહીં—" તેવણ થોડોવાર થોભીને બોલ્યા, "ઉકરજી નાણાવટી સી. એસ. આઇ૦ એવો નથી. તે ઘણોજ મનગમતો માણસ છે, ને વેપારી કામકાજોમાં તે ઘણો મોટો ભાગ લેછે એજ હકીકત દેખાડેચ કે તે હુશીયાર કેવો છે. ને તે સાથે લાગવગબી એનો એટલો મોટો છે! લોકો તો કેહચ કે એ કોઇ દાહડે બેરોનેટબી થશે!"

"હં એમ બાવા! ને તમે શું અને ઓળખોચ?"

"હં—હં—હા! ઓળખું ઉકરજીને? અલબત્તાં,

કાંય નહીં? હું બધાઓને ઓળખું તે શું તુને આવીને હંમેશ જણાવ્યા કરૂં! ખરેખર, ઉકરજી શેઠીઆઓમાંતો જાણે એક તુરા જેવો છે, પણ મનેતો તેની સાથે ઘણી ઓળખ છે."

"તમારી ઓળખાણ કેટલા વખતની છે બાવા?"

"કેટલા વખતની? અરે દુકતી, ઘણા વખતની, ઘણાં લાંબા વખતની! ને તે આવતા આતવારે હયાં જમવાબી આવવાનો છે"—

"હયાં જમવા આવવાનો છે? ઉકરજી નાણાવટી આતવારે આપણે ત્યાં જમવા આવે! અરે બાવા! આએ વળી તમારી બીજી મશકેરી છે કે શું?"

"માહરા પોતાના સમ મેહેર, હું મશકેરી કરતો નથી! ઉકરજી ગમે તેવો શેઠીઓ હોય, પણ હું જો ચાહુંતો તે માહરે ત્યાં જમવા આવે એમાં અચરતી સાની હોય! જો તું જોવા માગતી હોયતો હું રોજ એવા અરધો ડજન શેઠીઆઓને માહરે ત્યાં જમવા બોલાવું, ને જો તું કેહતો કોઇબી વખતે એવા છ-સાતને વેચતાબી લેઇ લેઉં;" એમ બોલી, તેવણ બદીઆનનાં પોહળાં ગજવામાં પોતાના હાથ ઘુસાડી બેઠા.

"હા બાવા, ખરી વાત છે;" સેજ હસ્તું મોંહ કરી હવે મેહેર બોલી, "હું જાણુંચ કે તમે ખરીદીતો શકો, પણ તેઓ ખરીદવાને લાયકના હોય ત્યારે કેની? પણ એવા સેંહકડો આખાખાઉ શેઠીઆઓ કરતાં એકજ મોટો વેપારી મને ખરીદી આપો તો બેહેતર!" એમ બોલી તેણી ઉઠી, અને પોતાના પિતાને ગળે વળગી એક માયા ભરી ચુમી તેવણનાં કપાળ ઉપર લીધી.

"હા—હા દીકરી, તુંબી બોલેચ તે કંઇ ખોટું નથી," છુપી ખુશાલીથી પોતાનો આવાજ ધીમો કરી રતનશા બોલ્યા, "પણ તું જાણેચતો ખરી કે ઘણા શેઠીઆઓબી એવા હોયચ કે જેઓ મુંબઇ શેહેરના ભલા વેપારીને ટક્કર મારે. ને વળી અંહં—અંહં—ગમે તે પણ એક શેઠીઆનુ નામ મોટુંતો ખરૂંજતો,—તેની જાત મોટી—તેની ખુનાંઆદ ઉંચી!"

"હા બાવા, તેઓ જ્યારે પોતપોતાના મંડળમાં હોય ત્યારેતો ભલાજ હોય; પણ આપુ જેવાં ગરીબ ને મધ્યમ હાલતનાઓ તરફતો તેઓનાં જીગરમાં ધીઃક્કારજ વસેલો હોય."

"**આપુ જેવી હાલતનાઓ**!" રતનશા ઘણા દમામ સાથે એક દીકાનડરમાંથી દારૂ રેડી ધીરજથી તે પીઇને, ધીમે—ધીમે બોલ્યા, "વારૂ દીકરી, જેમ તાહરો વિચાર. આવતે આતવારે જોજે કે તાહરૂં વિચારવું ખરૂં છે કે ખોટું"—

"એ બોલોચ શું તમે બાવા!" નહીં દબાય એવી હેબત સાથે મેહેરે હવે પુછ્યું, "હુંબી તમારી સાથે જમવા બેશું!"

"તુંબી જમવા બેસે?" રતનશા હવે પાછો પોતાનો આગલો ગુસ્સાભર્યો અવાજ ધારણ કરીને બોલ્યા, "હાજતો તુંબી બેસે કાંય નહીં? તું બેસવાની નહીંતો પડવાની ક્યાં છે?"

"ગરીબ બીચારાં માહરાં માય"—

"આહા! હં—હં! પણ છટ છટ તેનું કંઇ નહીં, તું ખાઇને તેવણ પાસે જજેની? ખચીત તાહરાં માય પાસે તો તું પછી જશેજ!"

"વારૂ બાવાજી—હું તાબે છુંતમુને, હું કરીશ. જેમ તમે કેહશો તેમ," મેહરે જવાબ દીધો, અને તેજ ઘડી એક અણચીંતુ ટાહડતુ લખલખું તેણીનાં આખા આંગમાં ફરી વળ્યું.

"હં, હવે માહરી ખરેખરી ડાહી દીકરી—એ તે હવે માહરી સમજુ મેહેર! ને જો સાંભળ," ખુશ મીજાજ અને અતુરતાનાં ભેગાં ચિન્હો દેખાડતા તેવણ બોલ્યા, "તું તાહરાં સરસ કપડાં પેહરીને શોભીતી થઇને આવજે હં કે. જે તાહરા ઘરેણાં-ગાંઠાં છે, તે પેહરજે, ને તુને કોઇ ચીજ જોઇતી હોય તો મને કેહ કે હું તે તુને લાવી આપું. પૈસાની કંઇ વાણ કરતી નાં હં દીકરી. તુંજ બોલી કેની, કે 'આપુ જવી હાલતના,' તે હવે આપણે ઉકરજીને દેખાડશું કે 'આપુ જેવી હાલતના' શું કરી શકેય ને શું નહીં! કેમ બોલી નહીં દીકરી! હેં, શું ધાર્યું?"

"**એ ખોદા** પણ બાવા—બાવાજી, માહરાં સોજાં કપડાં વિશે તમે સાના એટલા બધા ઇંતેજાર આજે રેહવોચ?"

રતનશાએ અત્યાર સુધીમાં, પોતાની ઉસકેરાયલી વાતચીતના દરમ્યાનમાં, દારૂના સંખ્યાબંધ ગલાસો ઓતેલાં હોવાથી તેવણ અતીઘણા લેહેરમાં આવ્યા હતા, અને તેથી હવે મેહેરના ઉપલા સવાલના જવાબમાં તેવણે પોતાનુ આંગળું નાક સાથે દાબ્યું, અને ઘણાં પક્કાપણાંથી પોતાની એક આંખ બંધ કરી તેવણે તેણીની તરફ જોયું. ચતુર મેહેરે પોતાની જાતી ચંચાળાઇથી હવે જોઇ લીધું કે પોતાના પિતાનો ખરો ઇરાદો જાણી લેવાની આ સારી તક છે. તેથી તેણીએ બન્યું તેટલું હસ્તું મોહડું કીધું, અને તેવણ સાથે વાતમાં ઉતરી તેવણના સઘળા વિચારો સાથે પોતાનુ એકમળતાપણું જણાવ્યું. તેણીએ તેવણના માનીતા વાઇનના એક બે બીજા ગલાસો તેવણની મરજીથી ભરી આપ્યાં, અને ઘણીક વાતચીત કરી આખરે તેવણ પાસે આ ભયંકર એકરાર કરાવ્યો કે તેવણે ઉકરજી નાણાવટીને પોતાની બેટીનો હાથ બખશવાની ખોલ્લી કબુલાત આપી હતી, અને આવતા આદીતવારે જમતી વેળાની જે મુલાકાત તે આપનાર હતો તે તેણીના ભવિશના ખાવંદ તરીકેનીજ હતી. એટલી વાત પુરી થતાંતો રતનશા ખાબની લેહેરમાં પડયા એટલે તુરતજ મેહેર ત્યાંથી પોતાના ઓરડામાં ચાલી જઇ તરેહવાર દુ:ખી ખ્યાલોમાં મશગુલ થઇ.

આદીતવાર આવ્યો, અને બરાબર તેની સાથે ઉકરજીબી આવ્યો — એક ફાંકડો અને દુરાચારી ચેહેરો, કે જેની અક્કડે, તેમજ મેહેર તરફની અતીશય મિત્રાચારી ભરેલી વલાણે, તેણીના દીલમાં તેની વીરૂધનો એટલો સખત કંટાળો ઉપજાવ્યો કે તે છુપાવાનીબી તેણીને મુશકેલી નડી. તેણીના પિતાએ પોતાની આતુર અને ઇંતેજાર આંખો ફોકટમાંજ તેણીની તરફ ટીકેલી રાખી; એક સરખી બેદરકારીનો દેખાવ તેણીએ જાળવી રાખ્યો; પોતાના આશક થવા ચાહનારા આ શખસની લવલવ થતી બકબક તેણીએ ચુપકીદી — ધી:કાર ભરેલી ચુપકીદી સાથે સાંભળ્યા કીધી; અને પોતે કીધેલા ઠેરાવ મુજબનો ભાગ તેણીએ એવોતો સમ્પૂર્ણ બજાવ્યો, કે જીંદગીમાં પેહેલ્લીજ વખત પોતાને એવો તુછકારાયલો જોઇ ઉકરજીને ઘણાં ખસીઆણા દીલ સાથે પોતાને ઘેર જવું પડયું; અને રતનશાએબી, તેને તેની ગાડી સુધી માનસાથે મુકી આવીને, તે બાપડી ધ્રુજતી અબળાને પોતાના ઓરડામાં બોલાવી એટલોતો ભારે ગુસ્સો તેણીને દેખાડયો, કે તેવો ગુસ્સો પોતાનાં કુટુંબી મંડલમાં તેવણે કદીબી દેખાડયો નહીં હતો. ભારે જુલમાતનાં એક સંસારી રાજની તે દાહડેથીજ રતનશાનાં ઘરમાં શરૂઆત થયલી ગણાઇ શકાય. પોતાની દીકરી તેમજ દોલતના સંબંધમાં રતનશાએ રાખેલી એકજ મોટી નેમ તેજ દીકરીની વર્તણુકથી ઉંધી વળેલી— અથવા ઉંધી વળતી જણાઇ. પણ તેવણ પોતાની મકસદ સેહેલાઇથી તજી દે એવાતો હતાજ નહીં. ઉકરજી તરફની પોતાની નમનતાઇ તેવણ દરરોજ વધારતાજ ગયા, અને તે પોતેબી, મેહેર તેની તરફ દેખાડેલા તીરસકાર અને કંટાળા છતાં કાયદાસર અને વખ્તસર રતનશાને ત્યાંની પોતાની મુલાકાતો જારી રાખતોજ ગયો. અને તેમાંતો આ બેતાબી અને દમામી લુચ્ચો પોતાની ઉંડી બાજી ખેલતો હતો; એક ખુબસુરત અને શીખેલી છોકરી મળે, અને તેણી રીતમાં દોઢેક લાખ રૂપીઓ, અને તેણીના પિતાનાં મરણ બાદ તેથીબી ત્રણઘણું રકમનો દલ્લો લેઇને આવે, એતો એક એવી તક હતી કે જેને, હારવાની છેલ્લી ઘડીસુધી તે વળગી રેહવાને ચુકે નહીં. તેણી જે રીત લાવે તેનો અરઘો અરઘ કેમ ઉડાવવો તેનો નકસોતો ઉકરજીએ અત્યારથીજ પોતાના મનમાં દોરી રાખ્યો હતો; તે રકમ સઘળી વેસીઆઓ અને જુગારીઓનાં ખીસામાં જવાની હતી; અને તેથીજ તેને રતનશાના ઘરમાંની પોતાની મુલાકાતો, તેવણ તરફનુ પોતાનુ માન, અને તેવણની બેટી તરફની પોતાની ખુસામતી નમનતાઇ, વગર અંતરે અને વગર આંચકીએ ચાલુ રાખી હતી. પણ રતનશા પોતેતો એક જાથુકની ઉસકેરણીમાં હતા. પોતાન બેતાબી આશક તરફ તેવણની દીકરી જે ખોલ્લો તીરસકાર દરરોજ દેખાડતી હતી તે બરાબર જોવા પછીબી, તેને—"એ વાતમાં કંઇ દમ

નથી; ને એ દુકતી ઠેકાણે આવી જશે; તમેતો જાણે માહરા જમાઇ થઇજ ચુકયાજ,"—એવા બોલો બોલીને ધીરજ આપવાની તજવીજ કરતાં તેવણુને મોહડું દેખાડવુંજ ભારી પડતું હતું મેહેરની જીંદગી હવેતો નહીં સોસાય એવી થતી જતી હતી, કેમકે એક જાતના એવા જાથુકના જુલમાતને તાબે રેહવાની તેણીને ફરજ પડતી હતી કે જેમાંથી બચવાને તેણીની બીમાર માએનો ઓરડોબી ઘણુજ થોડા વખતનો આશરો તેણીને આપતો હતો. હજારો વખત તેણીએ જીવપર આવીને એવો ઠેરાવ કીધો હતો કે પોતાનો સઘળો એકરાર રતનશા આગળ કરવો, અને તેનુ જેબી ભયંકર પરિણામ નીપજે તે સોસવું; કેમકે પોતાના પિતાનો સ્વભાવ તેણી બરોબર જાણુતી હોવાથી તેમજ તેણીની વર્તણુકથી તેવણુની લાંબા વખતની પ્યારી નેમ ધુળમાં મળેછે એવું તેણી સમજતી હોવાથી,તેણીના એવા એકરારથી ઘણું ભયંકર પરિણામ નીપજવુંજ જોઇએ એવી તેણીની ખાત્રી હતી. એવી સદાની ઇંતેજારીઅને ઉસકેરણીએ, તેમજ તેણીને પોતાની માંદી માતાની કરવી પડતી જાથુકની માવજતે, તેણીની તંદરોસ્તી ઉપરબી માઠી અસર કીધી; અને દીનશા, કે જેની–સાથે તેણી વારંવાર પત્રવ્યવાર ચલાવતી હતી, તેની સુચના ઉપરથી તેણીએ આખરે ઠેરાવ કીધો હતો કે સઘળી હકીકત પોતાના પિતાને જણાવવી, અને એ રીતે, કાંઈ નહીંતો, ઉકરજી નાણાવટીની કંટાળાભરેલી હાજરી અને કાયર કરનારાં વળગણુમાંથી છુટકારો મેળવવો.

એ કેમ થયું તે દીનશા કે મેહેર પોતેબી કદી જાણી શકી નહીં; પણ એવું બન્યું કે, જે દાહડે મેહેરે સઘળો એકરાર પોતાના પિતા પાસે કરવાનો વિચાર નક્કી કીધો હતો, તેજ દાહડે બપોરે બે વાગે રતનશા અણચીતા, જ્યારે મેહેર કેથે બાહેર ગયલી હતી ત્યારે, ઘેરમાં પાછા ફર્યા, અને તેબી અતીઘણા ગુંચવાડામાં તેમજ ફીક્કા અને ચીંતામા પડેલા ચેહેરા સાથે. પોતાની સાથે તેવણુ મેરવાનજી નામના એક વકીલને લેઇ આવ્યા હતા, અને તેની જોડે તેવણ એકદમ પોતાની દીકરીના ઓરડમાં ઘુસ્યા પોતાનેજ હાથે તેણીની ડેસ્ક ઉંચકી, અને તેને દીવાનખાનામાં લેઇ આવી ભાંજીને ઉઘાડી. જહનુનથી ઘેલા જેવા બનીને તેવણુ જ્યારે દીનશાએ મેહેર ઉપર લખેલું એક ઘણુજ મોહબત ભરેલું કાગળ વાંચતા હતા ત્યારેજ બાહેર ગયલી મેહેર પોતાના ફરવાના પોશાક સાથેજ દીવાનખાનામાં દાખલ થઇ. એ પછી તુરતજ જે દેખાવ થયો તેનુ બયાન કરવાની કોશેસ ફોકટજ ગણાય. રતનશાના હોઠો તો હીલ્યા, પણ જે ભયાનક ક્રોધ તેવણુનાં દીલમાં વ્યાપી રહયો હતો તેને તેવણુને બોલતા અટકાવ્યા એટલુંજ નહીં, પણ લગભગ ઘેલાપણાંની કોર ઉપરબી તેવણુને ધસડી નાખ્યા. માથાથી તે પગ તુલીક ધ્રુજતાં દીલે, અને ગોખલામાંથી ઓય નીકળી પડે એવી ખેંચાયલી અને ફાટેલી આંખોએ તેવણે ચુપકીદીમાંજ ટેબલ ઉપર પડેલા કાગળોના એક નાધલા ઢગલા તરફ આંગળી દેખાડી કે જેની પાસેજ વળી તેણીની ડેસ્કબી પડેલી હતી. તેણીએ જોયું કે સઘળું જાહેર તો થયું, એટલે એક નાધલી ચીસ પાડી તેણી બેભાન હાલતે જમીન ઉપર અફળાઇ. રતનશા તો તેણીને ત્યાં પડેલીજ રેહવા દેતે; પણ પેલા વકીલે તુરત તેણીને ઉંચકી લીધી, ચાકરો તેમજ આયાઓને બોલાવી, અને તેણીને માવજતને માટે તેઓને સોંપી. વકીલ મેરવાનજી એક ઘણો સમજુ અને આબરૂદાર ગૃહસ્થ હતો, અને પોતાની દીકરી અને દીનશા વચ્ચેના સંબંધને એટલોબધો આગળ વધેલો જોવાથી જે ધારા મુજબના સખત ઉપાયો લેવાનો પોતાનો મજબુત ઠરાવ રતનશાએ તેને જણાવ્યો તે ઠેરાવની સામે ઘણી મજબુતીથી થઇ તેવણુને તેમ કરતા વાર્યા.

હવે રતનશા સમજ્યા કે ઉકરજી તરફની તેણીની વર્તણુકનો સબબ શું હતો! હવે તેવણુને જણાયું કે તે શેઠીયા સાથે પરણવાની વાત થતી વેળા તેણીને ઉપજેલી હેબતનું કારણ કેવું હતું! ત્યારે એમ તેવણુની સઉથી વાહલી આશાઓનો ધાણ વળી ગયો—જીંદગીનો તેવણુનો એકપુરો લોભ ધુળમાં મળ્યો,—અને તેબી તેવણુનાજ

એક માણુસથી—તેવણુનાજ એક નોકરથી—તેવણુનીજ પેહેડીમાંના એક ગુમાસ્તાથી! થોડાક ગુજરેલા મહિનાઓના બનાવોની ઘેરાયલી યાદ પાછી હવે મનમાં તાજી થવાથી તેવણ ખોખરે સાદે બબડ્યા—"અરે માહરી આંખો ક્યાં હતી! માહરી સુધ કેમ ફુટીતી? જે કીધુંચ તે એ નાપાક સેતાનેજ, ને માહરી પાસ તેમા મદદ કરાવી! ઓહ! હું સમજ્યો! મને યાદ આવી! એ બધું થયું તે પેલા બુરા દાહડા પર, કે જ્યારે મેં એને ઘેરમાં બોલાવ્યો—ને એ દુકતીનેબી મેં માહરા ઓરડામાંજ બેસાડી રાખી! એ મોહકાણ ત્યાંથીજ થઇ—એતો ખોલ્લુંજ છે—દીવાની જોત જેવું ખોલ્લુંજ છે! એ મેં કીધું! મેંજ બધું કીધું! ને હવે ને હવે—જો હું બધું ઉધું નહીં વાળું તો બે બા—!" પણ મેરવાનજી વકીલ આખરે તેવણુનો બેહદ ઉસકેરાયલો ગુસ્સો શાંત પાડવામાં ફતેહ પામ્યો, અને દુઃખ તેમજ ગુચવાડા ભરેલી શોધ તેવણે કીધી હતી તે વિશે સેજ ધીરજથી વાત કરવાને તેવણને તેણે સમજાવ્યા. આ છુપો પત્રવ્યવાહર કેમ શરૂ થયો અને કેમ ચલાવામાં આવ્યો તે વિશે અગણીત અટકળો તેવણે કીધી. ઘરમાંના દરેક ચાકરને તેઓએ પુછયું—પણ ફોકટ. મેહેરની વીસવાસુ આયાનેબી તેઓએ અતીશ્રણી ખખડાવીને પુછયું, પણ તેણીની તરફથીબી કાંઇ સંતોષકારક જવાબ મળી શકયો નહીં. મેહેરની બીમારી માતા ગમે તેવી બીમાર હતી, તોપણ તેણીનીબી એક લાંબી અને ગુસ્સા ભરેલી તપાસ લેવાને તેણીનો ક્રોધાયમાન ભરથાર ચુકયો નહી. પણ તેણીતો ખરેખરી એ બાબદથી બીનવાકેફ હતી.

બીજે દિવસે સહવારે દીનશાને પેહેડી પરથી રતનશાના ઘેરમાં બોલાવામાં આવ્યો; અને તે મુજબ તેતો ત્યાં બાર વાગાને સુમારે, શું બની ચુકું હતું તેથી અજ્ઞાન જઇ પુગ્યો. મેહેરે તેને એમબી નહી જણાવ્યું હતું કે તેણીએ પોતાના પિતાને સઘળું જણાવી દેવાનો વિચાર કીધો હતો, અને તેમજ, જે હેબતાવનારી શોધ રતનશાએ અણચીતી કીધી હતી તે વિશેની ચેતવણી તેને આપવાની તકબી તેણીને મળી શકી નહી હતી. પણ જે ચાકરે તેને અંદર દાખલ કીધો તેનાં મોહડાં પરથી તો તેને કાંઇ ગભરાટનાં ચિન્હો જણાયાં, અને દીવાનખાનામાં જ્યારે તે ગયો ત્યારે રતનશા અને મેરવાનજી વકીલ ઘણી ઉસકેરાયલી હાલતમાં, કાગળોથી ઢંકાયલી એક ટેબલ આગળ બેઠેલા તેની નજરે પડ્યા.

"આખરે, ઓ પોર્યા," પોતાની જહનુની, આંખો તેની ઉપર સ્થીર ટીકેલી રાખી રતનશા એકદમ બોલી ઉઠયા, "તાહરી લુચ્ચાઇઓ જણાઇ આવીચ! તું જબરો દાવકો તો છે પણ હવે તાહરૂં ચાલ્યું નથી!"

"માહરી લુચ્ચાઇઓ, શેઠ?" ઘણો ફીક્કો થવા છતાંબી દીનશાએ જોશમાં પુછયું.

"લુચ્ચાઇઓ! ખરેખરી લુચ્ચાઇઓ! સાત પાણીએ ધોયલી લુચ્ચાઇઓ! બધી પકડાઇચ! આહા! ઓ નાપાક ઠગારા!" ગુસ્સાથી થથરતા, અને પોતાની વાળેલી મુઠ્ઠી દીનશા ભણી કકડાવતા રતનશા બુમ પાડી બોલ્યા.

"**ખોદાને** ખાતર, રતનજી શેઠ જરા થંડા પડો!" મેરવાનજી તેવણને ધીમેથી કેહવા લાગ્યો, અને પછી દીનશા તરફ જોઇને મકમ સાદે તે બોલ્યો કે—"અલબત્તાં, દીનશા, રતનશાને ઉપજેલા આએ ભયંકર, ગુસ્સાના કારણથી તમે વાકેફ તો હશોજ, નહીં વારૂ?" દીનશાએ એના જવાબમાં ફકત ડોકું નમાવ્યું, પણ કશોબી બોલ કાહડયો નહી.

"ઓ ભીખારી—રઝળતા ચીંથરેહાલ કંગાલ ઓ કમીના હરામખોર! ઓ હરામજાદા!" એમબી આખરે, રતનશા પોતાની જબાં ઉપરના સઘળો કાબુ ખોહી, દેઇ બરાડા પાડતા બોલ્યા. "તાહરો બાપબી તાહરાજ જેવો બદમાસ હુતો! તે નાપાકેબી પોતાનુ ગળું કાપ્યું તું"—

એ સાંભળતાંજ, એક પળમાં દીનશાનો ચેહેરો જહનુનથી સફેદ બની ગયો, તેની ખોલતી આંખો રતનશાનાં મોહડાં તરફ ટીકતી થઇ, અને અપાર ક્રોધના ઉભરાથી તેની છાતી ઉછળવા લાગી. એતો ભલુંજ થયું આ જઇફ વેપારીના હકમાં, કે અંતે દીનશાને ધ્યાન આવ્યું કે રતનશા તેની **મેહેરનો પિતા હતો**, એટ-

લે કાંઇ બીજુ કરતાં તે અટકયો. તેણે એક ઘડી પોતાની આંખ મેરવાનજી તરફ ફેરવી, કે જે હવે દયાના અને અરજના દેખાવે તેને જોઇ રહ્યો હતો. દીનશા તુરત સમજ્યો કે પોતાનાં કુલનું આ જંગલીપણું જોઇને વકીલબી સ્તબ્ધ થઇ ગયો હતો. એક મીનીટ સુધી હવે તેણે વકીલ તરફ ટીકીને જોયું. અને પછી તેની આંખો આંસુથી ભરાઇ ગઇ. મેરવાનજીએ હવે મજબુત અવાજે થોડાક બોલો રતનશાના કાનમાં કહ્યા, કે જેવણુ પોતેબી પોતાની છેલ્લી ગાળગલોચથી જરા ચકભમ બન્યા હતા.

"જરા બેસોતો ખરા, દીનશા." મેરવાનજીએ નરમાસથી કહ્યું. દીનશા—નમ્યો. પણ ઉભોજ રહ્યો; તેના આગળાં અતીઘણા જોશ સાથે તેની છતરી ઉપર વળીને દબાઇ રહ્યાં. "તમુને સમજવુંતો જોઇએ દીનશા," વકીલ બોલ્યો, "કે એવો જબરો ક્રોધ રાખવાને રતનજી શેઠને કારણ મળ્યુંછે, ને તે કારણબી તમારીજ ચાલે પુરૂ પાડયુંછે."

"ત્યારે તું શું માહરી દીકરી સાથે પરણવાનો વિચાર કરવાની હિંમત કરેચ, હેં ?" ખુરસીપરથી ઉઠવાની હીલચાલ કરી, રતનશાએ વળી પાછી બુમ પાડી. "પણ જોજે બચ્ચા ! એણી ગમ હું છેઉં ! તાહરી એ અલપચારીનો સવાદ તુને નહીં ચખાડું તો હું પારસી નહી ! જોજે તાહરા શું હાલ થાયચ !" એટલું બોલી આ જઇફ વપારી હાંફવા લાગ્યો, અને પાછો પોતાની બેઠક ઉપર દપકાઇ બેઠો.

"દીનશા," મેરવાનજી વકીલ પોતાના આગલાજ નરમ પણ મકમ અવાજે બોલ્યો, "રતનશા શેઠની દીકરી સાથે એવી પંગતી ઉપર આવવાનો તમુને કંઇબી હક હોય એવું તમે ખરેખરતો કદીબી વિચાર્યું નહીં હશે ?"

"પણ સાહેબ, મને આએ સઘળા સવાલો, ને તેબી એવી અજબ જેવી રીતે શું કામ પુછવામાં આવેછે?" દીનશાએબી મક્કમ સાદે સવાલ કીધો, "હું એકબી બોલ એવો કદી બોલ્યોછું "

"અરરર, ભઇ હવે નામુકર જવાનો કંઇબી રસ્તો રહ્યો નથી;" વકીલ બોલ્યો, અને તેજ વેળા સેજ હસ્તે મોહડે તેણે ટેબલ ઉપર ઉઘાડા પડેલાં પેલાં કાગલો ભણી આંગળી કીધી; "આએ કાગળો તમારા વિચારો અને ધારણાઓને ઘણીજ સરસ રીતે જાહેર પાડેછે. તમારી વાત જણાઇછે એટલુંતો તમારે સમજતું જોઇએ !"

"વારૂ ત્યારે ઠીકછે ! તેનું શું ?" મગરૂરીથી દીનશાએ પુછ્યું, "આએ કાગળો હું ધારૂંચકે તેજ માહરાં હશે કે જે મેં મેહેરબાઇ ઉપર લખ્યાંતાં ?" વકીલે હવે ધીઃકારથી તેમજ ગુસ્સાથી તેની તરફ જોઇ પોતાનુ ડોકું નમાવ્યું. "વારૂ ત્યારે તો, જે વિચારો આએ માહરાં કાગળોએ જાહેર કીધાછે તેજ હું હમણાબી કબુલ કરૂંછું. હું ગમે તેવો નાલાયક ગણાતો હોઊં. પણ મેહેરબાઇ તરફ જે લાગણી માહરી છે તે મરસ ત્યાં સુધી હું તજનાર કે ના પાડનાર નથી."

"જુવો હવે ? સાંભળો એને ! સાંભળો આએ પોર્યો શું કેહચ તે ! અરરર ! હુંતો હવે ઘેલો થવસ માહરૂં મગજજ ખીસી જશે?" રતનશા એમ બુમ પાડતા રહ્યા, અને ઓરડામાં એમથી તેમ ફરતાં જોશથી પોતાના હાથ અફાળવા લાગ્યા. "એ કબુલ કરેચ ! એ કબુલેચ ! એ –" અને ત્યાં ગાળગલોચનો એક ભયંકર વરસાદ તેવણે દીનશા ઉપર વરસાવ્યો. દીનશાએતે મુગેમોહડે સાંભળ્યો. વકીલે પાછું પોતાનાં કુલના કાનમાં કાંઇ મજબુતીથી કહ્યું. એટલે તેવણ મુગા રેહી, દીનશા તરફ વિકાળ નજરે જોતા અને ઝનુનથી મનમાં બળતા ખુરસી ઉપર પાછા બેઠા.

"જુવો હવે દીનશા," વકીલ બોલ્યો, "કે તમારી દગાભરેલી. તેમજ બુરી અને ફાંદાભરેલી ચાલે કેવી તરેહનુ દુઃખ આએ કુટુંબમાં ઉપજાવ્યુંછે. પણ માહરી ખરા દીલની ઉમેદ એજ છે કે તમારી આએ ઘેલી ધારણા તજી દેવાને અને જરા અક્કલથી ચાલવાને હજી ઘણુ મોડું થયું નહી હશે." દીનશાએ ડોકું નમાવ્યું. "ખરેખર, એટલુંતો આએ કાગળોનાં વાંચન પરથી હમુને કબુલ કરવાની ફરજ પડેછે કે તમારી વર્તણુક મેહેરબાઇને કોઇ રીતે નાપસંદ તો પડી નહીંજ હશે; તોબી હમે ધારીએ છીએ કે તમો વધારે સારૂં માન. વધારે સારી સમજ ધરાવોછો, ને તેથી હમારી ખાત્રીજ છે કે આએ કમનસીબ બનાવને આગળ વધારવાની, અને આએ ઘણીજ તોછડાઇ ભરેલો તેમજ ઘણો જંગલી સંબંધ જાળવી રાખવાની હઠ તમો જાળવી રાખશો નહીં; કેમકે એવો એક સંબંધ તમારી હાલતને, તમારી જોગવાઇને, તમારી ભવિષ્યની ઉમેદોને, તેમજ તમારી બુનીઆદ અને કેળવણીનેબી તદનજ નાલાયક છે— "

"શેઠ," દીનશા જોશથી બોલી ઉઠયો, "માહરી બુનીઆદ અને કેળવણી વિશેના તમારા એસારા મેહેરબાની કરીને પાછા ખેંચી લો !"

"શું ! ઓ નાપાક ! તું કોણ ?" રતનશાએ બુમ પાડી "તું **માહરો ગુમાસ્તો** ! માહરા

આ પેલા પગાર પર જીવનારો! તું તો માહરો ભાડુતી ચાકર જેવો!"

"જુવો દીનશા," વકીલ આગળ બોલ્યો, "આએ બાબદ એટલીતો મોટી અગત્યની છે, કે એકુબે બોલો કે એસારાઓ વિશે ટંટો કરવો આપણને ઘટતો નથી. સાધારણ સમજ તમુને કેહશે કે કોઇબી રીતે તમે મેહેરબાઇના લાયક ખાવંદ થઇ શકો નહીં; ને તેથી સાધારણ પ્રમાણીકપણુંજ તમુને, કીયો વાજબી માર્ગ લેવો તે દેખાડશે. સમજાય તમે દીનશા?" તે હવે દીનશાની મજબુતાઇ અને શાંતપણું જોઇને ચીરડાતો સખત અવાજે બોલ્યો, "ટુંકુને ટચ તો એ છે કે આએ વાત કદીબી આગળ વધી શકસે નહી. સાંભળ્યું ભઇ? રતનશા શેઠનો ઠેરાવજ છે કે કોઇબી ઉપાયથી એનો તદન અટકાવ કરવો."

"હા—હા—ને હા **ખોદા** જેવો સાહેદ છે! હું તો અટકાવ કરવાનો!" દીનશા તરફ ઝનુની ડોળા કકડાવતા રતનશા બોલ્યા.

"વારૂ ત્યારે," દીનશા બોલ્યો, "તમે શું કરવા માગો છો? મેહેરબાની કરીને તમે બોલો જે બોલવાનું હોય તે."

"આએ બધો દાવો તમે એકદમ છોડી દો," વકીલે આતુરતાથી કહ્યું, "મેહેરબાઇથી દુર રહો; તેવણનાં બધાં કાગળો પાછાં મોકલો, અને વચન આપો કે તેવણને તમારી તરફ ખેંચવાની કોઇબી જાતની તદબીર કે તજવીજથી તમે હાથ ઉઠાવો. જો એવો વચન તમે આપો દીનશા, તો એટલું તમુને જણવવાની મને સત્તા મળી છે કે આએજ પેહેડી તરફથી તમુને રૂ ૨૫૦) સુધીના દરમાયાએ એક બાહેર ગામની ચાકરી પર મોકલવામાં આવશે."

"હા, એ બધું હું કરૂં—બધું કરવાને ચુંકુ નહીં," એમ હવે દીનશા તરફ સેહજ અરજ કરતી આંખોબી ફેરવી રતનશા બોલ્યા. દીનશાએ માનપુર્વક ડોકું નમાવ્યું, પણ કસો જવાબ દીધો નહીં.

"વળી એમબી ઘડીભર વિચારીએ," પાછો ઇંતેજાર અને નીરાશ દેખાવ કરી વકીલ બોલ્યો, "કે જે લાગણી તમે મેહેરબાઇ તરફ ધરાવોછો તેવીજ તેવણબી તમારી તરફ ધરાવે, પણ તમારી પોતાની આબરૂ ને સભ્યતા શું કેહ છે? જે કામમાંની તમારી ફતેહથી મેહેરબાઇની પોતાની આબરૂને ઝાંખ લાગે, ને તેવણ કદાચ જીંદગી સુધીબી ગરીબાઇમાં બલકે કંગાલીઅતમાં તણાય, તેવું કામ ચાલુ રાખવાથી તમે કદી હટશોજ નહી? કેમકે ભઇ, જો તમે, એમ સમજતા હો કે, રતનશા તમુને નોકરી પર રેહવા દેઇને, અને મેહેરબઇને પોતાનાં ઘેરમાં વસવા દેઇને, તમારી બેઉની તોછડી અને નાફરમાની અને નીમકહરામીભરેલી ચાલ ચલાવા દેશે, ને તમારા એવા ખોટા ફાંકાને પોતાના પૈસાની મદદથી નીભવા દેશે, તો હું કહુંછું કે તેવું સમજવામાં તમે એક ભયંકર ભુલ કરોછો?"

"ખરી વાત છે? **ખોદા**ના સમ, વકીલ જે કેહેચ તે ખરૂંજછે!" જરા શાંત અવાજ કાઢવાની કોશેસ કરતાં રતનશા બોલ્યા. "જો આએ બધું થવા પછીબી તમે સાથેનાં સાથે રેહતાં જણાશો તો માહરી દોલતની પૈએ પૈ જો એકુ હસ્પીટાલ બાંધવાપર કે તમારાં જેવાંઓનાં કેદખાનાં માટે એકુ જેલ બાંધવાપર નહીં ખરચી જાઊં, તો હું બે બાપનો:"

"દીનશા," વકીલે કહયું, "તમારી આએ ચુપકીદી જોઇ, બેશક હું એવુંજ અનુમાન કરી શકુંછું કે આએ ધમકીઓ જે તમે સાંભળોછો તે તમે માનતા નથી, અથવા તે ઉપર તમે શક રાખોછો. જો એમજ હોયતો, ખાત્રીથી માનજો માહરૂં બોલેલું કે તમે ઘણીજ બુરી અને નાશકારક ભુલ કરોછો. ખાત્રીથી જાણજો, કે રતનશાને જેટલા હું જાણુંછું, અને આજે વીસથી વધુ વરસ થયાં મેં જાણ્યાછે, તેટલા તમે જાણતા નથી. હું સચ્ચાઇથી અને બેરખાહીથી તમુને નક્કી જણાવુંછું કે એવણ જેબી બોલ્યાછે તે કર્યા વગર અને તમો બેઉને તજી દીધા વગર રેહનાર નથી! વળી તમે એમ સમજતા હશો કે મેહેરબાઇને પોતાને હસ્તકની કાંઇ પુંજી હસે. પણ તેવુંબી કાંઇ નથી. મેહેરબાઇની તમામ માયાપુંજી ભાગ્યે પાંસો રૂપીઆથી વધારે થાય!"

"અરર! મેહેરની,—એ દુક્તીની માયાપુંજી શું બળીચ!" રતનશા બોલ્યા.

"ને એટલી હસવા જેવી રકમ," વકીલ હવે પોતાના હાથ જોડી, અને થાક તેમજ કંટાળાનાં

ભેગા દેખાવે ખુરસીને અઢેલી બેસી બોલ્યો, " કેટલાં વરસ તમુને પુરી પડશે? મને જવાબ તો દેવો દીનશા. બોલો તમુને શું કેહવુંછે?" દીનશા હવે એક ઉંડો દમ ખેંચી બોલ્યો—

"મેરવાનજી શેઠ," તેણે ઉદાસ પણ ચોક્કસ દેખાવ સાથે શરૂઆત કીધી, " જે જે તમે બોલી ગયા તેના જવાબમાં મારે ઘણુંજ થોડું કેહવુંછે. તમે ગમે એવા શક માહરી ઉપર લાવો, અને માહરી ચાલચલણ તેમજ મતલબને ગમેએવા ખરાબ આકારમાં લો અને દેખાડો, પણ માહરૂં તો જીગર જાણેછે કે માહરી આખી જીંદગીમાં મેં એક હીણપસ્તી ભરેલું કામ કરવાનો વિચારબી કીધો નથી." ત્યાં રતનશા વચ્ચે બોલવા જાય છે એવું સમજી તે અટક્યો, પણ તેમતો થયું નહીં. જેમ મેરવાનજી વકીલ, તેમજ રતનશા પોતેબી, તેને મોહડેથી બાહેર પડતો બોલેબોલ ચુપ ધ્યાનથી સાંભળતા હતા. "હું ખરેખર ત્યાં **એક ભાડુતી ચાકર** જેવો છું," દીનશા એક નીસાસો નાખી પાછો બોલ્યો, "અને હું એવા એક-એક બાપનો દીકરો થાઊં છું, કે જે-જે એક કમનસીબ–" એટલું બોલતાં તેની આંખોમાં પાણી આવી ઉભાં અને તેનો અવાજ લથડયો. થોડીક ઘડી સુધી ત્યાં સંપૂર્ણ ચુપકીદી જારી રહી. રતનશાનાં મોહડાંપર પરસેવાનાં અગણીત ટીપાં ફુટી નીકળ્યાં. આખરે, છાતી ધાડી કરી, દીનશાએ શાંતપણે બોલવા માંડયું—"પણ અલબત્તાં એ બનાવને ત્યાં કશુંબી લાગેવળગે નહીં. હમણા કેવા ધીઃકારવા જોગ હું તમુને દેખાઊં છું તે હું સારી પેઠે સમજુ છું. ઘણાજ કડવા ઠપકાને હું લાયકનોજ હતો, અને મેહેરબાઇનો હાથ મેળવવાના મેં રાખેલા ફાંફા અથવા લોભને માટે મને તે કડવો ઠપકો મળીબી ચુકયો છે. માહરી છાતીને કોતરી ખાતા તે પ્યારને કચડી નાંખવાની કોશેસ મેં લાંબો વખતતો કીધી, પણ તેમાં હું ફાવ્યો નહીં. મેહેરબાઇ જાણતી હતી કે માહરી હાલત કેવી નીરાધાર છે; માહરી ચાલચલણની તપાસ લેવાની એ બાઇને કંઇ થોડી તકો મળી નથી; ને તોબી એવણે મને ધીઃકાર્યો નહીં, એટલે મને બી તેવોજ બદલો તેવણને આપવાની ફરજ પડી. મને એ વેહવાર છુપી રીતેજ ચલાવવો પડયો—ને એ કામનો જેબી ઠપકો મને મળે તે ખમવાને હું તૈયાર છું,—મને લાગેચ, હું જાણુચ કે મેં ખચીત ખોટું કીધું છે! જો મને દુર કરવાને મેહેરબાઇ પોતે રાજી થાય તો, ગમે એવું દુઃખ ખમીનેબી હું તેમ કરવાને ચુકનાર નથી. પણ જો તેમ નહીં થાય તો, એ બાઇના ચાહની કદર નહી બુજું એવો નીચ ને હીચકારો તો હું નથીજ." આએ સાંભળતાંવાર રતનશા અફડાતફડીમાં પડ્યા. અને વકીલને તેવણને પકડીને અટકાવાની મોટી મુશકેલી પડી. "જો મને ખાવંદ તરીકે કબુલ કરવાનું માન મેહેરબાઇ મને આપેતો"

"ઓ **ખોદા**! ઓ **ખોદા**! ઓ **ખોદા**!" કપાળપર પોતાના બેઉ હાથ ઠોકતા, ગુંગળાતા અવાજે રતનશા બોલ્યા "બારીઓ ઉઘાડી નાંખો મેરવાનજી, નહીં તો હું ગુંગળાઇ મરીસ; મને ઉકળાટ થાયચ—હું મરી જવસ—હું ઘેલો થવસ"—

" હું જાઊંચ ત્યારે હવે," દીનશા વકીલ તરફ જોઇને બોલ્યો, કે જે હમણા બારીઓ ઉઘાડવામાં રોકાયલો હતો.

" નહીં—નહીં ઉભો રેહ! જા ના!" રતનશાએ કહ્યું, " ઉભો રેહ, ને સાંભળ હું કેહુંચ તે! સાંભળ—સાંભ—" તેવણ ઘાંટુ પાડતા તેમજ પોતાની દમથી ભરાયલી છાતી ઠોકતા બોલતા ગયા—" હું જે બોલુંચ તે પર ધ્યાન પુગાડ, કે જો તું માહરી દીકરીને મેળવવાનોજ વિચાર કરવાની હીંમત કરતો હોય, ને જો તેબી એવી અભાગણી ને હેમક હોય કે તુને પસંદ કરે, તો યાદ રાખજે કે તુને ને તે દુકતીનેબી, ને સાથે તમારાં જે દુકતાં થાય તેઓનેબી ગલીએ ગલી ચીંથરે હાલ ભીખ માંગતા રવડવું પડશે! મેં તો તમુને તજી દીધાંચ; એક અરધીળ્હી—અરે એક રોટલીનો ટુકડોબી માહરે તાંહનો તમુને મળનાર નથી!" એટલું બોલી, થોડો વાર દમ ખાઇ, તેવણે પાછું શરૂ કીધું—" હવે પોર્યા, તાહરી નજરમાં આવે તો, એક ચોરટાની કાંણી

માહરી દીકરીને લલચાવ, ને તેની સાથે પરણ! જા પરણ ને એ પોરીનો નાશ કર! હવે તાહરે ગમે તો એમ સમજ કે હું જે બોલ્યોચ તે જુઠું છે! તુને ગમે તો એવી આશા રાખ કે થોડો વખત જશે એટલે હું થંડો પડીને તમુને પાછા માહરી સંભાળમાં લેવસ! પરણ, ને જો કે હું નરમ થાંઉચ કે ગરમજ રેહુંચ! હે દુકતા હું શીખવસ તુને બરાબર, કે માહરા જેવા એક માણસની છોકરી ચોરી જવાનો ગુનાહ તે કેવો હોય! જે ઘડીએ તમે માહરૂં ઘેર છોડીને જશો, તેજ ઘડી આએ શેઠ—આએ વકીલ—માહરૂં વીલ કરશે—ખચીત કરશે! ને તેથી માહરા મુઆ બાદ જઇને પડજો તમે બેઉ ધરમશાળાના ચોકમાં! હા—હા—હા!"—એમ કડવું અને ભય ભરેલું હસતા અને દીનશા તરફ પોતાની આંગળી હીલવતા તેવણ બોલ્યા—"જા, નીકળ! હવે તાહરી મરજી પડે તો,—તાહરી હીંમત હોય તો—જઇને પરણ!"

દીનશા અરધી બેભાન જેવી હાલતે ઓરડામાંથી બાહેર નીકળ્યો, અને તેમજ ઘરની બાહેર જતાંબી તે એટલો તો ગુંગળાયલો હતો કે તેના ખેતાબી હરીફ ઉકરજી નાણાવટીની જોડી બારણાં આગળ ધસી આવતીબી તેના ધ્યાનમાં આવી નહીં, અને તેના ઘોડાવાળાને અપમાન ભરેલી રીતે બુમ પાડીને તેને સાવચેત કરવાની જરૂર પડી.

દીનશાએ જતાંવાર પેહેડીપરની પોતાની રાબેતાની બેઠક તો લીધી, પણ તે એટલો તો ગુંચવાયલો અને ઉસકેરાયલો હતો કે કાંઇબી કામપર તેનેથી ધ્યાન અપાયું નહીં. તેથી તેણે તે દાહડે તો ઘેર જવાની રજા મુશકેલીથી મેળવી. પણ ઘેરની એકાંત હાલતમાંબી તે પોતાની અણચીંતી બદલાઇ ગયલી સ્થિતિ વિશેનો કાંઇ ચોકસ ખ્યાલ કરી શકયો નહીં. રતનશા અને મેરવાનજી વકીલ સાથે જે ભયભરેલી વાતચીત તેને થઇ હતી તે માહેલી એકબી ચોકસ વાત ઉપર તે પોતાના ખ્યાલ દોડાવી શકયો નહીં; અને તેથી, આખરે, બેહદ કપલના તેમજ શકભરેલી આશાઓ અને હેબતોના વમળમાં ઘેરાયલો અને બેફામ બની, તે જલદીથી પોતાના બીછાના પર ગયો. ત્યાં, કેટલાક કલાકો સુધી આળોટીયાં મારી, તે અંતે ઉંઘમાં પડયો, અને સહવારના સકારે જરા તાજો અને શાંત બનેલો ઉઠયો.—હવે ત્યારે કરવું કેમ?

તેણે એટલું તો ચોકસપણે માન્યું કે રતનશા તદનજ બેરેહેમ અને કહણ હૈડાંના છે, અને તેથી પોતાના લગન, તેઓ ગમે તેટલો લાંબો વખત મુલતવી રાખે તાબી તેવણનો તીરસ્કાર અને કેહેર કાંઇબી દરજજે નરમ પડનાર કે ઓછો થનાર નથી; અને જો, તેવણને તુછકારીને તે પરણે તો તેવણ પોતાની ધમકીનો બોલેબોલ પાળવાને ચુકે નહીં. એ બે વાતો વિશેની તેની ખાત્રી તો જેવી બની શકે તેવી મજબુત થઇ.

તેણે માન્યું કે મેહેરનો તેની તરફનો પ્યાર સાચો અને કાયમ હતો; અને માત્ર જબરદસ્તીથીજ તેણી કાંઇ બીજી ગોઠવણ કબુલે તેવું હતું. તે પોતે તો, તેનું જીગર કેહતું હતું કે, તેણીને જેમ હદ વગર તેમજ સ્વાર્થ વગર ચાહતો હતો; અને તેથી તેતો પોતે તદન ખુશી હતો કે તેણીના પિતાની એકબી કોડીનો ઓશીયાળો રેહવા વગર, પોતાની મેહેનતની રોટલી ખાઇને તેણીની સાથે સંતોષમાં દાહાડા ગુજારવા. પણ બીજી આગલી પાછલી બાબદોની ચિંતાનું એક ત્રાસદાયક લસ્કર, હવે તેની આંખો સામે આવી ઉભું. તે હમણા જે કમાતો હતો 'તેટલું'તો તેઓના સંસારને માટે પુરતું થાય, પણ જો માંદાં ભાયગે તેની તંદરોસ્તી લથડે, અથવાબીજા કોઇ સબબથી તે પોતાનો—પોતાની બાએડીનો—અને (જો ત્યારે થયું હોયતો) એક મોટા કુટુંબનો નીભાવ કેવી રીતે કરી શકે? અને ત્યારે તેઓના અખત્યારમાંની હમણાંની નજીવી રકમની માયા પુંજી કેટલા થોડા વખતમાં ઘસડાઇ જાય? અને પછી તેઓનો વિચાર શું?—એવી ભયાનક ધાસ્તીઓમાં; તે ઉદાર અને ભલી અબળા, કે જેણીનો પ્યાર તેણે મેળવ્યો હતો, તેણીને નાખવાનો અંદેસો ઉપજતાંજ તેનું જીગર દબાઇ ગયું. તેણે ઇછયું કે એક કાગળ તે મેહેર ઉપર લખે,

અથવા લખી શકે, કે જેમાં તેને તદન હવે વીસારી દેહને પોતાના પિતાનીજ વાત્રથી ઘ-રકાને તાબે થવાની તેણીને અરજ કરે. તેને એટલુંતો લાગ્યું કે તેને વિશે ફરીઆદ ઉઠાવાને રતનશા પાસે ખચીત ઘણાજ મોટાં અને વજ-નદાર કારણો હતાં. તેણે વળી એવુંબી ચાહ્યું કે તેવણની લાગણીઓ વિશે, અને જે કંઠાર ને કઠણ શબ્દોમાં તેવણે તે લાગણીઓને માર્ગ આપ્યો હતો તે વિશેબી તે ઘટતી નાંખતી કરે; પણ જ્યારે તેવણને મોહડેથી છુટેલા **કેટલાએક** બોલો ઉપર તેનો વિચાર દોડયો, અને જે અત્યંત તીરસ્કારથી તેની તરફ વર્તણુક ચલાવામાં આવી હતી તેનો ખ્યાલ તેને ઉપજ્યો, ત્યારેતો-જેટલું વધારે તે એ બાબદ વિશે મનમાં લાવતો ગયો, તેટલો એક **મરદ** તરીકેનો તેનો જોસ્સો વધારેને વધારે ઉછળતો ગયો.

પણ તેજ વળા ગરીબ બીચારી મેહેર કેવું દુઃખ સહન કરતી હશે ? તેણીની ઉપર કોણ-જાણે કેવો ઘાતકી અને જાયુકનો આઝાબ ગુજ-રતો હશે ? તેણીબી તેનાજ જેવી હિંમતવાન અને માયાળુ હતી, અને તેથી બેઉના સ્વભાવમાં ઉપજેલું આ મળતાપણું તેઓ વચ્ચેની મોહ-બતને વધારે–દસઘણી વધારે— ઘાડી કરતું હોય એમ તેને લાગ્યું. એવા અંદેશાઓ ઉપ-જતાં તેનું દીલ જાણે એક ભઠ્ઠીજ હોય તેમ તપવા લાગ્યું.

પણ આખરે તેણે ઠેરાવજ કીધો કે પેલું ધા-રેલું કાગળ લખવું, અને તે ઠેરાવ તેજ રાતે તેણે અમલમાં આણ્યો.

રતનશાની પેહેડી પરથી, જેમ તેણે ધાર્યું હતું તેમ, તેને રજા તો અપાઇજ નહીં ; કેમકે મેરવાનજી વકીલે રતનશાને એમ સમજાવ્યા કે દીનશાને પોતાની નજર આગળ રાખવાથી તેની હીલચાલો બારીકીથી તપાસવાને તેને બની આ-વશે, તેમજ વળી, તે વકીલનેબી, રતનશાની તરફથી, સાથે સમજુતી કરવાની વારંવાર તક મળે. પેહેડીમાંની દીનશાની નોકરી એવી તરે-હની કે તેથી રતનશા સાથે અંગત વેહેવારમાં તેને કદી આવવું પડતું નહી હતું : અને દેખદેતી રીતે તો, જે કઢંગી હાલતમાં તે આવી પડયો હતો તે વિશે, રતનશા અને તે પોતે શીવાય બાજું કોઇ ત્યા જાણીતું નહીં હતું. આગળથી કરવામાં આવેલા એસારા મુજબ, વકીલે તો મોહડેમોહડું મળીને તેમજ કાગળોથી દીનશાને સમજાવાની બેહદ કોશેસો જારી રાખી હતી; અને જે એક કાગળ રતનશાની સઘળી ચોકસી છતાં, મેહેરે તેની ઉપર મોકલી આપ્યું હતું તે વાંચી જોતાં તેને માલમ પડયું હતું કે તેણીના પિતાની તેણીની તરફની વર્તણુક વિશે જે ધાસ્તી દીન-શાએ રાખી હતી તે ખરેખરી અને પાયદાર હતી. તેની સાથના સંબંધથી હાથ ઉઠાવાને દી-નશાએ તેણીને કીધેલી સુચના તેણીએ મોહોબત ભર્યા–ગુસ્સા સાથે નાકબુલ રાખી હતી. તેણીએ જણાવ્યું કે જે દુઃખ તેણીની ઉપર પાડવામાં આવતું હતું તેથી તેણીનો ગુસ્સો ઓર વધારે ઉસ્કેરાતો હતો, અને જો દીનશાની પોતાની મરજી પડે તો આએજ ઘડીએ તેણી, પોતાનાં ઘરમાંથી દુર થઇને, તેની સાથે હંમેશ સુધીના પવિત્ર ગાંઠથી બંધાવાને રાજી હતી,-એવુંબી તેણી લખવાને ચુકી નહી. એવાં એવાં લખાણો વાંચ-વાથી ઘણીએક ઊંઘ વગરની રાતો દીનશાને ગુજારવી પડી. મેહેર તદનજ તૈયાર અને રાજી હોય તોબી, તેણીની સાથે છુપાછુપ પરણવામાં દીનશાને બેહદ ધાસ્તી સમાયલી જણાઇ. એવો એક હલકો અને નાલાયક ઉપાય અમલમાં લાવ-વાનો વિચાર તેના પ્રમાણીક અને સાચાં મનથી તામોસ થયો નહી; અને તોબી, બીજો કીયો માર્ગ તેઓને માટે ઉઘાડો હતો? પેહેડીપરની તેની હાલતતો દાહાડે–દાહાડે ઘણીજ ભારી પા-ડનારી અને દુઃખ ઉપજાવનારી થઇ જતી હતી. એટલુંતો હવે સઘળાઓને જાણીતું થયું કે, કાંઇબી સબબસર, તે પેહેડીનો વડો ભાગીઓ દીનશા તરફ અસંત સુગ અને બેદરકારીથી જોતો હતો; અને તેથી હવે એનું ખુદરસ્તી પરી-ણામ એ નીપજ્યું કે, ત્યાંના બીજા નોકરો અને ગુમાસ્તાઓ, જેઓ દરરોજ તેની સાથે કામકા-જના સંબંધમાં આવતા હતા, તેઓ તેને તરેહ-વાર રસ્તે પીડા અને હેરાનગતી આપવા લાગ્યા.

આગળ કોઇબી દાહાડે નહી અપાયલું એટલું કામ હવે તેને દરરોજ કરવું પડતું હતું; અને ઘણી વેળા તેને સખત બોલો તેમજ ઠપકાઓ અપાયા ઉપરાંત, તેની હીલચાલો તરફ શકની નજરથી રાખવામાં આવતી હતી. પણ તેના શેઠો અને વડાઓની તરફની એ ગેરવર્તણુક, તેમજ તેના બરોબરીયા અને ઉતરતાઓની તરફની તોછડાઇ તરફ તે, એકજ સરખી ધીરજ ભર્યા અને મજબુત ધીઃકારથી જોતો ગયો; અને એવી તો સાવચેતીથી અને ચોકસાઈથી તે ચાલવા લાગ્યો, અને પોતાને માથે નખાયલું ગમે તેવું ગેરવાજબી અને ભારી કામબી એટલી ઉલટ, એટલી ખંત, અને એટલાતો ખુશ મીજાજથી તે બજાવતો ગયો, કે તેથી તેના હલકા દુશ્મનો વધારેને વધારે હેરાન થતા ગયા પણ બીચારો દીનશા? હજી સુધી રતનશાની પેહેડી પરની ચાકરીને કાંય વળગી રહયો હતો? કારણકે તે હજીબી એવી કાંઇ ઉમેદમાં હતો કે પોતાની અતીઘણી ભલી ચાલથી રતનશાનાં હૈડાંપર કાંઇબી અસર કરવાને આખરે ફાવશે. પણ તે કેવી ખોટી ઉમેદ હતી!

મેહેરની હાલતબી, આગળ જણાવામાં આવ્યું છે તેમ, તે તેણીના પિતાને ત્યાં ખરેખરાં સંકરની અને આઝાબની હતી. દરરોજ તેણીને ઘડીમાં પટાવવામાં, તો ઘડીમાં ગોળોથી ભરપુર કરવામાં આવતી હતી; અને તેણીની દરેક હાલચાલ, તેમજ તેણીનો દરેક દેખાવ એટલીતો બારીકીથી તપાસવામાં આવતો હતો કે, તેણી પોતાનેમાત્ર એક **બંદીવાનજ** માની શકે. રતનશા ઘણી વેળા, ઘણાજ બુરા અને હીણપસ્તી ભરેલા હેવાલો, દીનશાની ચાલચલણ વિશેના, તેણીને કાને પાડવાની કોશેસ કરતા હતા; પણ તે બનાવટો એટલી ખોલ્લીહતી કે તેથી તેવણની ધારેલી નેમ સદનતર જમીનદોસ્ત થતી હતી. પોતાની માતાનીસંગતમાં મેહેરને થોડોબી દીલાસો મળતો હતો, કેમકે તે બાઇએબી ઘણો વખત સુધીતો પોતાની દીકરીની ચાલ તરફ ઘણીજ નાપસંદગી દેખાડી હતી, તોપણ આખરે તેવણ સમજ્યાં હતાં, અને પોતાની દીકરીની તરફથી રતનશાને સમજાવાનીબી તેવણે કોશેસ કીધી હતી. પણ એ કોશેસમાં તેવણ ફાવવા પામે તે અગાઉતો લખવાના એક બીજા હુમલાએ તેવણની હીલચાલની અને બોલવાની શક્તી તદન ખુંચી લીધી. એવા ભારે જરૂરના વખતમાં પોતાની માતાની વધી પડેલી બીમારીથી લાગેલા ફટકાએ મેહેર તદનજ નીરાસ બની, અને તેની અસરથી બે ત્રણ અઠવાડીયાં તેણીએ સખત તાવની માંદગીમાં પોતાનાજ ઓરડામાં ગુજાર્યાં. પણ એવી સંસારીમુસીબતોએબી રતનશાનુ જીગર પીગળવાને બદલે ઓર વધારે ક્રુર બનાવ્યું, અને દીનશા તરફના તેવણના ધીઃકારને ઓર વધાર્યો; કેમકે તેવણ એમજ માનતા હતા કે દીનશાએજ તેવણનાં સંસારી સુખમા ખલલ ઉપજાવી હતી. અને તેવણની સઉથી વહાલી ઉમેદો અને ઇચ્છાઓને બરબાદ કીધી હતી.

ઉકરજી નાણાવટી તો એ સઘળો વખત રતનશાને તાડ પર ચહાવાનું જારીજ રાખતો હતો, અને તેવણ સાથે લગભગ દરરોજનો જમનારો સાથી તે હવે થયો હતો; તેથી આખરે, આ બુદ્ધીહીન લખોપતી પાસથી નાણાંની એક ગંજાવર રકમ ઉછીની લેવામાંબી તે નીષ્ફળ થયો નહીં. રતનશાએ ઉકરજીને, દીનશા અને મેહેર વચ્ચેની સઘળી બીનાથી વાકેફ કીધો હતો; અને તે શેઠીઓ, તેવણનુ મન તેના નબળા હરીફ તરફ વધારે ઉસકેરવાને પોતાની ફરજ સમજે, એમાતો અલબત્તાં તેનો પોતાનોજ સ્વાર્થ સમાયલો હતો. તેથી હવે આ બન્નેની જોડી ઘણી વેળા વિચાર કરવામાં રોકાઇ, કે પેહેડી પરના આ "ભાડુતી ચાકર" ના ફાંકા અને પત્રાજીનો અંત લાવવા માટે શું ચોકસ ઉપાય લેવો. એક અકસ્માતીક બનાવે આખરે એવો એક નાપાક અને દગાભર્યો ઉપાય તેઓનાં ધ્યાનમાં બેસાડયો, કે બાપડો દીનશા તેનો ભોગ થઇ પડયો.

પોતાનું બપોરનું ભાણું ખાઇને, એક દવિસે જ્યારે દીનશા પાછો ફર્યો ત્યારે કાંઇ અસાધારણ બનાવ બન્યો હોય એવાં ચીન્હો તેને ત્યાં જણાયાં. કોઇ તેની સાથે બોલ્યું નહીં; સઘળાઓ તેની તરફ શક અને ધારતીથી જોતા

દીસ્યા. તે પોતાની પાઘડી કાહડીને હજીતો બેસવા પામે તેવામાં એક સંધેસો તેને મળ્યો કે રતનશા શેઠ તેને તુરતજ પોતાના ઓરડામાં બોલાવે છે. થોડીક અજાયબી સાથે તે ત્યાં ગયો; અને જ્યારે તે ઓરડામાં, સઘળા ભાગીયાઓને, તેમજ વડા કારકુનને તેમજ પેહેડીના વકીલને, અને એકુએ પારકાઓને ઉભેલા તેને જોયા, ત્યારે તે વધારે અજબ થયો. ઓરડામાં પગ મુકી, તે બારણુંબી બંધ કરવા પામે તે અગાઉ રતનશાએ તેની તરફ આંગળી દેખાડી એક અનજાણો પારસી, જે પોતાના સાદા પોશાકમાં આવેલો એક પોલીસ અમલદાર હતો, તેને કહ્યું—"આએ તમારો બંધવોછે—કેદ પકડો એને!"

"તાબે થાઓ ભઇ,—તમે માહરા બંધવાછો!" પેલો પારસી તેની પાસે આવીને તેના ડગલાના કાલર વડે તેને મજબુત પકડતો બોલ્યો. અને તેના સાથીએ તુરત પોતાના ગજવામાં છુપાવેલી એક ન્હાની બેડી બાહેર કાઢી. રતનશાને મોહડેના હેબતાવનારા બોલો તેને કાને પડતાંજ દીનશા તો બે ત્રણ ડગલાં પાછળ લથડયો, અને પેલા અમલદારે જો તેણે પકડયો નહીં હતે તો તે નીચે પડીબી જતે તેવો દીસ્યો. જાણે મોહોતનોજ ફીકાસ તેના ચેહેરા ઉપર ફરી વળ્યો. એકુએ ઘડી સુધી તો તેનેથી બોલાયુંજ નહીં.

"જરા પાણી લાવો પીવાનુ," કુંવરજી નામનો એક ભાગીઓ તેનો એવો ફીકાસ અને એવી બેફામ હાલત જોઇને બોલી ઉઠયો. પણ થોડાજ વારમાં, એવી કસી મદદ લીધા વિના દીનશા પાછો સાવધ બન્યો. પાણીનું ગલાસ તેના હોઠ આગળ લાવનારો પેલા અમલદારનો હાથ ખીસાડી દઇ, તે હવે જોશમાં બોલ્યો—એટલે શું, શેઠ? આવી રીતે મને બંધવો કરવાનું કારણ શું છે?" તેણે રતનશા તરફ જોઇને કહ્યું, "શું તોહમત માહરી ઉપર મુકાયું છે?"

"તમારા શેઠોનો પૈસો લુચ્ચાઇથી વાપરી ખાવાનું," પેલો વકીલ જે એક હીંદુ હતો તે બોલ્યો. આ સાંભળતાંજ દીનશા એ એક કમકમાટની નજર તેની તરફ ફેંકી, અને થોડીક ઘડી સુધી તેની તરફ ચુપકીદીથી જોતો ઉભો રહી, અંતે તે પેલા પોલીસમેનોના હાથમાં બેફામ હાલતે તુટી પડયો. તે પાછો સાજો થયો એટલે બે કલાકમાં તો તેને કોટની પોલીસમાં લેઇ જવામાં આવ્યો ત્યાં તેજ વખતે રતનશાબી પેલા હિંદુ વકીલને અને બેત્રણ મેહેતાઓને સાથે લેઇ એક અંગ્રેજ માજીસ્ટ્રેટ સામે દીનશા ઉપરનો વાંક જાહેર કરવા ગયા. દીનશાનેબી તુરત પીંજરાંમાં ઉભો કરવામાં આવ્યો, કે જ્યાં તે, ફીક્કે ચેહેરે, પણ શાંતપણું અને ધીરજ જાળવીને, પોતાના નીરદોશપણાં પર મુસ્તાક રેહી, રતનશા તરફ તીક્ષણ અને બારીક આંખો ફેંકતો ઉભો. પોતાના સામે મુકાયલો વાંક તેણે એક બોલબી બોલવા વિના સાંભળ્યો. ફરીઆદનામામાં એવું જણાવામાં આવ્યું હતું કે, કેટલોક વખત થયો રતનશાની પેહેડીને એવો શક ઉપજ્યો હતો કે તેઓના ખાતામાંનો કોઇ માણસ ત્યાંના નાણાનો ગેરઉપયોગ કરતો હતો. એ શક આખરે બંધવા ઉપર મજબુત થયો હતો; અને તેથી આખો વખતસુધી તેની તરફ મજબુત તપાસ રાખીને તે દીવસે સકારે તેને પોતાનું ખાણું ખાઇ આવવા મોકલવામાં આવ્યો હતો. તેના ગયા બાદ તેની ડેસ્ક તુરતજ ઉઘાડીને તપાસવામાં આવી હતી, અને અગાઉથી કરી રાખેલી નીશાનીઓવાળી દશદશ રૂપીઆની પાંચ નોટો અલફાતુ કાગળોના ચોડા હેઠળ છુપાવેલી, ત્યાંથી મળી આવી હતી.-વળી ઘણીવેળા અગાઉબી તેના હાથમાં નોટોના કકડા જોવામાં આવ્યા હતા કે જે છુપાવાની તજવીજ કરતો તે માલમ પડતો હતો. વળી એજ પેહેડીમાંનો એક બીજો ગુમાસ્તો, જે હમણા એવાજ એક અપરાધ સારૂં કેદખાનુ ભોગવતો હતો, તેની સાથે આએ બંધવો ઘણી મજબુત મીત્રાચારીમાં રહેલો જણાયો હતો. એ રીતની ઘણીજ મોટી રકમની ઉચાપત એ પેહેડીમાં થયલી જણાઇ હતી; અને વળી તેજ દાહાડે સવારે એક મેહેતાએ જ્યારે થોડાક રૂપીઆ દીનશા પાસે ઉછીના માગ્યા ત્યારે તેણે એવો જવાબ દીધો હતો કે તેની પાસે દશ રૂપીઆબી

બાકી રહેલા નથી.— એ સઘળું, અને બીજુંબી કેટલુંક દીનશાએ મુગે મોહડે સાંભળ્યું.

"કેમ સાહેબ," મેજીસ્ત્રેટે દીનશાને અંગ્રેજી માંજ પુછ્યુ, "આએ એવાં ગંભીર તોહમત વિશે તમારે શું કેહવુંછે?"

"કેહવું! મને શું કેહવાનુ હોય ત્યારે, તમે શું આએ તોહમતને માનો છો સાહેબ?" દીનશાએ પોતાની ખુદરતી ભોળાઇથી એવો સવાલ પુછ્યો.

"તમે શું ના પાડો છો, આ તોહમત?"

"હા, હું ના પાડું છું! મજબુતીથી, ચોકસપણાથી, અને ભાર મુકીને હું કહું છું કે એ તોહમત સદનતર ખોટું છે! હું માહરા શેઠોની ચોરી કરૂં! એ કેવું **બેહુદું** છે! સાહેબ, એઓ પોતે જાણે છે કે એ નહીંજ બની શકે તેવુંછે!"

"તમે સાબેત કરી શકસો કે આએ તોહમત જુઠું છે?" મેજીસ્ટ્રેટે ધીરજથી પુછયું, "જે ફરીઆદનામું હ્યાં સોગંદ ઉપર જાહેર કરવામાં આવ્યું છે તે ના પાડવાને અથવા તેનો ખુલાસો આપવાને તમે શક્તીવાન છો?" દીનશા તો ગુંચવાયલો જેવો થઇ તેની તરફ જોતોજ રહ્યો. "તમે સાંભળો છો કે નહી?" મેજીસ્ટ્રેટે સખતાઇથી પુછયું. "પણ વળી તમે હમણાંને હમણાંજ બોલવાનેબી **બંધાયલા નથી**; માટે જો તમે તૈયાર નહીં હો તો, કાંઇ આડું અવળું બોલીને નાહકના વાંકમાં નહીં આવવાની હું તમુને સલ્લાહ આપુંછું." હજી દીનશા તો કંઇજ બોલ્યો નહીં. "જો તમે ખુલાસો કરવાને હમણાં તૈયાર નહીં હોતો, પાછા તમુને કેદમાંજ રાખવાને બદલે, જામીન ઉપર એક અઠવાડીઆં સુધી છોડવાને હું રાજી છું."

"મને તમે કેદમાં રાખો, સાહેબ?" ગુંચવાયલા તેમજ ગુસ્સે થયલા દેખાવે દીનશાએ પાછો સવાલ કીધો,—'કાંય? જેટલા તમો તેટલોજ હુંબી બેગુનાહ છું સાહેબ?"

"ત્યારેતો જે પાંચ નોટો આજે તમારી ડેસ્કમાંથી નીકળી તેનો સેહેલાઇથી ખુલાસો કરવાને તમે શક્તીવાન થશો—"

"તે વાત હું તદનજ જુઠી ગણુંછું!" દીનશા બોલ્યો, "એ નોટો માહરી ડેસ્કમાંથી નીકળી શકેજ નહીં; કેમકે પગાર મને ઘણા દાહાડાનો મળી ચુકેલો હોવાથી હમણા માહરી પાસે પચીશ રૂપીઆબી મુશ્કેલીથી બાકી રહયા હોય."

"પણ એ વાત તો હયાં **સોગંદ ઉપર** જણાવ્યામાં આવીછે તમે સાંભળ્યા હશે તે સોગંદ. એઓ કેહછે કે એ નોટો **મળી હતી** ડેસ્કમાંથી હ્યાં ઉભા છે તેના શાહેદીઓ, તમુને ગમે તો સવાલ કરો એઓને. પણ એ વાત સોગંદ ખાઇને તો એઓએ નક્કીજ જણાવીછે."

એટલું સાંભળતાંવાર, જાણે એક વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ચોંકીને દીનશા બુમ પાડી બોલ્યો—"ત્યારેતો હું સમજુંછું બધું! ઓ **ખોદા!** હું સમજ્યો હવે બરાબર! એ નોટો જાણીજોઇને કોઇએ મુકેલી હોવી જોઇએ! માહરો નાશ કરવા માટે જાણીજોઇને કોઇએ એ કાવત્રું રચ્યુંછે!" હવે તે એકદમ રતનશા તરફ ફર્યો, અને ઘણીજ બારીક નજર તેની ઉપર ટીકેલી રાખી, સેજ ન્હાના સાદે બોલ્યો કે—"ઓ, ખુદા! આએ તાહરૂં કામ છે!" હ્યાં, તે પોતા ઉપર ગુજરેલી સઘળી વાત જાહેર કરવાની અણી ઉપર આવ્યો, પણ બીજીજ પળે, તે બુઢાની **દીકરીનો** વિચાર તેને ઉપજતાં તેનુ મોહડું સીવાઇ ગયું. "સાહેબ," તે પાછો મેજીસ્ટ્રેટ ભણી જોઇને બોલ્યો, "**ખુદા** માહરો સાહેદ છે કે આએ માહપાપી અપરાધનો હું બે ગુનાહ છું! એક કાવત્રાંનો ફક્ત હું ભોગ થયોછું જે તમારાં ધ્યાનમાં આવે તે તમે કરો. માહરા **ખોદા** ઉપર માહરો ઇતબાર છે, બીજા કોઇ પર નથી?"

તેનુ બાળેલું સાંભળીને, તેમજ તેની બોલવાની ઢપ જોઇને મેજીસ્ટ્રેટ અજબ રહ્યો. પોતાની ખુરસીપર અઢેલી બેસીને થોડો વાર વિચાર કીધા બાદ તે બોલ્યો—"બંધવાને હાલ તુરત કેદમાં મોકલવાની જરૂર હાલમાં મને દીસતી નથી. કદાચ થોડા દાહાડા પછી પુરતી સાહેદી સાંભળ્યાથી હું તેમ કરવાનો હુકમ આપીશ. હાલ તુરત તો,

બંધવા, આઠ દિવસની મેહેતલ પર તુને છુટો મુકવામાં આવેછે."

આઠ દિવસ વીતી ગયા. દીનશાવાળો મુકરદમો સાંભળવામાં આવ્યો, અને એમ બે ત્રણ વાર સંભળાયા પછી આ નિરર્દોષ ગુમાસ્તાનું નામ માજીસ્ટ્રેટે અપરાધીઓનું છાંડણ કરનારી 'સેશન કોર્ટ'માં તપાસને માટે નોધ્યું. અને બીજેજ દિવસે, તેના મુકરદમાનો હેવાલ વર્તમાનપત્રોમાં નીચે મુજબ જાહેર થયો—

**"નાણા ઉચાપત કરવાના અપરાધ માટે એક જુવાન પારસી ગુમાસ્તાનું સેશનમાં નોધાવું:**—'મોતીસાને નામે અત્રે ચાલતી એક જાણીતી મોટી પેહેડીપરથી ચોકસ નાણાની રકમો ઉચાપત કરવાના અથવા તે ચોરીને પોતાના ઉપયોગમાં લેવાના અપરાધો દીનશા બેહેરામજી મેહેતાજી નામના જે પારસી જવાનની તપાસ કોટની પોલીસ કોર્ટમાં થોડા દિવસ થયા ચાલતી હતી, તે પારસીનુ નામ ગઇ કાલે મી૦ ન્યુટન મેજીસ્ટ્રેટે, આવતા દોઢ મહિના પછી બેસનારી અપરાધીઓનુ છાંડણ કરનારી સેશનમાં નોધ્યું છે. એજ પેહેડીમાં કીધેલા એજ કીસમના અપરાધને માટે જે હીંદુ ગુમાસ્તો હમણાં કેદખાનુ સેવેછે તેની સાથે આ પારસી બંધવાને ઘણી ધાડી મિત્રાઇ હતી એવી વાત જાહેરમાં આવીછે. એ જવાન પારસી, હમોએ સાંભળ્યું છે તે મુજબ, ઘણી સારી બુનીઆદનો અને સરસ કેળવણી ધરાવનારો છે. તેની વર્તણુક અને દેખાવ પરથી જાણે તે એવો અપરાધ કરવાને શક્તીવાન હોયજ નહી તેવો દેખાયછે. જ્યારે ફરીઆદનામુ તેને વાંચી સંભળાવામાં આવ્યું ત્યારે તે તદનજ કમકમતો જણાયો હતો અને ઘણીજ મજબુત અને અસરકારક રીતે પોતાનુ નિર્દોષપણું જાહેર કરી તેણે વળી એવુંબી જણાવ્યું હતું કે માત્ર એક કાવત્રાંનો તે ભોગ થયો છે. મેજીસ્ટ્રેટે પુછેલા એક સવાલના જવાબમાં 'મોતીસાની પેહેડી'ના એક ભાગીઆએ જણાવ્યું હતું કે આ વાંક બંધવા ઉપર મુકવામાં આવ્યો તે વખત સુધી તો આ જવાન ગુમાસ્તાની વર્તણુક ઘણી સરસ અને વગર વાંધાની ચાલુ રહી હતી."

એવી ખબરવાળું વર્તમાનપત્ર તેજ દીને સાંજે મેહેરની આયાની મારફતે તેણીના ઓરડામાંની ટેબલ ઉપર મુકાવામાં આવ્યું, અને બાપડા દીનશાની ભયભરેલી હાલતની વીગત એ મુજબ તેણીએ પેહેલવેહેલી જાણી. તે લખાણ વાંચીને પુરૂં કરવાની ઘડીએજ, તેણી કુદકો મારી ઉઠી, અને તેણીને બાહર જતી અટકાવા આવેલી આયાને એક બાજુ હડસેલી દેઇ, પેલું વર્તમાન પત્ર પોતાના હાથમાંજ પકડેલું રાખી, જંગલી જેવી થઇને દાદરપરથી ઉતરી, પોતાના પિતાના જમવાના ઓરડામાં તેણી ધસી ગઇ, કે જ્યાં રતનશા એકલાજ એક 'ઇઝીચેર' પર અલેટાઇને પડ્યા હતા. બારણા આગળથી જાણે એકજ કુદકો માર્યો હોય તેવી ઝડપથી તેવણની સામે ઉભી રેહી, જોસ્સાથી બારીક થયલા અવાજે તેણીએ બુમ પાડી—"બાવાજી, આએ શું? દીનશાએ તમારી ચોરી કીધી! દીનશા બંદીખાને! એક નીચ ચોરની હાલતે! આએ શું છપાયુંચ ત્યાં?" પેલાં પત્ર ઉપર પોતાનો હાથ અફાળતી તેણી બોલી, "એ શું ખરી વાત છે? ને તમે તેની ઉપર એ તોહમત મુકનારા? અરરર, નહીં—નહીં! એમ કદીબી થાય નહીં!" તેણી, એક ઘેલી ને છાજતાં જહનુનથી, બોલવા લાગી, "એમ નહીં થાય! બાવાજી, એમ થામજ નહીં! અરર બાવા, જરા તો શરમાઓ! અરે કેવી શરમ—કેવી હીનપસ્તી! બાવા જરા શરમાઓ! તે એકલો,—તેનો બાપ નહીં,—તેની માય નહીં! બધાંજ મરી ગયલાં! કોઇ તેને બચાવનાર નહીં! કોઇ ચાહનાર નહીં! બસ હું એકલીજ!"—એટલા છેલ્લા બોલો, પોતાની ગુંગળાતી છાતીમાંથી જેમ તેમ બાહેર પાડી, એક ધીમાં ડચકાં સાથે બેસુધ થઇ, તેણી ભોંય ઉપર પટકાઇ પડી.

મેહેર બોલતી ગઇ તે સઘળો વખત રતનશા હેબતેલા અને ગભરાયલા પોતાની ખુરશી ઉપર જાણે દબાઇજ રહ્યા; તેવનને એમજ જાણે લાગ્યું કે એક કોધમંદ ફરેસ્તો **અણચીતો** આવીને તેવનનાં પાપી મનના એકાંત વાસમાં તેવનને ઝપકાવેછે; અને બેશુધ હાલતે

તેવનની દીકરી જમીન ઉપર તુટી પડી ત્યારેબી કેટલીક ઘડી સુધી તેવનમાં એટલી શક્તી નહીં હતી કે પોતાની ખુરસીપરથી ઉઠીને તેણીની મદદે દોડે. વળી ત્યાર પછી એવોબી એક કમકમાત ભરેલો શક તેવનનાં મનમાં ઉપજ્યો કે રખેને તેણીનું મગજ તદન ખસી ગયું હોય, અને તેથી બીજો દોઢેક કલાકનો વખતતો તેવનને હદવગરના ત્રાસમાં ગુજારવો પડયો. પણ મેહેરની માવજતને માટે બોલાવેલાં તબીએ જ્યારે તેવનને ધીરજ આપી કે મેહેરનાં મગજની હાલત વિશે કસીબી ધાસ્તી રાખવાનું તેવનને કારણ નહીં હતું અને તેણી માત્ર એક સખત બેસુધીમાંજ પડી હતી ત્યારેજ તેવન જરા સાંત પડયા, અને તુરતજ પોતાની ગાડી જોડાવાનો હુકમ આપી મારતે ઘોડે તેવન પેલા હીંદુ વકીલની આફીસમાં દોડી ગયા, અને ત્યાં તેને કેહેવા લાગ્યા કે કાંઇબી કરીને દીનશાનો એકદમ છુટકારો થાય તેવું કરવું. પણ તેતો અલબતાં નહીંજ બની શકે તેવું હતું; અને દીનશાને હવે છોડી મુકવાનું કામ રાણીથીબી બની શકે નહીં એમ જ્યારે તે વકીલે તેવનને જણાવ્યું ત્યારેતો તેવન ત્રાસથી જાણે જડ બની ગયા. એટલુંતો હવે ચોકસજ હતું કે દીનશાને બીજો દોઢ મહીનો સુધી કેદખાનુ ભોગવવું જોઇએ અને પછી સેસન કોર્ટની હજુરમા નાણાં ઉચાપત કરનારા એક ગુનેહગારની હાલતે ઉભું રેહવું જોઇએ. અને તે વેળા, પેલા વકીલે જણાવ્યું કે, માત્ર બેજ રસ્તા રતનશાને માટે ખુલ્લા હતા, એકતો કોર્ટમાં બીલકુલ જવુંજ નહીં અને દીનશાનો ચુકાદો જુરીની અને ન્યાયધીસની મુનસફી ઉપર છોડવો, અથવા બીજોતો એ હતો કે ભર દરબારમાં હાજર થઇ ખોલ્લું જણાવવું કે દીનશા ઉપરનુ તોહમત ખેંચી લેવામાં આવેછે, કારણ કે તે તોહમત તદનજ ભુલથી મુકવામાં આવ્યું હતું. પણ એ બેઉ બાબદોમાંબી, જો દીનશા તદનજ ખરેખરો નીરદોશ હોયતો, તે રતનશાની સામે પોતાની આબરૂને હીણું લગાડવાની ફર્યાદી લાવી શકે, અને તેવનની તરફથી મુકવામાં આવેલાં પાયા વગરનાં તોહમતથી જે હીણપસ્તી, ધાસ્તી, અને નુકશાનને તેને તાબે થવું પડયું હતું તેના બદલામાં મોટી—ઘણી મોટી–રકમની ગુનેહગારી તે માગી શકે અને મેલવી શકે; અથવા એટલુંજ નહીં પણ જો તે ચાહેતો મોતીવાલાની પેહેડીના સઘળા ભાગીયાઓનેબી તે પોતાની ફર્યાદીના સપાટામા સપડાવીને કોર્ટની દેવડીએ ચઢાવી શકે."

"પણ," પોતાને માથે આવેલા આ જોખમની વાત સાંભલીને ત્રાશ પામેલા રતનશા હવે બોલ્યા, "તે માહરી ઉપર ફર્યાદી લાવે ત્યાં સુધી હું ખોટી થવાનોજ નથી—જેબી રકમ તે માગે તે તેને તુરત આપી દેવાને હું તૈયાર છું, ને તેબી જે ઘડી તે કેદખાનામાંથી બાહર આવે તે ઘડીએ."

"બેઅદબી માફ છે રતનશા શેઠ," વકીલ બોલ્યો, "પણ એટલું બધું કરવાની તમુને જરૂર શુંછે?"

"કાંઇ ઘણાજ અગતના બનાવો જે માહરાં ઘરમાં હમણાં બન્યા તેને લીધે મને માહરો વિચાર ફેરવવો પડયોછે. વાસ્તે જે ઘડી એ માગે તેજ ઘડીએ એને ગમે તેટલી રકમ આપવાને હું તૈયાર છું."

"પણ જો એ જુવાન માણસ તુમાખી ને મગરૂબ હશે, ને પોતાનાં નીરદોશપણાં વિશે તેની ખાત્રી હોવાથી જો તે મોટાઇ મેલવવા માગતો હશે તો, પોતાની આબરૂ મોટી કીમતની વિચારીને તેનો જવાબ દેવા તમુને પાછા કોર્ટમાંજ ઉભા રેહવાની ફરજ પાડશે. ખચીત, હું જો એની જગ્યાએ હોંઉંતો એમજ કરૂં."

"તમે **કરો**, તમેબી એમજ કરો નહીં વારૂ" રતનશા ચીડમાં આવીને બોલ્યા, અને પરશેવાનાં મોટાં ટીપાં તેવનનાં કપાલ ઉપર ફુટી નીકળ્યાં.

"ખચીત–ખચીત–હુંતો એમજ કરૂં; પણ હવે તે વાત જવાજ દીઓની. એ વિશેનો બીજો કોઇ માર્ગ તો મને હમણાં સુજતો નથી."

"ત્યારે તો નાખો એને જેહાનમમા!" હવે જીવપર આવીને રતનશા બુમ પાડી બોલ્યા. "કરવા દેઓ એને જે એનેથી થાય તે! તે માહરૂં કીધેલું કંઇબી જાણી શકવાનો નથી.

"શું શેઠ?" વકીલે અજબ થઇને પુછ્યું કેમકે દીનશા સામે રચાયલાં ટરકત વિશે ઉકરજી નાણાવતી અને રતનશા પોતે એ શીવાય બીજો કોઇબી જાણીતો હતો નહીં. "તમારૂં કીધેલું તે કાંઈ જાણવાનો નથી! એ તમે શું બોલો છો શેઠ? જરા સમજ તો પાડો."

"નહી–ન–ન–હી હું તો એ–એમ–" રતનશા હવે ગુંચવાડાથી લાલ થતા બોલ્યા, અને કાંઇ બોલો એવા બબડીને ત્યાંથી વીદાય થયા કે જે તેવન પોતે તેમજ તે વકીલબી સમજી શકે નહીં.

પણ પેલા ચગોર વકીલનાં મનમાં રતનશાનાં આ ભેદી બોલવાથી કાંઇ શક ઉપજવા વગર રહ્યોજ નહીં, અને જ્યારે દીનશા જે બોલો પોલીસ કોર્ટમાં બોલ્યો હતો તે બોલો સાથે તેને રતનશાના હમણાના બોલો જોડ્યા ત્યારે તો તેના શકને મજબુતી મળવા વીણા રેહી શકી નહીં. પણ તે શયાણો માણસ હતો, અને પોતાના સવાલો લંબાવાની જ્યારે તેને કાંઇ ખાસ અગત નહીં જોઇ ત્યારે તેને તે કેસ જેમ હતો તેમજ રેહવા દેવાનુ ઘટતું વીચાર્યું.

છ અઠવાડીયાં સુધી બાપડો દીનશા એક ગુનેહગારની હાલતે પોતાની તપાસને માટે બોટી થતો કેદખાનામાં પડી રહ્યો. તેટલા વખતમાં તેનાં મનને ઉપજેલા કલહનુ બયાન કોણથી થાય? પોતે ચોખ્ખું અને ઊંચા પ્રકારનુ પ્રામાણીકપણું ધરાવે છે એવું જાણનારો આ માણસ જેને કોઈ માણવીનુ બુરૂ કરવાનો ખ્યાલ વતીક કીધેલો નહીં—જેને માત્ર સખત હાજતેજ એવી હાલતમાં લાવી નાખેલો કે જેમાં તે રતનશા જેવા એક ધણીનાં કપટનો ભોગ થવા પામે—જે, તેને ચાહનારાં માત્ર એકજ કોમળ જીગર સીવાય, દુનિયામાં તદન નાચાર અને નાવારેસ રેહેલો—જેનુ પોપણ તેની દરરોજની મેહેનત ઉપર ફક્ત આવીને ટકેલું—અને જેને અત્યાર લગન પોતાનો નીભાવ તરેહવાર દુ:ખો અને નીરાશીઓ ખમીને ભપકાથી તો નહીં પણ આબરૂથી કીધેલો—તેજ માણસ હમણાં કેદખાનાંની અંધારી ઓરડીમાં ઝુરતો બેઠો હતો, અને કમકમાત સાથે તે દીવશ તરફ જોતો હતો કે જ્યારે બેહોરમતી સાથે તે કોર્ટમાં ઘસડાવાનો હતો, અને જો જુઠ્ઠી શાખશીઓ ફતેહ પામે તો, પોતા ઉપર મેળાયલા ત્રાશદાંએક અપ્રાધનો ગુનેહગારબી બનવાનો હતો! અને એ સઘળું બેશક રતનશાનાં પોતાનાં કાવત્રાંથી થનાર હતું—કે જે તેની મેહેરનો પિતા થતો હતો! અને વળી બનેતો માહાં ભાયગે તે **તરીપાર**ની જાય—પોતાનો મુલક બેહોરમતીથી હમેશ સુધી તજીબી જાય—અને એક ઠગારા એક લુચ્ચા એક **મહાપરાધીમા** ખપીને જેણીએ તેને એકવેળા અત્યંત પ્યારથી ચાહાયો હતો તેણીનાં ધ્યાનમાંથી કંટાળા અને કમકમાત સાથે દુરબી કહડાય! તેને ઠેરાવ કીધો કે કોઇબી રીતે મેહેર સાથે કાંઇબી સંધેસા ચલાવાની કોશેસ કરવી નહીં; પણ તે વખતને માટે મકનપણે ખોટી થતા બેસવું, કે જે વખત તે તદનજ નછાજતી પણ ખોલી અપર્કીતી યાતો કલંક પામનાર હતો અને તેથી તદનજ દબાઇ જઇને નાશ થનાર હતો, કે યાતો તે તેના મુદઇઓને તેમને લાયકની મજબુત શીક્ષાએ પુગાડનર હતો, કે જેઓન કપટ અને પાપે તેની બરબાદી કરનારી આ ગોઠવણ રચી હતી. પોતાના બચાવને માટે તે શું પગલાં ભરી શકે? તેના સાક્ષીઓ કોણ હતા? અને કીયો એવો નામાકીત ધારાનો હીમાયતી તેની તરફથી હાજર થનાર હતો કે જે તેની સામે સાક્ષી આપવા આવેલા જુઠ્ઠા ગવાહોનુ ખોટારૂં પકડી કાંઢીને તેના દુશમનોનુ કાવત્રું પકડી કાઢે? હે ગરીબ છોકરા! તાહરી મુશકેલીના હીગામમા તે કરીમ **કીરતાર** તને સહાય થજો—અને તાહરો છુટકારો કરજો!

દીનશાની હાલત વિશેની અંચીતી ખબર મળતાંજ મેહેરને જે ઉશકેરણી થઇ હતી તેનુ પરિણામ એક ધીમી પણ સખત તાવમાં આવ્યું હતું કે જે તાવે તેણીને એક પખવાડીયું સુધી બીછાણે અડેલી રાખી હતી; અને જ્યારે તે વખત પછી તેણી પોતાના પિતાની પાસે પાછી આવી ત્યારે તેણીની બીમાર અને નબલી હાલત છતાંબી, તે તે ક્રુર પિતા તેણીની તરફ આગલનાજ જેવી સખતાઇ અને જબરી દેખાડવાને ચુક્યો નહીં, કે જે જુલમાતની સરૂઆત, જ્યારથી તેણીએ ઉકરજી નાનાવટીને વરવાને નાપાડી ત્યારથી થઇ હતી. દીનપરદીન રતનશા તરેહવાર પતાવત અને સમજાવતથી તેણીને લલચાવાની પોતાની કોશેશો જારી રાખતા હતા, અને ઘણી વેળાતો ગાલો અને શ્રાપોથીબી તેણીને વધાવતા હતા; પણ તે શઘળું ફોકટ હતું, કેમકે જ્યારે એક દી ઉકરજીએ પોતાને મોહડેથી તેણીને પુછીને તેણીનો "હાથ અને જીગર" મેળવવાની માગણી કીધી, ત્યારે એવાતો શાંત તીરશકાર સાથે તેણીએ તેને નામંજુર રાખ્યો કે જખમી થયલી તુંદઇ અને ઇતરાતના સઘળા ચતકાથી ઉપજેલો ગમ રતનશાના ઉશકેરાયલા કાનોમાં જઇને ખાલી કરવા શીવાય બીજો કસો છુટકો તેને રહયો નહીં.

જે નામ તેણીની છાતી ઉપર કોતરાઇ રહ્યું હતું-શુતેલા કે જાગતા તેણીનાં સઘળા વિચારોમાં જે હરદમ હાજર હતું તે—દીનશાનુ નામ—તેણીએ પોતાના હોટોથી કદીબી દુર થવા દીધું નહીં. તેણીનો પિતાબી વારે ઘડીએ તેને માટે બોલતો ગયો, પણ તે સઘળું બોલલું તેણીએ ઉદાસીથી, અને ઘણી વેળા તો ગુસ્સા ભરેલી ચુપકીદીથી સાંભલ્યુ. તેણીનીતો ખાત્રીજ થવા લાગી કે દીનશાના કેદ થવાના સંબંધમાં 'તેણીના પિતાનીજ તરફથી કોઇ કીશમની નીચ યુક્તી થયલી હોવી જોઇએ, અને તેથી જ્યારે રતનશાની સામે તેણી બેહેલી હોય ત્યારે ધાસ્તીનું લખલખુંબી પોતાનાં આંગમાં ફેલાતું તેણી જેમતેમ અટકાવી શકતી હતી. અને તે દુઃખી અને જુલમ પામેલા દીનશા તરફની તે પિતાની એવી વરતણુકથી તેવણુની દીકરી ઉપર તો જે અશર નીપજે તે એજ હોય કે તે તદન નીરદોશ અને નીશકલંક છેજ એવું જાણીને તેણી તેની તરફનો પોતાનો પ્યાર બેવડો વધારે અને ઘાડો કરે—અને તે તેણીને માટે એવાં દુઃખોનો ભોગ બન્યોછે એવો વિચાર તેણીને ઉપજવાથી તેની શીકલ તેણીનાં મનની આંખો સામે હરદમ હાજર રેહવા પામે. અશર જે નીપજે તે એજ—બીજી શું?

આખરે દીનશાની તપાસને માટે નક્કી થયલો દીવશ આવી પુગ્યો, અને નહીં દબામ એવી ઉશકેરણી અને ધુજારા સાથેજ રતનશા, ઉકરજી નાણાવતીને સાથે લેઇને પોતાની ગાડીમાં બેસી હાઇ કોર્ટ આગલ ઉતર્યો; પણ ત્યાં તેઓને મોડી સાંજ સુધી ખોટી રેહવું પડયું, કેમકે ખોટી સહી કરવાના વાંકને માટે તપાસતા એક બંધવાનો કેસ એટલો વખત ચાલ્યા કીધો હતો. તે તપાસ પુરી થઇ તે વેળા રતનશા પોતાના બેતાબી મીત્રની ઓલખ કોઇ બીજા સાથે કરાવામા રોકાયલા હોવાથી, સઘળી ગડબડ પુરી થવા બાદ જ્યારે તેવને પોતાની નજર પીંજરાં તરફ પાછી ફેંકી, કે જે પીંજરૂં પેલા સખત સજા પામેલા બંધવાએ તુરતજ છોડેલું હતું, ત્યારે તેવનની નજરે દીનશાનો આકાર ત્યાં ઉભો રહેલો પડયો, કે જે ઘણા સોકાતુર ચેહેરા સાથે વિચારમાં ગરક થયલો થોડોવાર અગાઉનો ત્યાં આવી ઉભો હતો. તે અતી ઘણો લેવાઇ ગયો હતો, અને રતનશાનુ સખત હૈડુંબી તેવનના આ ભોગના બદલાઇ ગયલા દેખાવથી દુખ પામ્યા વગર રેહતે નહીં; કેમકે તે એટલો નબલોબી થયલો હતો કે હમણાની આ નામોસી ભરેલી હાલતમાં તેનેથી સીધું ઉભુંબી રેહવાઇ શકાતું નહીં હતું.

રતનશા તો તેના નીર્દોશપણાથી સારી રવેસે વાકેફ હતા, અને તેથી ઘડીભર જ્યારે દીનશાની સ્થીર પણ દલગીરી ભરેલી આંખો તેવનની આંખોને આવી મલી ત્યારે તેવનનું

આખું ગુનેહગાર દીલ સન્નલું ઝનઝની રહયું. ઉકરજી નાણાવતીબી કાંઇ ઓછો ઉસકેરાયલો નહીં હતો, અને તેની સાથે તદન બેદરકાર દેખાવે વાત કરવાની તેને ઘણુંબી કોશેસો કીધી પણ ફોકટ! કોર્ટનુ કામ શરૂ થતાંજ બંધવાએ પોતાને નીરદોશ જાહેર કીધો. દીનશા તરફથી કોઇ ધારાનો હીમાયતી રોકવામાં આવ્યો નહીં હતો. પણ માત્ર અરધા કલાકના અરસામાં જે કેટલીક સાક્ષીઓ લેવામાં આવી, અને તેમા રતનશાએ પોતેબી ધ્રુંજી થથરીને જે કેટલાક બોલો હસવા જેવી રીતે કહયા, તે ઉપરથી તપાસ કરનારા ચંચળ નીયાયધીસે તુરત ચુકવ્યું કે બંધવાની વીરૂધ જાય એવી એક તનખા ભારની સાક્ષીબી પડી નથી અને તેથી બંધવાને છોડી મુકાવનારી 'વરડીક્ત' લાવવા તેને જુરીનેંબી સુચવ્યું. જુરીએબી તેમ તેજ ઘડીએ કીધું, અને તે સાથે વળી પોતાનુ એવુંબી એકમત જણાવ્યું ને બંધવા સામે મુકાયલો વાંક જેમ નાપાયદાર તેમજ કપટથી મુકાયલો હોય એવોબી દીશે છે.

"ત્યારે શું હું એમ સમજું માહરા લાર્ડ" જુરીનો ફોરમેન જુરીનુ મત જણાવી રહયો ત્યારે દીનશાએ હીમતથી પુછયું, "કે હું અપકીર્તી અને અપમાનથી તદનજ મોકલો થઇને આ કોર્ટ છોડી જાઊંછું?"

"ખચીત—બેશક એમજ તમે જાઓ છો," નીયાયધીસે જવાબ દીધો.

"અને જો હું ઘટતું વિચારૂં તો જેઓએ મને એક ખોઠાં તોહમતથી હયાં ઉભા કરવાનું પાપી કાવત્રું રચીયું છે તેઓને ઊંધાડા પાડીને સજાએ પુગાડવા નીબી મને છુટ છે?" તેણે પાછું પુછયું.

"અલબતાં," તે સાઉચેત જડજે જવાબ દીધો, "કોઇનીબી સામે પગલાં ભરવાની તમોને છુટ છે; એટલે કે, જે રીત તમે મને જણાવી તે રીતથી તેઓએ પાપી કામ કર્યું છે એવું જો તમે સાબેત કરો તો."

દીનશાએ એ સાંભળીને રતનશા તરફ એક નજર એવી ફેંકી કે તેથી તેવનનુ લોહી તેવનનાં પાપી હૈડાંમાં જોશથી ઉલટ પુલટ થવા લાગ્યું, અને પછી કોર્ટને માનપુર્વક નમીને તે પેલી હીણપસ્તી ભરેલી જગા છોડી ગયો કે જે રોકવાની તેને એવી નાપાકીથી ફરજ પાડવામાં આવી હતી.

તેનો કેસ પુરો થયો ત્યારે તે દાખલ થતી રાતનો અંધકાર સેજસાજ ફેલાઇ ચુકયો હતો, અને જ્યારે કોર્ટનાં મકાનમાંથી તો બાહેર આવ્યો ત્યારે તો શું કરવું અને કયાં જવું તેના કાંઇ ચોકશ વિચાર વગર તે અમઠોજ ચાલવા લાગ્યો. પણ આખરે તેની એકલી અને નાચાર હાલતનો વિચાર તેનાં મનમાં ઉપજ્યા વગર રહયો નહીં હવે તેનુ શું થનાર હતું? તે નબલો અને થાકી ગયલો હતો, અને જાણે એવુંજ ઇચ્છવાબી લાગ્યો કે તે રાતનો આરામ તો તે પોતાનાં કેદખાનાંવાલા ઓરડામાંજ લેતે તોબી ઠીક. એવા વિચારોમાં તે હતો, અને અને મેદાનને રસ્તેથી આગલ ચાલતો હતો તેવામાં કોઇ જુવાન અબળાનો આકાર ઝડપથી ચાલતો તેની સામે આવી ઉભો.

"દીનશા—માહરા પ્યારા દીના." મેહરનો અરધો દબાયલો અવાજ હવે તેને કાને પડયો, અને બીજીજ ઘડીએ પોતાના લાંબા ફીઘેલા હાથો સાથે તેણી તેની અડોઅડ આવી પુગી, "ત્યારે આખરે તમે છુટા થયા ખરા! પાપીઓની જાલમાંથી તમારો છુટકારો થયો ખરો! શુકર ખોદાના—શુકર ખોદાના! અરે! આપણે છેલ્લાં મલ્યાં ત્યાર પછી આપણી ઉપર શું શું વીત્યુંછે! કાંય દીના બોલતા કાંય નહીં માહરી સાથે? બાપના ગુનાહને માટે દીકરીને તજી દેવાનો તમારો વિચારછે?"

દીનશાતો અચેતન જેવો થઇને તેણીની તરફ ટીકતોજ ચુપ ઉભો રહ્યો હતો. પછી—

"એ કોણ મેહેર!" એમ જાણે હજુબી માનતો નહીંહોય તેમ તે બબડયો.

"હા—હા! હુંજ છેઉં રતનશાની મેહેર—દીનશા તમારી ચાહેલી મેહેર. પણ ઓહો દીના, તમે કેવા બદલાઇ ગયાછો! કેવા લેવાએલા--કેવા બીમાર, કેવા ફીક્કા તમે દીશોછો!

જાણે માહરેથી તો જોવાતાજ નથી!" એટલું બોલી, પોતાના બેઉ હાથો મોહડાં ઉપર દાબી દઇ તે ધોધબંધ રડી પડી.

"જાણે હું તો માની શક્તોજ નથી કે તું મેહેર હોય!" દીનશા બોલ્યો, "પણ તાહરા બાવા, મેહેર, તાહરા પિતા! તેવન જો તુને હ્યાં જોશે તો શું વિચારશે? માહરા જેવા એક કંગાલ સાથે વાત કરતાં શું તું સરમાતી નથી? હું તો બંદીખાનું છોડીને હમણાંજ આવ્યો છુ.?"

"હું શરમાઉ? દીના—માહરા દીના—મને રંજીદા વધારે ના કરો! તમારે ખાતર માહરૂં દીલ તદન તુટી ગયુંછે! તમારેથી તો નહીં, પણ પોતાનાં દીલનાં ને લોહીનાંઓથી મને સરમાવાનું છે. અરે! એવને—માહરા બાવાબી બીજાઓની સુઝે એવા થાય!"

દીનશાએ હવે અણચીતી તેણીને પોતાના હાથોમાં લીધી, અને હદ વગરની મમતાથી તેણીને ધીરજ આપીને શાંત પાડવામાં તે રોકાયો.

તેણીના પિતાની ખારીલી આંખે તેણીને હમણા જોઇ હતે તો!

પોતાના ચાહેલા આશકને મલવા માટે આ હીમતવાન છોડી એવી એકાંત જગાપર એકલી આવીને ઉભી રહેવાનેબી અચકાઇ ન હતી, કેમકે તેણીને કાંઇ છુપી લાગણી થઇ હતી કે દીનશા—છુટી આવેલો દીનશા આખરે તેજ રસ્તો પકડવા વગર રહેશે નહીં. હવે તેણી અત્યંત જોશ સાથે તેને સમજાવા લાગી કે તેણે તેજ ઘડીએ તેણીનાં ઘરમાં આવવું, તેણીના પિતાની સામે હીમતથી ઉભા રેહવું, અને જે નુકસાન તેને તેણે કીધું હતું તેનો બદલો તેની પાસેથી માગવો.

"હું ઉભી રહીશ તમારી પાસેજ દીનશા," આ ઉશકેરાયલી છોડી આગળ બોલી,"હુ તમુંને કદીબી છોડનાર નથી—રતનશાને ગમે તો આપણ બન્નેને ઘેરમાંથી બાહેર કાઢે! મને તો હવે એ ઘેર તરફ તીરસ્કાર છુટોછે—જેબી ત્યાં છે તે સઘળી ચીજો તરફ હવે હું બેદરકાર થઇછું—સીવાય માહરી ભલી, અને ભોળી તે માય! આવો દીનશા આવો—અને તમારૂં પાણી દેખાડો!" પણ દીનશાની વધારે સારી સમજે તેને એકદમ તેમ કરતાં અટકાવ્યો, અને તેથી ઘણીક મેહેનતે તેને મેહેરને એકલીજ પાછી પોતાને ઘેરે જવાને મનાવી. તેણે તુરતજ એક ગાડી બોલાવીને તેણીને તેમાં બેસાડી, અને પૈસાની એક કોથળી જે તેને આપવા માટે તેણીએ ભારે બોહોશ કીધી હતી તે પાછી તેણીને સપુર્દ કરી, બીજેજ દીવસે તે તેણીને મળશે અથવા તેણી ની ઉપર લખશે એવી મોહબત ભરી કબુલાત તેણીને આપી તેણે તેણીને વીદાય કરી.

જતાંવાર, પોતાની ગેરહાજરીથી ઘરમાં ફીકર ઉપજતી અને સોધાસોધ થતી તેણીએ જોઇ.

"ત્યારે તમારો ધારવેલો ભોગતો આખરે છુટીજ ગયો છે!" ઘરમાં દાખલ થતાં વાર પોતાનો પિતા, જેની પાસેથી ઉકરજી નાણવતી તુરતનોજ ગયલો હતો, તેની સામે અણચીતી જઇને તેણી બોલી.

"ઓહો—મેહેર—મેહેરાં—માહરી મેહેરાં, તુંજ છે કે?" એમ તેણીનો પેદર, દારૂમાં ચકચુર થયલો, અસ્થીર પગલાંએ તેણીની તરફ ચાલી આવતો બોલ્યો—"આવ દીકરી એક કોટીતો કર! તું કાંહ—કાંહ ગેઇતી? હ બોલની, રાન બીલારો, તું કાંહ ગેઇતી દીકરી?"

"દીનશાને મળવા," મેહેરે ઘણાજ મજબુત અવાજે ઉત્તર વાળ્યો, અને પોતાના પાસે આવતા પિતાથી તે બે ત્રણ પગલાં પાછી હટી.

"દીનશાને મળવા! મળવા, દીનશાને!" તેવણ બોલ્યા, અને જાણે તે બીનાએ તેવનને સાવધ કીધા હોય તેમ હવે મક્કમ નજરે તેવન મેહેરને ટીકવા લાગ્યા. "વારૂં, પછી, તેં મળીને શું કીધું?"

બાવાજી, મારૂં લોહી માહરી નેશોમાં વેહે ને તોબી એવું કામ કરવાનો તમે વિચાર કરો ત્યારે હવે શું રહ્યું" અજબ જેવા જોશમાં આવી પોતાના હાથો લંબાવતી મેહેર બોલતી ગઇ. "તમે માહરા બાપને તોબી'

તેણી કમકમી, "તમે એવા ગુનેહગાર—એક નીરદોષને તારાજ કરનારી જાત રાખનારા તમે! બાવા જરાતો બીહો! તમે ચાહોચ તમારી દીકરીને? ને તે છતાંબી જો તમે એમ કીધું તો, હું કહુંચ તે સાંભળો બાવાજી, કે જો તમારી રચના પાર પડી, હતે તો જે ઘડીએ કાંઇ માહી ખબર મલતે તેજ ઘડીએ તમારી દીકરી તમારાં ઘેરમાં મુવેલી લંબાઇને પડતે! અરે પણ હું શું આએ બધું બોલી!" એટલું બોલી પોતાના હાથોની તેણીએ કપાળ ઉપર દાબી દીધા; અને ત્યાં હવે તેણીની સઘળી ઉસકેરણીનો અંત આવેલો જણાયો.

હવે ઉસકેરાવાની તેણીના પિતાની વારી આવી. તેણીનાં અણચીંતા દાખલ થવાથી જે પેહેલ્લો આંચકો રતનશાને લાગ્યો હતો તેની અસર હવે ગુમ થયલી જણાઇ. તેવને બારણા આગળ જઇને તે બંધ કીધું.

"બેસ ત્યાં મેહરી," તેવને ઘાડે અવાજે હુકમ કીધો, અને કોચ તરફ પોતાની આંગલી દેખાડી. તેણી ગુપચુપ તે હુકમને તાબે થઇ.

"હવે, બોલ છોકરી પેહેલ્લાં તો કેહ મને કે—તું છાકતી છે કે સાવધ છે? તું ગેઇતી કાંહ? તું કરતીતી-શું" તેવને જહનુનમાં આવી પુછ્યું. મેહેર પોતાના હાથોમાં હવે મોહડું દાબીને રડવા લાગી.

"બાવાજી, તમે મને દેવાની બનાવશો!" એમ તેણી બબડી.

"ચાલ હવે એમ કાંય! હવે તાહરા બધા બુમબરાડા કાંહ દફે થયા? કેમ હવે? મને વધારે દબરાવાનું છોડી દીધું કે? હવે રડવા તતરવા કેમ પડી! તું શું તાહરા મનથી ચાહે પીતીતી," હવે મુકી કકડાવેલો પોતાનો હાથ તેણીની તરફ ભારે ક્રોધથી હીલવતા તેવન બોલ્યા, "કે તે મને એવું કહ્યું કે દીનશા માહરાં કાવત્રાંનો એક **ભોગ** છે! હાં બોલની? રાન તરકડી કુતરી! રાન નીમખહરામ ડાકણ! બેમરવતને બેશરમ પીશાચ! બોલની હવે? તું કેહવા શું માંગેચ?"

તેણીએ કસ્સોબી જવાબ દીધો નહીં, પણ મોહડાં ઉપર પોતાના હાથો દાબેલા રાખીને બેસીજ રહી.

"આહા! હું શમજુચ બરાબર, કે એ બધું શું છે! હું જાણુંચ કે તાહરી મતલબ શું છે! હું ઓલખુંચ તુને બરાબર રાન ચશમચોર કાભા! તું એમ ધારેચ કે એવી રીતે મને દબરાવીને આએ હેવાન સાથે—આએ ભીખારી સાથે—આએ ઠગારા સાથે પરણવાની મારી મંજુરીઆત મેલવે! હા—હા! પણ હજી તું મને ઓલખતી નથી પાકકો!, ખચીત, 'એ નાપાકો! તમે બેઉએ માહરો જીવજ લેવાનો સંપ કીવેલોછે!" ત્યાં તે પિતા જરા અટક્યો અને જહનુનથી જાણે ગુંગલાતો હોય તેવા શ્વાશો ચલાવા લાગ્યો. પણ તેની પુટરીતો ચુપજ બેશી રહી. "પણ એટલું બધું **માહરી** વીરૂધ કરવાનું તુને કારણ શું મલ્યું હું શું એક બાપ દાખલ તુને ચાહતોતો નહીં?"

"અરે હા—હા—હા!" મેહેર હવે રડતે અવાજે બોલતી ઉઠીને તેવનના પગ પાસે પડી "બાવાજી, તમે મને ચાહીચતો ખરી!"

"ત્યારે એવી ચાલ તું માહરી સાથે કાંય ચલાવેચ?" તેવને હવે શેજ નરમ કીધેલા અવાજે પુછ્યું. "મેહેર, તાહરી માય ઉપર શું મરવા શુતેલી નથી? ને જો હું તુને તે મજ તેને, બેઉને ખોહી દેઉંતો પછી માહરું શું થાય? તાહરા બાપને તું એમ ધીમે ધીમે મારે તેના કરતાં મારી નાખ તેને એકદમ! અથવા નહીંતો તું મને દેવાનો કરવાજ માગેચ એટલે એકદમ કરી દેઇને મને મેડહાઉશમા મોકલી દે! ચાલ, આવ મેહેર, દીકરી મેહેરા," તેવન હવે ધીમા અને ધુંજતા શાદે બોલ્યા, "મને વચન આપ કે આએ કંગાલ પોરચા વિશે વધારે કંઇબી વિચાર તું કરશે નહીં! ખાત્રી રાખજે, કે હજીબી એ માહરીપર કંઇ કીનો લેશેજ. ને પોતાથી બની શકતું કંઇબી નુકશાન મને કરશેજ! ખચીત આપણાં ઘેરની શહલા શંપજનો ભંગ કરવા જાણે નાપાક સેતાને પોતેજ એને માહરા રસ્તા પર મોકલી દીધોછે! જ્યારે તુને તે ગમતોજ નથી, ત્યારે ઉઠરજી

નાણાવતી સાથેબી પરણવાની હું તને બેહોશ કરનાર નથી—ખચીત નહીં! એટલીતો વાત ખરી છે કે આટલાં બધાં વરસો થયાં માહરી ખાહેશ એવીજ હતી કે કોઇ ખેતાબી વર સાથે તુને પરણાવીને સુખી કરૂં, ને મોટાઇ આપુ: પણ જ્યારે મારો લાવેલો ઉકરજી તુને પસંદજ નથી, ત્યારેતો, બસ હું તેનેબી છોડી દેઉંચ! ને જો હું તેને છોડી દેઉંતો તુંબી ડાહી થઇને પેલાને છોડી દેશે? ને તેથી આપણ બધાંને ખુસી ને સુખી કરશે? એ પોસ્યો કેવો તુને ન છાજતો છે! ખરૂં કેહુંચ મેહેર કે એ ઘણાંજ ટીમલીયાં ખાનદાનથી ઉતરેલો છે! તું જાણેચ દીકરી, એનો બાપ જુગાર રમીને, આખરે પોતાનુ ગળું કાપીને મુવો," એમ રતનશા ધીમે સાદે બોલ્યા, અને તેજ ઘડી તેવનથી સેજ ધ્રુજવા વગરબી રેહવાયું નહીં, કેમકે એક વખત આગળ, એવાજ બોલો તેવને દીનશાને કાને પાડચા હતા ત્યારે તેની ઉપર થયલી અસરનો દેખાવ પાછો તેવનને હમણા યાદ આવ્યો "જરા વિચારતો કર મેહેરાં દીકરી! મેં આટલા વરસોનો બરડે પરસેવો ઉતારીને તાહરે ખાતર આટલી મોટી દોલત જમાવ કીધી, ને તોબી તું આવા એક ચોટ્ટા ને ઠગારા સાથે એક હલકા અપરાધી સાથે પરણવાની મરજી."—

"બાવાજી," મેહેર હવે અણચીતી તેવન તરફ જોતી ગંભીરાઇથી બોલી; "તમે **જાણો છો તો** ખરા કે એ સદનતર જુઠું છે! તમુને **ખબર છે** કે તે છુટી ગયોછે—કે તે નીરદોશ છે; તમુને ખચીત પેહેલ્લાંથીજ ખબર હતી કે તેની ઉપરતું તોહમત જુઠું ઉભુ કીધેલું છે!"

રતનસાએ તો હમણા ધાર્યું હતું કે તેવન પોતાની દીકરીનો ઠેરાવ ફેરવવામાં ફાવી ચુક્યા છે, પણ પોતાને મલેલી નીષ્ફળતાની આ ખોલ્લી ગવાહી મેલવી તેવનની નીરાસી અને કમકમાતની હદ રહી નહીં! જોશથી પોતાના હોટો કરડી, તેવને તેણીના તરફ અત્યંત જહનુનથી જોયું, અને ખોલ્લી રીતે તેવનનો ચેહેરો જહનુનથી કાળો બની ગયો. પોતાના હોટો આગલ આવેલી એક ભયંકર ગાલ જેમ તેમ દાબી દેતા, અને દીનશાહની તરફેણુની તેણીની સઘળી કાકલુદીઓ ઉપર પોતાના કાનો બેહેરા કરતા તેવન ઉઠચા, અને પોતાને ગળે મજબુતીથી વલગેલી મેહેરના હાથો સખત જુલમથી ખીસાડી, તેવને તેણીની આયાને હાંક મારી.

તેવનના ઘાડા અવાજની હાંક સાંભળી ગભરાયલા દેખાવે આયા તુરતજ ઓરડામાં દાખલ થઇ.

"લેઇ જા મેહેરબાઇને એના ઓરડામાં, આએજ ઘડીએ," રતનશાએ ગુસ્સા સાથે તેણીને હુકમ આપ્યો; અને તેવનની નાસીપાસ થયલી બેટીને તેવનની સામેથી દુર કરી તુરતજ તેણીના ઓરડામાં લઇ જવામાં આવી, કે જ્યાં ગોયા નીચે મુજબના બોલોમાંજ પોતાને ઉભરો ગમભર્યા હોટે બબડતી તેણી બીછાણા ઉપર પટ કાઇ પડી—

" * * * * * * *

મનશક્તી તું કરમઇ જા સોબતી દમમાં!<br>જબાં તું તોતડી થા મુજ તંગ તનમાં!<br>ખ્યાલ તું ખરી જા મુજ રંગ રણમાં!<br>આશા તું હશી કર આ દેવાનપણામાં!<br>ચશમ તું અપંગ બન મેદાન મનમાં!<br>ઈંતેજારી બન ઈંટ સદા એતબારમાં!<br>ગાલ તું સુનેરી થા ગમખારમાં!" *

ઉપર વર્ણવેળા દેખાવ જેવા તો ઘણાએક દેખાવો એ પછી રતનશા અને તેવનની દીકરી વચ્ચે થતા ચાલુ રહ્યા. જે ઘડીએ તેવન ઘરમા આવે તે ઘડીથી તે પાછા બાહાર જાય ત્યાંસુધી તેવન તેણીને સુખે એખલી બેસવા દેતા ન હતા. તેવને તેણીને ધમકાવી, કાળાવાળા કીધા, વચનો—ઘણાજ ઉતમ વચનો આપ્યા, અને પોતાની કંટાળેલી અને રંજીદા થયલી દીકરી ઉપર સમજાવત તેમજ સીતમનો જેટલાબી દારૂગોળો તેવનથી વપડાય તેટલો તેવને વાપડવાને ચુક્યા નહી, પણ તે સઘળું ફોકટમાં ગયું. તેવન તેણીને પુનેબી લેઇને ગયા; ત્યાં એકુએ ઘણાંજ કંગાલ અઠવાડીયાં ગુજારી તેવ-

* જુઓ રૂસ્તમ ઈરાનીનુ "પરવાઉ."

નને આગળના કરતાંબી વધારે એજેશ બનીને પાછું ફરવું પડયું. જેબી રમત ગમતની જગાઓ તેવનનાં ધ્યાણમાં આવી તે સઘળે ઠેકાણે તેવન તેણીને લઇ ગયા. થોડો વખત તો, પોતાની ધણીયાણીની બીમારીનીબી દરકાર નહી કરીને, તેવને મીજલસો મેળવવાની અને ખાણાંપીનાં કરવાનાંજ ચાલુ રાખ્યાં; અને પછી એક અઠવાડીયાંબી વધારેની મુદત તદનજ ઉદાશી અને એકાંતગીમાં ગુજરવા દીધી. એક વેળાતો ક્રોધના માર્યા તેવન એટલા શુરમા આવ્યા કે તેણીનાં માથાંની એકબાજુએ એક મજબુત ફટકોબી મારવા વીણા તેવન રહ્યા નહી!—અને જ્યારે તેની અસરથી તેણીને ભમરી ખાતી તેવને જોઇ ત્યારેબી સેજ પસ્તાવાનો દેખાવ તેવને દેખાડયો નહી.

પણ હવે એ સઘળા દુ:ખદ દેખાવોની બારીક વીગત આપવાની જરૂર શું છે? એ શું તે રીત હતી કે જેથી રતનશા પોતાની બેટીના હટીલા પ્યારનો અંત લાવી શકે? નહીજ. એથી તો ઓર તેમા વધારો થતો હતો—ગોયા બલતાંમાં તેલ રેડાતું. એ હાલતમાં તેણીની એક ઓરત તરીકેની મગરૂરી—અને તેણીની ઇનસાફ આપવાની નેમ તેણીને મદદ કરતી હતી, અને દીનશા તરફનો પોતાનો પ્રેમ જાળવી રાખવામાં તેણીને ટેકો આપતી હતી. આખરે રતનશા તરફનો જુલમાત તેણી એક જાતની બેપરવાહીથીજ સોસવા લાગી. એક પીતા તરીકેનુ તેની તરફનુ પોતાનુ માન તો તેણીએ ઘણા વખતનું તજી દીધું હતું, કેમકે તેણી બરાબર સમજતી હતી કે દીનશા વીરૂધ કાવત્રું રચવામાં તેવનનો ભાગ મુખ્ય હતો.

એ પછે થોડો વખત વધારે ગુજર્યો એટલે લાંબા વખતની બીમારીથી પીડાયા કીધેલી, મેહેરની રાંક માતાબી આ ફાની દુનીયાંમાની પોતાની મંજલ પુરી કરી જીનતવાશી થઇ; અને ત્યાર પછીના બીજા બે મહીના તો આ જુવાન છોડીએ પોતાના પીતા તરફના સીતમને લીધે અતીઘણા સંતાપભર્યા ગુજાર્યા; જો કે તેટલા વખતમાં થોડાંક કાગલપત્રોનો વેહેવાર તેણી અને દીનશા વચે ચાલ્યો. પણ તે ભલા જવાનેબી પોતાની બેહદ કંગાલીઅતથી તેણીને કદી વાકેફ કીધી નહી; જો કે તે સઘળી પ્રકારનાં સુખ અને સગવડની હાજતમાં રીબતો હતો, કેમકે રતનશાએ તેને કાંઇ સારાં ભલામણપત્ર જેવું કાંઇ આપવાનેબી નાં પાડયાથી તેને બીજી કોઇ સારી જગા મલી શક્તી ન હતી, અને તેથી જેમતેમ મેલવી શકાતી કાંઇ ટુક રોજી ઉપર તેને પોતાનો મુશકેલ નીભાવ કરવો પડતો હતો.

હવે ટુકમા, બીજું કેહેવાનું તો એટલુંજ રહ્યુંછે કે આખરે મેહેર કંટાળીને દીનશાનેજ ત્યાં જઇને પોતાનો વાસો કરવા વીણા રેહી નહી. અને જો કે તેમ કીધા પછી શરૂઆતમાં તો પોતાના ક્રોધ વીશે તેણીને હેબત તો અતીઘણી ઉપજી, તોપણ તે હેબત પાયા વગરની હતી; કેમકે તેણીને પાછળથી ખબર મલી તેમ, તેણીના પીતાએ તેણીનાં જતી રેહવા વીશેની ખબર તદન બેદરકારીથી સાંભલી હતી, અને માત્ર એટલુંજ તેવન બોલ્યા કે—"જ્યારે એનેજ તે સોધ્યુંછે ત્યારે એનેજ બધું શોશવા દેઓ." તેવને તેણીની કશી ખોળ કીધી નહી એમજ નહી, પણ તેણીને પાછી ફરવાને લલચાવાની કોશેશ કરવાથીબી તેવન અત્રંગ રહ્યા. નાશીપાશ થઇને પોતાનો સઘળો ટંટો તેવન મુકીજ બેઠા હોય એવા દીસ્યા, અને પોતાની દીકરી કોઇબી નશીબાએ પુગે તે તરફ બેદરકાર બનેલા જણાયા; અને અંતે દીનશા અને મેહેર બન્ને પરણીયાંછે એવું સાંભલતાંબી તેવનની આગલી બેપરવાહીમાં કશી ખલલ થઇ નહી. અને એવા શોકાતુર શુકનો વચે આ જોડાંનો લગનનો ગાંઠ મજબુત થયો!

પોતાની ઉપર જુઠાં ટરકતો ઉભાં કરવાનાં વાંક માટે દીનશાએ રતનશા ઉપર ધારાનાં પગલાંતો લીધાં હતાં; અને તેમા ફતેહ પામવાની તેને ખાત્રીજ હોવાથી તેને ચોકશજ એવું ધાર્યું હતું કે તે રીતે પોતાના ક્રુર સસરા પાસથી નાણાની મોટી રકમ નીચવવાને તે

શક્તીવાન થશે, કે જે રકમ તેના હાલના બારીક વખતમા એક ખજાનાને ઠેકાણે તેને કામ લાગી શકે.

પણ આખરે, પરણ્યા પછી પોતાનો અમીરી દીલગુર્દો વાપડીને, અને પોતાની બાએડી, કે જેણીએ પરણવા પછીબી પોતાના પીતા તરફની એક પુત્રી તરીકેની પોતાની માયાલુ લાગણીઓને વીશારી દીધી નહી હતી, તેણીની કાકલુદીઓને આધીણ થઇને, દીનશાએ રતશાને ઉઘાડા પાડવાનો પોતાનો ઠેડાવ તજી દીધો; અને તેથી તેના વકીલે રતનશા ઉપર લખી વાળ્યું કે—"તમારી સામેની ફર્યાદીમા ફતેહ મેલવવાંની તો માહરાં કુલને ખાત્રી હતીજ અને છે, પણ પોતાનો માયાળુ સ્વભાવ વાપરીને, અને તેમજ, પોતાની ધણીયાણીની અરજ મંજુર રાખીને, માહરૂં કુલ તમારી તકસીર ખોલ્લાં દીલથી માફ કરેછે, અને તમારી સામેની ફર્યાદી આગલ ચલાવાનો પોતાનો આગલો મજબુત ઠેરાવબી તે છોડી દેછે. ઇત્યાદી"

પણ એ કાગલનો જવાબબી રતનશાએ પોતાની જાતી તુંદાઇ વાપરીને વાળ્યો—અને ત્યાં તે બાબદનો છેડો આવ્યો.

તેણીનાં લગન પછી થોડે દાહડે મેહેરને રતનશાના વકીલ મેરવાનજી તરફથી નીચે મુજબનો સંધેસો મલ્યો—

"બાઇજી,

શેઠ રતનશાએ એવી ખબર અથવા ચેતવણી તમુને આપવા માટે મને જણાવ્યું છે, અને હું અતીઘણાં દુખ સાથે તમુને આપું છું કે હવે પછી તમુને પોતાની એક દીકરી દાખલ નહીજ ગણવાનો તેવને નહી ફેરવાએ એવો ઠેડાવ કીધો છે; માટે, હવે પછી કોઇબી કીસમનો અથવા કોઇબી બનાવસરનો સંધેસો, તમારી અથવા તમારા ખાવંદની તરફની આવશે તે ઉપર તેવન ધ્યાણ આપનાર નથી એટલુંજ નહી, પણ તે તેવન લેનારબી નથી; કેમકે, તમારી નાફરમાન અને નીમખહરામ વર્તણુકે તમુને તેવનથી હમેશ સુધીનાં જુદાં પાડ્યાંછે.

"તમારે લગતો જેબી સરસામાન તેવનનાં ઘરમાં હજી રહયો હોય તે સઘલો ગમે ત્યારે મંગાવી લેવાની તેવન તમુને પરવાનગી આપે છે.

"એ બાબદસર માહરી સાથે કોઇ વખતે મુલાકાત લેવા ચાહીને મને દુઃખ પુગાડવાનુ મેહેરબાની કરીને તમે મોકુફજ કરજો; અને હું એકીનથી કહું છું તે માનજો કે આએ કાગલમા જણાવેલી બાબદ તમુને લખી જણાવાનુ માહરેજ ભાગે આવ્યું તેથી હું ખરેખરો દુઃખી અને દલગીર થયો છું.

"એજ વીનંતી.

"હું છું, બાઇજી,

"તમારો નમતાઇ ભર્યો સેવક.

**મેરવાનજી મનચેરશા.**

"બાઇ, મેહેરબાઇ દીનશાહજી મેહતાનાં જોગ પુગે."

દુઃખી દીલે અને ધ્રુજતે હાથે, ઘણીએક આનાકાની પછી મેહેરે પોતાનાં બાપીકાં ઘર મધેની સઘળા અગતની ચીજો મંગાવાની એક યાદી તૈયાર કરી, જોકે તેમાં થોડાંક કપડાં, થોડીક ચોપડીઓ, બે ત્રણ નાંધલાં ઘરેણાં, અને તેણીની એક નાધલી 'રૂમી' નામની સુંદર કુતરી એ ઉપરાંત બીજું તો કશું લખ્યુ હતું નહીં. પણ મેહેર તેવનનાં ઘરમાંથી જતી રહી તેને બીજેજ દીવશે રતનશાએ તે શુંદર 'રૂમી' નો નાશ કરાવ્યો હતો!—બીજી સઘલી ચીજો તો તેણીની ઉપર તુરતજ મોકલવામાં આવી, અને તે સઘલી ભારે સંતાપભર્યાં જીગર સાથે તેણીએ લીધી; પણ જે પોતાનાં માનીતાં જાનવરને તેણીએ અતીઘણા પ્યારથી ઉધારયુ હતું, અને જે, બીજાં સઘલાંઓએ જ્યારે તેણીને ધીકારીને તજી ત્યારે, સેવટ શુધી તેણીને ચાહતું રહી તેણીના પગ પાસે કુદતું રહ્યું હતું, તે જાનવરનો અંત લાવવા વીશેની વાતથી તેણી જ્યારે જાણીતી થઇ ત્યારે તો તેણીના ત્રાશ અને ગમનો પાર રહ્યો નહીં! એ મુજબ, જેમ તેણી ઘણાંજ દુખ સાથે સમજી તેમ, તેણીના બાપીકાં મકાન સાથના

સઘળા સંબંધ અને સઘળા શંધેશાનો અંત આવ્યો.

પોતાની આ અમીર ખવાશની બાએડી તરફ દીનશાની મમતા તો એટલી વધી કે તે જાણે તેણીની પુંજાજ કરનારો બની ગયો. જ્યારેબી તેને વિચાર આવતો હતો કે તેને ખાતર તેણીએ કેવા કેવા ભોગો આપ્યાછે, ત્યારે તે ગોયા વાંકોજ વળી જતો હતો; અને તેથી તે તેણીની તરફ બેહદ મોહોબત અને મમતા દેખાડવાને ઉશકેરાતો હતો એટલુંજ નહીં, પણ તેણીને માટે કાંઇબી કરીને એક સગવડ ભર્યું મકાન મેલવી લેવાને ઇંતેજાર થતો હતો.

અંતે ઘણીક કોશેશો પછી એક મોટી પેહેડીમાં તેને રૂ ૧૫૦ સુધીના દરમાયાની એક જગ્યા મલી, અને તેની ચાલાકી જોઇને એ લવાજમમાંબી વધારો કરી આપવાની તેના શેઠોએ તેને કબુલાત આપી ; એટલે હવે કોટેકોટ આવેલાં એક સફાઇદાર ઘરનો આખો માલ તેને પોતાના રેહેઠાણને માટે જલદીથી રોકયો. ઉપલી જગા તેને મોતીશાનીજ પેહેડીના એક માયાળુ ભાગીઆએ મેલવી આપી હતી, કેમકે તે ધણીને દીનશા સામે રચાયલાં કાવત્રાંની કાંઇ સેન્જસાજ બાતમી મળી હતી, અને તેથી તેને નવી નોકરી ઉપર ગોઠવતી વેળા તેજ માયાળુ ભાગ્યાએ તેના હાથમાં રૂ ૪૦૦ની રકમબી સેરવી દીધી હતી, કે જે તેને અલબતાં ઉપકાર સાથે કબુલી હતી.

એ મુજબ સગવડથી ગોઠવાયાથી આ દુ:ખી થયલાં જોડાંને જરા નીરાંત મળી; અને વરસેક બીજું ગુજરી ગયું એટલામા તો મેહેરની અતી ઘણી સખ્ત દલગીરી ધામે ધામે નરમ પડી એટલે તેણી ગઇ ગુજરી બાબતોનો સબુરી અને શાંતપણાંથીજ વિચાર કરતી થઇ. જાણે દોલતનો ભપકો અને દમામ તેણીએ કદીબી ભોગવ્યો હોયજ નહી તેમ હવે તેણી પોતાની હાલતનેજ ખરનાં મંડળમાં ફરીનેબી પુરતો સંતોશ મેળવવા લાગી. પોતાની આખાં દીવસની મેહેનતથી પરવારીને તે ઘેરે આવે ત્યાર પછીનો સાંજનો વખત તેઓ કેવાં શુખમાં ગુજારતાં હતાં ! તે વાંચતો હતો અથવા વાંસલી વજાડીને ગમત મેળવતો હતો, કે જે વજાડવામાં તે અતીઘણો કુશળ હતો, અને તેણી ઉંચા પ્રકારનાં ભરતકામમાં પોતાની સોય ચલાવતી હતી. જ્યારે પોતાના નાંધળા પણ સફાઇદાર ઓરડાને, તેણી પોતાના બાપીકા ઘરનાં પેલાં ભપકાદાર દીવાનખાનાં સાથે (કે જ્યાં તેણીએ આટલી બધી વિપત્તી ખમી હતી.) અને તે બંદીખાનાની પોતાની અંધારી કોહડી સાથે સરખાવતો હતો, ત્યારે તે ઓરડો તેઓ બન્નેને કેવો પ્યારો અને મીઠો લાગતો હતો ! અને વળી દીનશાને મલતી તેહેવારોની છુટીના દીવસોબી તેઓકેવાં ઉત્તમ સુખમાં પસાર કરતાં હતાં !—તો જો કે પોતાના કુર પીતાને પોતાની બે ઘોડાની ખોલ્લી ગાડીમાં એખલો બેસીને પસાર થતો જોતાં ઘણી વેળા તેણીના જીગરમાં ગમનો તીરજ જાણે ભોકાકો હતો ! અને ઘણી વેળાતો તેજ ગાડી કે જેમાં તેણી પોતાની માનીતી 'રૂમી'ને લઇને વારંવાર ફરી આવી હતી ! પણ એવા વિચારો કાંઇ હમેશ તેણીનાં મનમા ઉપજતા નહીં હતા; અને જ્યારબી તે ઉપજે ત્યારે તો તેણી પોતાના ખાવંદ તરફના પ્રેમમા વધારે ખેંચાઇ જતી હતી. કે જે ખાવંદ તેણીને મનથી એક **બેમુલાં મોતી** જેવો હતો, કે જેને ખરીદ કરવા માટે પોતે આપેલી અજબ જેવી મોંઘી કીંમત વિશે તેણી કદીબી દલગીર થતી ન હતી.

ઓ ચાહતા કમનસીબ જીવો ! શંકતના કેવા સીહા દીવશો તમારે માટે હજીતો આવવાના હતા !

તેઓનાં લગન પછી આસરે અઢાર મહીના રેહીને મેહેરે ઘણીજ સખત અને ધાસ્તી ભરેલી પ્રસવવેદના ભોગવીને, મેં માહરી પેહેલ્લી મુલાકાતમાં જોયલા પેલા દીકરાને જનમ આપ્યો. તે બચું આવ્યા પછી તેઓએ રતનશાને એક નબીરો આવવાની ખબરથી વાકેફ કરવાને કેવી–કેવી મસલહતો કીધી હતી !

તેઓએ ઘણીખરી એવીજ ખાત્રી રાખી હતી કે તે ખબર સાંભળવાથી તેઓની વીરૂધ જે મજબુત ઠેડાવ રતનશા કરી બેઠા હતા તે ઠેડાવ પીગલવા વગર રેહશે નહી!—પણ તે સંધેશો સાંભળીનેબી રતંનશાએ માત્ર એટલીજ લાગણી દેખાડી કે જેટલી તેવન પોતાને ઘરની એક કુત્રીએ પોતાનાં બચાંને જનમ આપેલો સાંભળીને દેખાડે!—વળી, જે લાંબુ અને મમતા ભર્યું કાગલ તેઓ બન્નેએ સાથે સુરૂ કરીને લખ્યું હતું, અને જે દીનશા પગે ચાલતો જઇને રતનશાના બારણા આગલ તેવનના હમાલને આપી આવ્યો હતો તેબી તેઓને બીજેજ દીવશે એમનુ એમ બીડાયલુંજ પોસ્ટની મારફતે પાછું મલ્યું હતું! હવે દુઃખ તેમજ ખુશાલીના બેવડા ઉભરાથી ઉછલનાં જીગરે તેઓ તે બાળકને કેવાં પોતાની છાતીસે દાબતાં હતાં, કે જે બાપડાંનો, તેઓ સીવાય, બીજો કોઇબી મીત્ર કે સાથી રહયો હતો નહી! અને કેટલી વારંવાર તે પોતાની અજાયબી ભરેલી આંખો પોતાની માતાના ચેહેરા તરફ ફેંકતું હતું, જ્યારે તેણીની આંખમાનુ ગરમ આંસું તેનાં નાહનકડાં મોહડાં ઉપર પડતું હતું ત્યારે!

તેણીએ તે બાળકને તરતજ ધાવનેથી છોડાવ્યું હતું, અને તે ધાવનાની નબલાઇતો હજી તેણીના દીલમાંજ હતી, ત્યારે તેઓનાં લગન પછી થયલા પેહેલવેહેલા બુરા નસીબનો એક બનાવ બન્યો. એક દીવશે સાંજે ઘણું મોડું થઇ ગયું તોબી દીનશા પોતાને કામેથી પાછો ફરેલો જણાયો નહી, અને ઘણો વખત ગુજરી ગયા પછી (મેહેરે રાખેલી ધાસ્તી ભરેલી વકી મુજબ,) એક ભાડુતી ગાડી બારણાં આગલ આવી ઉભી, અને તેમાંથી બે પારસી ગ્રહસ્થોએ ઉતર, પડી દીનશાના લોઠ જેવા થયલા આકારને બાહેર કાઢ્યો! મોહોત જેવી ફીકી બની, પોતાનાં બાલકને કેડે મારતી મેહેર તુરતજ નીચે ધસી આવી; અને જો તેણીનો ખાવંદ તેજ ઘડી તેણીને ઘણાજ ધીમા અવાજે—"મને ઘણું વાગું નથી મેહેર"—એમ બોલીને ધીરજ નહી



આપતે તો તેનીજરૂરજ બેખબર થઇને તુટી પડતે. જે બન્યું હતું તે એટલું કે, એક મોહલ્લામા બે સામેસામેથી આવતી ગાડીઓ વચેથી પસાર થઇજવાની ઉતાવલ બલકે હુલરાઇ કરવા જતાં દીનશા એક ગાડીના પુલને આંચકો લાગવાથી નીચે પડી ગયો હતો, અને તેજ વેળા વળી તેનાં ઘોડાએ તેના જમણા પાસલાંમા એક લાત મારી હતી. જે બે માયાળુ ગ્રહસ્થો તેની સાથે ઘેરવેર આવ્યા હતા તેઓએ મેહેરની હેબત નરમ પાડવા માટે પોતાથી બની શકતું સઘળું કીધું. એક જણ ત્યાં પાસે રેહતા એક તબીબને બોલાવી લાવ્યો; કે જેને દીનશાનો કેસ ઘણો ગંભીર અને અતીઘણી સંભાલ લેવા લાયકનો તો જણાવ્યો તોપણ તેમાં **હાલ તુરત** કાંઇ ધાસ્તી રાખવાનુ કારણ નથી એવુંબી જણાવ્યું.

ત્રણ મહીના સુધી દીનશા પોતાનુ બીછાણું છોડી શકયો નહી; અને તેટલી મુદત થયા પછી તેના શેઠોએ એક ઘણોજ માયાળુ સંધેસો મોકલીને કેહેવાડીયું કે તેઓ તેને બનેલા અકસ્માત માટે દલગીર છે, અને તેથીબી વધારે દલગીર તેઓ એટલા માટે છે કે દીનશા ઘણો વખતનો ગેરહાજર હોવાથી અને બીજો કેટલોક વખત તે ગેરહાજરજ રેહ તેવું હોવાથી તેઓને તેની જગા પર બીજો માણસ રાખવાની જરૂર પડી છે. પણ એમ લખીનેબી તેઓએ તેની ગેરહાજરીની મુદતનોબી પગાર તેની ઉપર મોકલી આપ્યો, અને વળી બીજો એક વધારેબી તેને બખસ્યો.

એ ખબર મલતાંજ બાપડો દીનશા તો ભારે નાસીપાસીની હાલતમાં આવી પડયો, અને જ્યારે હજીબી તેના વૈદોએ તેને કસી રીતની ખાત્રી અથવા છુટ આપવાને બદલે તેનો સઘળી તરેહની સાવચેતી લેવાના નામોરાદીભર્યા સખુણો કેહેવાના જારીજ રાખ્યા ત્યારે તે તેની નાસીપાસીમાં વધારોજ થતો ગયો. એ તરેહની ચાલુ રહેલી માંદગીથી આખરે આવક કરતાં ખરચ એટલો વધી ગયો કે એક દાહડે તેને, જેમ તેમ પોતે બચાવીને બેંકમાં ભરેલા રૂ ૫૦૦)

માંથીબી, નાણુંની મોટી રકમ પોતાના ખરચ કીજે ઉપાડવાની ફરજ પડી. અને અફ્સોસ! એ ઉપાડેલા પાછા ભરવાને અને બીજા બાકી રહેલા નહીં ઉપાડવાને તેઓને શક્તીવાન કરનારો માર્ગ હવે કયો તેમને માટે ખુલ્લો હતો!

હવેજ તેની તારીફ લાયક બાયડીએ એક ખરેખરા રક્ષણ કર્તા ફરેસ્તાનો ભાગ બજાવ્યો; અને પોતાની મમતા ભરેલી સંભાળથી તેની ચીંતા અને ધાસ્તીઓ શાંત પાડવાને તેણી શક્તીવાન થાય તેટલા માટે તેણી પોતાની હેમતો અને નીરાશીઓને હરપલે દાબી દેવાની કોશેસો કરતી હતી. અલબતાં જેમ ધારવામાં આવે તેમ, હવે તો કરજમાથી મોકળાં રેહવા માટે, અને જે નાધળી રકમ તેઓએ બેંકમાં સાંચવી રાખી હતી તેમાથી હરદમ નહી ઉપાડવા માટે, તેઓને અતીશય કરકસર કરવાની ફરજજ પડી. અને તોપણ કેટલી વારંવાર તેણી, વૈદોએ ફરમાવેલી તરેહવાર સવાદીષ્ટ ચીજો તેને માટે તૈયાર કરીને, અને તેમાથી જરાકબી તેને નહી ખાવાની હટ જાળવીને, પોતાના ખાવંદનો સખત ઠપકો ખમવાની હાલતમાં આવી પડતી હતી!

એ બાદ થોડેક વખતે દીનશા બાહેર હરી ફરી સકે એટલો સાજો થયો; પણ આગલના જેવી તેની ચાકરી ઉપર ફરીથી નહી રોકાવાને તેને હાલ તુરતની મજબુત તાકીદ થયલી હોવાથી, તેને એવી, એક જાહેર ખબર છપાવી કે વેપારીની કોઇ પેહેડીના અતીઘણા ગુંચવડાના હીસાબો અને ચોપડાઓ તે ઘણીજ જડફ અને ચોકસાઇથી ગોઠવી આપવાને તૈયાર છે. એ મુજબના ઘણાએક કામો તેને ઘેર બેઠા તો મળ્યાં, પણ તે સઘલાં કરીને પાર પાડવા ઉપર તે એટલાતો ઉમંગ સાથે મંડયો કે એક મહીનાની મેહેનત કરીને બાર મહીના શુધીની સઘળી પાંતીની નાકઉવતી તેણે મેલવી! એ એક નવો ભયંકર ફટકો તેઓને લાગ્યો, અને તે તેઓ બન્નેથી આગલ માફ્કની મનની મજબુતીથી ખમાઇ શકાયો નહી. પોતાના પીતાના દીલનુ સગીનપણું પીગળાવવાની પોતાની નાઉમેદી ભરેલી કોશેસો મેહેરે પાછી કરવા માંડી. તેણી તેને મળવા માટે વારંવાર મોહલ્લામા ખોટી થવા લાગી, અને તેની સાથે વાત કરવાનીબી તેણીએ કોશેસો કીધી, પણ એક સાધારણ ભીખારણથી જેમ દુર નાહશે તેમ તે પીતા તેણીથી દુરનો દુર નાહસતો રહ્યો. તેણીએ તેની ઉપર ઉપરાસાપરી કાગલોબી લખ્યાં, થોડાંક તો તેણી પોતેજ લેઇ ગઇ, પણ ફોકટ; અને જે કાગલો ટપાલ મારફતે તેણીએ મોકલ્યાં તે તો તેણીની ઉપર એમના એમ પાછાં મોકલવામાં આવ્યાં. હવે રતનશાના હટીલા સ્વભાવ તરફ તેણી કમકમાટ સાથે જોવા લાગી, અને તે સ્વભાવ ફેરવવાને જે અરજ ગુજારી તેણી પોતાના પ્યારાને કરતી હતી તેમાબી હવે ઘટાડો થતો ગયો.

રતનશાનો સ્વભાવબી, તેવનની દીકરીના ગયા પછી આગળના કરતાં દશ ઘણો વધારે ખરાબ થતો ગયો હતો, કેમકે વેપારી કામ કાજોમાની તેવનની ઘણીએક ગણત્રીઓ અતીઘણી કમનસીબ નીવડવાથી, તેના દુઃખદ પરિણામોએ તેવનને અતીઘણા ગુસ્સા અને ચીડની હાલતમા રાખી મુકયા હતા. વળી મેહેરે પોતાના કેટલાક સગાઓનેબી રતનશાને પટાવવાની અરજ કીધી પણ તેબી ફોકટ ગઇ તેઓએ તેવા કામથી અલગ રહેવા માટે રતનશાના ઘણાજ આકલા સ્વભાવનુ બાહાનુ દેખાડયું; જો કે ખરેખર તો, મેહેર પોતાના પીતાથી જુદી રહે તેમા તેઓના પોતાના સઘળા લાભો સચવાય એવુ હતું. તેઓમા મુખ્ય તો વીલર નામની મેહેરના મરનાર કાકાની એક દીકરી હતી, કે જેણી નાધળી વયથીજ વીધવાની હાલતમા આવવાથી અને પોતાની અણગમતી સીકલથી ફરીથી પરણવાના સંભવો નહી ધરાવતી હોવાથી રતનશાના "ઘરમાજ ઘણીખરી રેહતી—ખાતી થઇ હતી, અને મેહેરના જતી રેહવા પછે તો તેવનના ઓરતના તતવથી ખાલી થયલા ઘરમા મજબુત પગભર થઇને તેવનની "આંખ ને કાનની" થવામા

ફતેહ પામી હતી. તેણી એખલપેટી, કજીઆ દલાલ, અને નીચ મનની હતી, અને તેથીજ તેણી મેહેર અને તેણીની મરનાર માતાનો ધીકારજ માન મેળવી શકી હતી. તેના બદલામા વીલરે હવે રતનશાના કાનમા એવી તો ફુકો મારવાની જારી રાખી હતી કે તેથી તેવન અને મેહેર વચ્ચે પડેલો અંતર કમતી થવાને બદલે ઓર વધતોજ જાય. પણ હમણા તો એ ઓરતનેબી બાપડી મેહેર મજબુત મીનતજારી અને કાલાવાળા કરવાને ચુકી હતી નહી, તોબી જ્યારે છેલ્લે તેણીએ અતીઘણી તોછડઇના અને ઘાતકી બોલો કહી સંભળાવ્યા ત્યારે તો મેહેરે એવોજ પક્કો ઠરાવ કીધો કે ગમે તે થાય તોપણ ફરીથી તે ઓરતને મોહડે લગાડવી નહી. એ છેલ્લી મુલાકાત પછી તેણી તનની અને મનની સંપુર્ણ નાતવાનીમાં ઘેરે આવી; અને જે બન્યું તેની વીગતથી પોતાના ખાવંદને વાકેફ કરતાં ધોધબંધ આંસુઓ તેણીની આંખમાંથી નીકળી પડ્યા.

હવે દાહડે દાહડે તેઓની કરકસર તો વધતી અને વધતીજ ગઇ; અને જે ખરચ કરવાની તેઓને બેહદ જરૂર નહી હોય તે તેઓ એકદમ કાઢી નાખતાં ગયાં, જો કે જે ઘરમાં તેઓ હમણા રેહતાં હતાં તેનું ભાડુંબી કાંઇ ઘણુ નહી હતું, તોપણ તેથીબી વધારે સસતાં ભાડાંવાલા ઘરમા જવાની તેઓને ફરજ પડી, કેમકે ત્યાં, તેઓનાં આગલા ઘરના પાડપડોશીઓ નહી જોય તેમ, વધારે સખત કરકસર કરવાને તેઓને બની આવે તેવું હતું, અને વલી જે ધણીએ દીનશાને ભાડાં એકઠાં કરવાનુ તેમજ કાંઇ હીશાબો નક્કી કરવાનુ કામ સોંપ્યું હતું, તેની નજદીકમા રેહવાથી દીનશાને ઘણી એક રીતની સગવડ થાય તેવું હતું. એ પછી વળી કોઇ ત્રીજા ધણીનું તેને કામ મલવાથી તેઓને "માપલાની પોલ" માના તેઓનાં છેલ્લાં ઘરમા ખાલી કરવું પડયું હતુ, કે જ્યાં વાંચનાર જાણે છે તેમ, મેં તેઓને પેહેલ વેહેલાં જોયાં હતાં. અને તેના ધણીના પેલા ચોપડાઓબી હતા કે જેમનો ઢગલો દીનશાની ટેબલ ઉપર પડેલો મેં, જ્યારે હું તેને જોવા ગયો ત્યારે, જોયો હતો. એવાં કામમા તેની તંદરોસ્તીને મોટી હાણી પુગે તેમ તે ઘણાં એક અઠવાડીયાં સુધી રોકાયલો રહ્યો, અને માત્ર તેનાં મનની શક્તી અને મજબુતીએ તેને એવો ખોટો ભરૂશો આપ્યા કીધો હતો કે તેના શરીરની શક્તી તદન સલામત છે! વળી મેહેરબી ભરત કામમાં ઘણી કુશળ હોવાથી તેણી પોતાને માફક આવતું કામ કરીને કાંઇ નજીવી પેદાશ કરવાને ચુકતી હતી નહી. એ મુજબ, તેઓ બન્નેના કામો એવા હતાં કે તેઓથી એક બીજા સાથે વાત કરવાનેબી બની શકતું નહી હતું, અને તેથી ગુપચુપ પોતાનાં ભરતકામમાં ગુંથાઇ તેણી પોતાની ગુજરેલી હાલત ઉપરના, અને આવતા વખતની શીહા ઉમેદો વીષેના દુઃખ ભર્યા, ખ્યાલો દોડાવતી હતી. શું તેણી રતનશાને નાફરમાન થઇ, તેનો આએ વાજબી બદલો મેલવતી હતી? પણ એક માણસ જે પૈસા શીવાય બીજી સઘળી રીતે તે તેને સંતોષ, આપી શકે તેની તરફ માયા અને મજબુત પ્યારથી જોડાવામાં તેણીએ ગુનોહ કીધેલો તે કેવી રીતે ગણાઇ શકાય? વળી તેણીનાં જીગરની ખરી મમતા કોણ ઉપર દોડાવવી તેનો વીચાર તેણીનેજ કરવાનો શું હક નહી હતો? રતનશાને શું હક હતો કે તેણીને માત્ર દેખાવમાં આપ લે કરવાની એક ચીજ લેખે ગણે–અને તેમ ગણીને કાયમ કંગાળીઅતમાં તેણીને રીબતી રાખવાનો ઇરાદો કરે? ફકત પોતાના લોભ અને મગરૂરીને સંતોષ આપવાખાતર જો એક બેતાબી લુચ્ચા સાથે તેણીને જોડવાનો તેઓએ ઠરાવ કીધો, તો તે ઠેરાવની સામે થવાનો શું તેણીને હક નહી હતો? વલી રતનશાની મરજી મુજબ નહી કરવામાં તેણીએ કદાચ તકશીર બી કીધી હશે એમ તેણીએ વીચાર્યું, તોપણ જે ઘાતકીપણું તે બન્ને તરફ રતનશાએ વાપરયું હતું તેમાં તેણે શું વાજબી પગલું ભર્યું હતું? તેણી બરાબર જાણતી હતી કે દીનશાની તરફ તો તેણીના પીતાએ ઘણીજ

નીચ ચાલ ચલાવી હતી, અને ઘણુંજ કરપીણ એક કાવતરૂં તેની વીરૂધ તેઓએ ઉભું કીધું હતું, અને ત્યારે તેજ માસાલ તેવન તેણીની સામેથી કાંઇ નુકસાન કરનારૂં પગલું ભરે તેમાં નવાઇ શું હોય? એવા તરેહવાર વીચારો અને લાગણીઓના હીંગામમા તેણી ગુપચુપ **ખોદાની** બંદગી કરીને એટલુંજ માગતી હતી કે તેણીએ પોતેથી જો કોઇ રીતે હુલડ કે નાફરમાન ચાલ ચલાવી હોય તો તે માટે તેણીને દરગુજર કરવી.

એવી કમનશીબીમાં આ નીતીવાંન જોડું આવી પડયું હતું! ખાવંદ જ્યારે તેની તંદરેસ્તી ઘણીજ જરૂરની ત્યારેજ પોતાની તંદરેસ્તી ખોઇ બેઠો હતો; અને ઓરતથી મેહેનત અને ચીંતાના બેવડા મારે ઘસાઇ જવા ઉપરાંત પુરતી હમેલદાર હોઇને થોડાજ વખતમાં પોતાની કંગાલ જીંદગીનો એક ત્રીજો ભાગ્યો પ્રસવવાની તૈયારીમાં હતી!—એવી ભયંકર સ્થીતી તેઓની હતી કે જ્યારે હું પેહેલ વેહેલો તેઓની ઓળખમાં આવ્યો; અને તેઓ ઉપર પડતા જીવ કંપાવનારા હંદેશાનુ બયાન સાંભળ્યા પછી મેં એવો છુપો ઠેરાવ કીધો કે તેઓની તરફથી કાલાવાલા કરવા રતનશા પાસે હું પોતેજ જાઉં અને જોઉં કે માહરી સમજાવત કાંઇબી અશર ઉપજાવેછે કે નહીં.

રતનસાએથી હવે પોતાની રેહવાની જગા બદલી હતી. તેવન માહાલક્ષ્મી ઉપરનાં એક આલીશાં મકાનમાં જઇ રહ્યા હતા, અને ત્યાં બે ત્રણ વાર તેવનને લાગુ પડેલી જુદી જુદી બીમારીઓને વાસ્તે હું તેમની તપાશ લેવાને ગયલો હોવાથી મને તેવન સાથે સારી પીછાન પડી હતી. વલી એટલા વખતમાં તેવનની ઓળખાણ અને વગવશીલોથી ઘણી રીતે વધી ગયો હતો, કેમકે તેવનના ખેતાબી મીત્ર ઉકરજી નાણાવતીએ તેવનને પોતાની ઘણીએક મંડલીઓ અને કલબોમા દાખલ કરી, તેવનને પોતાનાજ જેવા ગરજાઉ મીત્રોથી અતીઘણુ માન મેળવતા કરી દીધા હતા. એ મંડલીઓ તો ગમે તેવી હતી, પણ તેથી રતનશાને એક મુખ્ય ફાયદો તો એ થયો હતો કે ત્યાંની હસી મશકેરી અને મોજમજાહના બાહારમા, મેહેરને લગતી બાબતનું તેવનના જીગરમા ઉપજતું દુઃખ, જે એકાંતગીરીમાં તેવનને અતીશય પીડા આપતું હતું, તે વીસરી જવાને તેવનને બની આવતું હતું.

હું તેવનને મલવા ગયો ત્યારેથી તેવનની આગલી ખાશીએતો, કે જેથી હું વાચનારને જાણીતો કરી ચુકયો છું, તે એમની એમ કાયમજ રેહેલી મેં જોઇ. તેવન હજીબી આગળનાજ જેવા તુંદ, હલકા, એખલપેટા, ચીડાઉ અને અપમાન ભરેલા હતા; એવી કીસમના એક માણસ કે જેવન સાથે, જે કામ મેં હીમતથી અને, **ખોદા** શાહેદ છે કે, સારાંજ ધ્યાનથી, માથે લીધું હતું, તે કામ બજાવવા અને પાર પાડવામા અતીઘણી મુશકેલી અને ધાસ્તી સમાયલી હોય છે.

થોડો વખત જુદી જુદી વાતો કરીને, રતનશાએ જણાવેળા કોઇ વિચારના જવાબમા હું બોલ્યો.—

"હા સાહેબ, ખરી વાત; હમુને તો ઇનસાનની જીંદગીના ઘણાએક બુરા દેખાવો જોવા પડે છે. દુઃખ—માંદગી મોહોત—એ ખચીત ઘણીજ બુરી ચીજો છે, પણ એની સાથે જ્યારે **ગરીબાઇ** જોડાય છે ત્યારે તો"—

"ખચીત તે વધારે બુરૂં થાય છે. બરાબર છે, દાકતર, ખરી વાત છે."

"આજેજ, શેઠજી, કંગાલીઅતનો એવો બુરો દેખાવ મેં જોયો! તેમાં ગરીબાઇ દુઃખ, ચીડ, ને ભુખમરોથી ભેળાયલો હતો! હું શું કહું રતનશાજીને તે બીચારાં છે બી સારાં ખાનદાનનાં ફરજંદો."

"સારાં ખાનદાનનાં! હા—હા, એમબી બનેછ ઘણી વખત. ને આપણેબી એવી વખતે, દાકતર સાહેબ, આપણી ગુંજાસ મુજબ પાંચ પચીશ આપવાને વાર લગાડતા નથી. ઘણી વખત કોઇ બીચારો વેપારીબી કંઇ મુશકેલીમાં આવી પડેતો કાંઇ સો બસોનુ મોહડું જોઇએ તેવા આપણે નથી. પણ હવે ચાહેતો

વખત થયો; દાકતર લેશો કે એક કપ?" મેં હાનું દોકું કીધું; અને થોડા વખતમા ઘણુંજ કીંમતી પ્યાલા રકાબીમાં સવાદીષ્ટ ચાહ તેની સાથે ખાવાની બીજી સરસ ચીજો સાથે આવી પુગી.

"તમે જાણોછ દાકતર? માહરો એવો વિચાર છે કે કાંઇ કામ એવું કરી જવું કે તેથી મુવા બાદ માહરી યાદગારી રહી જાય, ને તેથી ત્યાં કોઇ ઠેકાણે એકુ ઇસપીતાલ બાંધી જવાની માહરી ખાહેશ છે. શું ધાર્યું?"

"ખરેખર, એ ખાહેશ ઘણીજ મોતેબર! પણ પેલાં બીચારાં જેઓને મેં જોયાં તેઓનો એવી કંગાલીઅતમા—"

"હા–હા, એવાંજ લોકોને માટે માહરી ઇસપીતાલ થશે? 'મોતીશાની ઇસપીતાલ' એ નામબી જરા ઠીક લાગેછ, નહી વારૂં?"

"ઘણુંજ સારૂં લાગેછ," હું બોલ્યો, અને જો કે માહરી પેલી વાતથી તેવન કંટાળતા દીસ્યા તોપણ હું તે આગલ ચલાવાથી હટયો નહી, "પણ હવે હું એક મેહેરબાની તમો પાસથી માગવાની છુટ લેઉં છું શેઠ, ને હું ધારૂંછ કે તમો તેથી—"

"તમે માહરી પાસથી તે લોકોને વાસ્તે કંઇ માગવા આવ્યા છો દાકતર, તેમાં કંઇબી શક નથી." રતનશા ઝડફથી બોલી ઉઠયા, "પણ એમ છે કે, હું કોઇ દાહડેબી ધરમ એવી રીતે કરતો નથી, કે તેથી ફક્ત બેથી વધારે આસામીઓને તેની ખબર પડે, ને તે બે આસામીઓમાં એક તો હું આપનાર અને બીજો તે લેનાર. તોબી જ્યારે તમેજ દાકતર વચે પડીને લેવા આયાછ ત્યારે તો માહરી ગુંજાસ માફકનું કંઇ તમુને આપવાની મને અડચણ નથી. પણ એ વિશેની વાત તમોએ કોઇ આગળ કરવી નહી દાકતર."

"પણ રતનશા, જે ગરીબ જોડાને તમે મદદ આપો તેઓને તો તમારૂં નામ જણાવાની મને છુટ છે કે નહી?"

"હા—હા, તેમ તમુને ગમે તો કરજો. પણ તેઓ છે કોણ? તેઓ કરેછ શું? તે તો મને તમે જણાવો." એ સાંભલી હું ધ્રુંજ્યો.

"તેઓ હમણાં તો માપલાની પોલ આગલનાં એક ઘેરમાં રેહેછે; પણ ત્યાં તેઓ વધારે વખત રહી શકે તેવું મને લાગતું નથી; કેમકે તેઓની ઘરવાળી ભાડાંને માટે તગાદા કરી રહીછે."

"એમજ એમજ; હલકા ખવાસના ઘરવાલાં એવાજ તગાદા કરેછ તે વિષે હું પુરતી રીતે વાકેફ છું."

"અને વળી એ બાપડાંઓ કાંઇ ઘણા વરસ થયાં પરણીયાં નથી, પણ કાંઇ કમનસીબ સંજોગમાં તેમના લગન થયલાં હોવાથી એવાં દુ:ખો તેઓને સોસવાં પડેછે," એટલું સાંભલી રતનશા પોતાની ખુરશી ઉપરથી ઉઠીને ઝડપથી એમથી તેમ ફરવા લાગ્યા, "તેઓ તેમના કુટુંબની મરજીની વીરૂધ પરણીયાં છે, અને તે સગાંઓએ તેઓને તજી દીધેલાં હોવાથી તેમની ઉપર પડતાં દુ:ખોથી તેઓ બીનવાકેફ છે. તેઓ એવાં તો નીતીવાન અને સબુરીવાલાં છે! ને વલી તેઓને એક બચુંબી થયલુંછે, પણ તે બીચારાંને થોડા વખતમાં પેટ પુરતું દુધ પાંઉબી મલી શકશે કે નહીં તે શક ભરેલું છે." હવે તો રતનશા ખુલેખુલા બેચેન થયલા જણાયા. વલી તેવનના હોટ ઉપરનો રંગબી થોડોક ઉડી ગયલો મને જણાયો, પણ તોબી તેવન બોલ્યા કાંઇબી નહીં, અને મને બોલતો અટકાવવાનીબી તેવનની મરજી જણાઇ નહીં. "હવે માહરો એવો વિચાર છે," હું ઘણાજ સાંત અવાજે આગલ બોલ્યો, "કે તેઓનાં સગાંઓને જઇને મલવું અને તેઓને ઘટતો ખુલાશો આપીને કાંઇ સમજુતી થાય તેવું ક—"

"દુ:ખમાં આવેલા તે ગરીબ સખસનું નામ શું છે વારૂં?" એવો સવાલ હવે રતનશાએ અંચીતા માહરી સામે કંમરે હાથ દેતા ઉભા રહીને પુછયો.

"બેહેરામજી મેહેતાનો દીનશા"—

"મેં—મેં ધાર્યુંતું એમજ!" પોતાના કપાળ ઉપર ફુટેલો પરશેવો નીચે ટપકાવતા તેવન બોલ્યા "તમારી ધારણા મેં ચેતેલીજ હતી. એનું સત્યા—નાશ! હું સમજ્યો તો બધું! તમે મને અપમાન આપવા હિયાં આવ્યાતા! ખચીત મને અપમાનજ આપવા!" તેવનનો ગુસ્સો વધતોજ ગયો.

"બેઅદબી માફ છે રતનશા શેઠ; પણ ખાત્રીથી માનજો કે"—

"નહીં શેઠ, નહીં! હું તમારૂં બીલકુલ સાંભલવાનો નથી! મેં ઘણું—અતીઘણું સાંભલ્યુંછ! હવે બસ! હવે ઘણું થયું! હવે મેં જોઇ લીધું કે તમે કેવી કીસમના આસામી છો! ઘણુંજ ખરાબ કામ, દાકટર, એ ઘણુંજ નાપાક કામ છે!"

"તમે માહરૂં બોલેલું સમજ્યા નથી શેઠ" હું ધીરજથી બોલ્યો.

"નહીં—નહીં! હું તો સમજ્યો છ, પણ તમે **મને** સમજેલા લાગતા નથી. જો તમે એ લોકોને ઓલખતા હોવો, ને તેઓને મદદ કરવાની તમારી ખાહેશ હોય તો તમેજ તે કાંય નથી કરતા! કરોની! એનુ નખ્ખોદ જાય એનું!"

"શેઠ, જો તમારૂં દીલ મેં દુખવ્યું હોય તો, મને માફ કરો"—

"માહરૂં દીલ તમે દુખવો! એમા પુછવાનુ શું હોય શેઠ? જે માણસ મને અપમાન આપે તેજ માહરૂં દીલ દુખવતો કેહેવાય, ને તમે કાંઇ મને અપમાન આપ્યુ નથી?"

"અપમાન શાનું સાહેબ?" હુંબી, હવે જરા છાતી કાઢી બોલ્યો, "જે મનમા આવેછ તે બોલોછ, પણ જરા તેની સમજતો આપો!"

"સમજ આપું!" તેવન હવે બેહદ જહનુનમા આવી બોલ્યા "તમે સમજોછ બરાબર બધું, એટલે સમજ આપવાની કસી અગત નથી. પણ હવે બસ! ભઇ સાહેબ, દાકટર, હવે તમે જાવો તો સારૂં; વધારે વાર તમુને હ્યાં બેઠેલા હું જોવા માગતો નથી!"

તેજ ઘડી જોશમા ઉઠતો હું બોલ્યો—"ત્યારે તો રતનશા, સાહેબજી. પણ જતાં—જતાંબી કહેલા માહરા આટલા બોલો સાંભલો કે આએ રીતનાં તમારાં ઘાતકીપણાંનો પસ્તાવો અંતે તમોને એવે વખતે કરવો પડશે કે જ્યારે તેનો કાંઇબી ઉપાય કરવાનું અથવા બદલો આપવાનું તમારા અખત્યારમાં કદાચ નહી રહ્યું હશે! ને તેથી મોતની તમારી છેલ્લી ઘડી કેવી થશે તેનો તો કંઇ ખ્યાલ કરો!"

આ માહરા છેલ્લા બોલોથી જાણે દંગ થઇ ગયા હોય તેમ રતનશા થોડા વાર માહરી તરફ અતુરતાથી જોતા રહ્યાં અને તેવનનો ચેહેરો ફીકો મારી ગયો. દમામમાજ તેવનને સલામ કરી હું ચાલી ગયો. અને એટલુ તો કેહેવાની મને ઘણી જરૂર નથી કે, તેવનને ઘેર મેં આપેલી આ મુલાકાતની કસીબી વાત મેં દીનશા અને મેહેરને જણાવી નહીં.

તેઓ બન્ને, પોતાનો સંસાર સંભાલવાને અને ટુંક આવકને માફક આવતી સખત કરકસર કરવાને, જે મજબુત પણ ફોકટ કોશેશ કરતાં હતાં તે જોઇ માહરૂં દીલ અતીશય દુખાતું હતું. દીનશા સહવારથી તે મધરત સુધી પેલા હીશાબના ચોપડાઓની મુશકેલ ગણત્રી તારવી કાઢવાનું વહીતરૂં, ખાવા પીવાની થોડીક આશાયશ લઇને, જાશુક ચલાવતો હતો; અને મેહેરબી પોતાનાં બચ્ચાં અને ઘરને લગતો સઘલો કારભાર કીધા ઉપરાંત બાહેરનું ભરવા, શીવવાની હેજગારીમાંથી છેક મોડી રાત વેર છુટકારો પામતી નહીં હતી. વળી તેણીનાં, દીનશાનાં, અને તે બાળકનાં સઘલાં કપડાંબી ઘેરમાંજ તેણી પોતાને હાથે ધોતી હતી.

અને જાણે આ કમનશીબ જોડું હજી પુરતું દુઃખ નહી પામ્યું હોય, અને જાણે તેઓના સંતાપનાં પ્યાલામાં હજીબી એકુ ટીપું બીજું સમાવાનું બાકી રહ્યું હોય તેમ, દીનસાના

બીજાં સઘલાં દરદોને વીશરાવે એવાં એક બીજાં બુરાં દરદનાં ચીન્હો તેનામાં હવે ખોલ્લાં જણાવા લાગ્યાં. રાત દીનની તેની જાથુકની હેજગારીની, તેમજ તેના મનમાં ચાલુ રહેલી સખત ચીંતા અને ઉશકેરણીની માઠી અશર હવે તેની આંખ પર થયલી જાહેર થઇ. એક દહાડે તેને જોવા જતાં તે મને અતીશ્ય બલાપા અને ગભરાટમાં બેઠેલો જણાયો, અને માહરા પુછેલા સવાલના જવાબમાં જ્યારે તેને આંખમાં ઉપજતાં એ દરદની કેટલીક નીશાણીઓ મને કહી ત્યારે તુરતજ માહરી ખાત્રી થઇ કે એ નીશાનીઓ આખરે તેને આંધલો બનાવ્યા વીના રહેવાની નથી. તે બોલ્યો કે તેનાં નેત્રોમાં અંદરથી દુઃખના ધટકા ભરેછે, તેની આંખો સામે રોશાણીના ચમકારા થતા માલમ પડેછે, કોઇબી બતીની આસપાસ એક ગોળ કુંડાળું થઇ રહ્યું હોય એવું તેને દેખાય છે, દીન પર દીન આંખની ઝાંખ વધતી જાય છે, અને એ ઉપરાંત બીજી ઘણીએક વીગતો તેને જણાવી કે જે ઘણો વખત થયો ચાલુ તો રહી હતી, પણ જેમની કસીબી દરકાર કરવાને તેને ઘટતું વિચાર્યું હતું નહીં.

“ઓ **ખોદા!** માહરા **ખોદા!**” પોતાના બન્ને હાથ જોડી આકાશ તરફ જોતો આ કમબખ્ત પુરૂશ બોલ્યો “માહરી આંખો બચાવ! બચાવ માહરી આંખો—નહીં તો માહરૂં શું થશે! ભીખારી હાલત તો માહરી થવાની દીશે છેજ—પણ તેમાં અંધાપો કેમ ખમાશે!” એમ બોલી તે અટકયો, અને નીરાશીની એક મુર્તી જેવો તેનો દેખાવ બની રહ્યો.

“ખચીત દીનશા,” બીજી થોડીએક પુછપરછ કરીને હું બોલ્યો, “તમારી હાલત ધાસ્તી ભરેલી નથી એમ ફોકટનું બોલી હું તમોને ઠગવા ચાહતો નથી. માહાં ભાયગે મને એમજ લાગેછ કે તમારી આંખોને હાલની માફકજ અતી ઘણી ખેંચવાનુ અને શખત દુઃખ આપવાનું તમે કમતી નહી કરશો તો તેઓને જાથુકનું નુકસાન પુગાડવા વીના તમે રહેશો નહીં.”

“અરે શેઠ,” તે અતી ઘણી નાશીપાસીથી બોલ્યો, “માહરી આંખને નહી ખેંચવી જોઇએ એવું બોલવાનું બંધું શેહેલું છે; પણ તેમ મારેથી થાય કેમ? ત્યારે મારેથી જીવાય અને નીભાય કેમ? તે તો મને કહો? શું પૈસા મારા ખોળામાં અને ખાવાનું મારી બૈરી અને બચાંનાં મોહડાંમાં આકાશ પરથી આવીને પડશે? ઓ **કીરતાર!** અમારૂં થશે શું! અંધાપો અને તેબી આએજ વખતે! જ્યારે મેહરબી હમેલદાર ત્યારેજ!”—સારાં ભાયગે તેની બાયડી આ વેળા હાજર નહીં હતી—“જ્યારે મારી બાકી રહેલી માયા પુંજીનો છેડો આવે ત્યારેજ મારાં કુટુંબનો નીભાવ કરનાર હું પોતે આંધલો થાઉં! ઓ **ખોદા ખોદા!** આવી શીક્ષા ખમવાને લાયક થાઉં એવા કયા ગુનાહ મેં કીધા છે! અરે પેલા નાપાકે મને જેલમાં નખાવ્યો ત્યારેજ મને કોઇએ ફાંશી દીધો હતે તો બેહેતર! પણ—” ભયથી ફીકકો બનીને તે બોલ્યો—“હમણા જો હું મરૂં તો તેથી ફાયદો શું થાય?” એ ઘડીએ તેની બાએડીના ધીમાં અને થાકેલાં પગલાં દાદર ઉપર સંભલાયાં, અને તેણીના દાખલ થવા સાથે દીનશાનો કકલાટબી બંધ પડી ગયો. તેના ઉપલા બોલો સાંભલ્યા છતાંબી મેં તેને અરજ કીધી કે થોડાક વખતબી તેને પોતાનું કામ કમતી કરવું, અને તે માટેની તેની કબુલાત લઇ તેને લાયકની દવા મેં લખી આપી. એ સઘળો વખત એવો તો ગમખાર અને શુસ્ત થયલો દેખાયો કે મેહર મારી પાસે બેસી રહી, કે તે જોઇને મને ચવરી આવ્યું. એ બાપડીની હાલત કેવી થશે! તેણીની નજદીક આવતી સુવાવડ તેણીથી કેમ ગુજરસે! તે વખતે જોઇતો ખોરાક અને માવજત તેણી કેમ અને ક્યાંથી મેલવશે! તેણીની જાથુકની સંભાલ અને માયા અને જતનમા રહેલો તેણીનો ભરથાર અને તેણીનુ બાલક તેણીની નજર વીના કેમ

નીભશે! અને ટુકમાં, ઘરનાં સઘલાં કામકાજ માટે તેણીની જગા કોણ લેશે? એજ સઘલા વિચારો હમણાબી તેણીનાં મનમા હતા તે હું તેણીના ચેહેરા ઉપરથી ખોલ્લું જોઇ શકયો.

એ બાદ થોડાક દીવશે તેઓએ અંચીતો એવો વિચાર કીધો કે એકવાર ફરીથી મેહેરે પોતાના પીતા પાસે જઇને તેનુ દીલ પીગલાવાની કોશેશ કરી જોવી; અને કદાચ મોહોડે મોહડું મલવાને તેણી નીશફલ થાય ત્યારે તુરત કામ લાગે એવું એક મીનતજારીનું કાગલબી લખીને તેણીએ પોતાની પાસે રાખી મુકયું. એ મુજબ બીજે દીને સહવારે તેઓ બન્ને, પોતાંના બાલકને એક ઓલખીતી બાઇની સંભાલ હેઠલ મુકી, રતનશાનાં ઘર તરફ ગયાં. ત્યાંથી થોડેક છેટેથી પોતાના ખાવંદનો હાથ છોડી મેહેર એખલીજ ધીમા અને ધ્રુજતાં પગલાંએ પોતાનાં બાપીકાં ઘરની સીડી ઉપર ચઢી. પણ ઓટલા ઉપર પગ મુકતાંજ તરેહવાર વિચારોના સખત ઉભરાઓએ તેણીને દાબી દેવાથી, ત્યાંના કટેરા પકડીને થોડોવાર ઉભુંજ રેહવાની તેણીને ફરજ પડી.

તે થોડીક ઘડીઓના અરસામાં કેવા સીહા અને કડવા વિચારો અને યાદગારીઓનો જમાવ તેણીનાં મનમા થઇ ગયો! આએજ ઘરમાં ખુશ હીગામની પોતાની આખી જીંદગી તેણીએ માતપીતાના ભેગા લાડમા સીતમ અને સંતાપના કસાબી સ્વપના વીના ગુજારી હતી; તે માતા તો ગુજર પામી હતી પણ તેજ પીતા તો હવે એક સંગદીલ, અને જુલમગાર મુદઇની હાલતમા બદલાઇ જઇને ત્યાંજ વસ્તો હતો, અને તે પીતાની એક પુરી પુત્રી, કોઇ હીણ અપરાધના ગુનેહગાર થયલા એક કેદીની હાલતે, પોતાનાં બાપીકા મકાનના ઊંબર આગલ બીહતી અને ધ્રુજતી ઉભી હતી! તરત પછી જેવો તેણીએ ઘરમા પગ મુકયો તેવોજ કોઇ નવો રાખેલો ચાકર તેણીને મલ્યો.

"શું માગોછ, કોણને પુછોછ તમે?" તેને પુછયું.

"હું નવલાને મલવા આવીછ, નવલો છે ઘેરમાં?" તેણીએ અતી ઘણા નબલા અવાજે, પોતાને ઘરના એક જુના જઇફ ચાકરનું નામ દેઇને, પુછયું. પેલા ચાકરે તેણીને એક ન્હાના ઓરડામાં લેઇ જઇને બેસાડી, અને ત્યાં થોડાવારમાં નવલો આવી પુગ્યો.

"નવલા—નવલા, બાવા કાંહછે? શેઠ કાંહ છે?" તેણીએ ઝડપમાં ઉભી થઇને પુછયું, "પણ મને જરા પાણી પા નવલા, માહરો જીવ ફરેછ!" એમ તેણી છેલ્લે એક થામલાને અઢેલીને ઉભી રેહતી બોલી.

"અરરરર! એ કોણ! મેહેરબાઇ—માહરી બાઇ—માહરી બાઇ!" વફાદાર નવલો પોતાની ધારતીની નજર આજુબાજુ ફેંકતો, અને વલી બીજીજ પલે, પોતાના છેલ્લા બોલો સાથે બેખબર થઇને નીચે પડતી મેહેરને, પોતાના હાથમા જીલવા તેણીની પાસે દોડતો બોલ્યો, તેને તુરતજ મેહેરને એક કોચ ઉપર સુવાડી, અને ઘરમાની એક બીજી ચાકરડીની મદદથી જુદા જુદા ઉપાયો કરીને તે તેણીને પાછી સુધીમાં લાવતો. જો કે તે ઓરતને તો તેને એમજ જણાવ્યું કે મેહેર તેની એક સગી થતી હતી, કે જેણી તેને આજે મલવા આવી હતી.

"નવલા," સુદ્ધીમાં આવતાંવાર અને પોતાને પાછી એખલા નવલા આગલજ બેઠેલી જોઇ મેહેરે પુછયું, "બોલની, બાવાજી છે ઘેરમાં?"

"છે બાઇ, હજુ તેવન માલ પરના પોતાના ઓરડામાજ છે."

"તું શું ધારેછ નવલા," તેણીએ હવે ધ્રુંજતે સાદે પુછયું, "આજનું માહરૂં હયાં આવેલું બાવાને ગમશે? કે તેઁવન ગુસ્સે—ઘણાજ ગુસ્સે—થશે?"

"અરરરર! બાઇ, એ તમે હું બોલો!" નવલાએ અતી ઘણી હેબત દેખાડી જવાબ દીધો, "તમે આવો તે હેડને ગમે! અરરર—કાંઇ

**ખુદા—ખુદા** કરો! તમે હું તેવનને મલવા **આવેલા** કે? અરે, તમે મલાતો હું, પણ જરા જેટલી એવનને ખબરબી પરી કેની કે તમે હયાં **આએવાંતાં** તો કોણ જાણે કેવાં ઝારનાં ઝાર માહરી ઉપર તોડી પાર હે! તમુને હયાં નીહ આવવા દેવાના એવને હમુ લોકોને કેવા હોગંદ આપેલા ને કેવી તાકાદ કીધેલી તેતો તમે જાણતાબી નથી! બાઇ, કરીગે હું; તમારી પર એ દુખ તો બહુ મોટું ખએર," નવલો પોતાની આખમાં આવેલું એક આંશુ ઝડપથી લુંછી નાંખતો બોલ્યો, "પણ તેમાં આપરો કાંઇ ઇલાજ નીહ મલે. ને હમેબી જે બધાં જુનાં માનહો હુતા તે રાંધનીમાં બેહીને રડીયા કીધેલાં, પણ બીજું હમારૂં કંઇ ચાલે? જરા પાછલી ગમતો આવો, ને તાંહ પેલી તમારી બુઢી આયા બેઠી ઓહે તેને તો મલતાં જાઓ!"

"નહી નવલા" મેહેરે બની શકતા નબલા અવાજે જવાબ દીધો, "માહરૂં અંદર આવવાનું જો ધાસ્તી ભરેલું હોયતો હું ઓતલાપર ઉભી રેહવશ, પણ તેટલાં તું ઉપર જા ને આએ કાગલ રતનશાના હાથમાં મુકી, એનો જવાબ માંગી લાવ!" નવલાએ તે કાગલ હાથમા લીધું તો ખરૂં, પણ તે તરફ આનાકાનીની સેજ નજર ફેંકી, આખરે ટોકું હીલવ્યું.

"જો, નવલા લેઇ જા આએ કાગલ, એટલી માહરી, અરજછે!" મેહેરે પથરનું હૈડુંબી પીગળે એવો દેખાવ કરતી બોલી, "એવન કંઇબી મને આપશેતો તેપર હું શુકરાના કરશ!" માહરી પાસે એક કોડાબી નથી!" જેમ તેણીની, તેમ નવલાની આંખોમાંથી હવે પાણી આવી ઉભાં.

"બાઇ—માહરી બાઇ!" નવલો લહડતો બોલ્યો, તેની છાતી ભાંગતી, અને તેના હોઠો ધ્રુંજતા જણાયા, "તમારા આ કેવા હાલ! જો ઉં આ લેઇ ગીયોતો હેઠ મને એક ઘડીબી વધારે હયાં રાખહે નહી; પણ તોબી તેની ચીંતા નહી. જે થવાનુ હોયતે થાઓ, પણ ઉતો એ કાગલ લેઇ જવાનોજ! જોવ હવે કે ઉં લેઇ જાઉં કે નહીતે! પણ જોવની બાઇ," તે હવે આજુબાજુ જોતો ધીમે અવાજે બોલ્યો, "એતો એમછે કે માહરા હેઠથી જેટલું મને બીવું નહી પરે તેટલું હેલી તમારી હગી વીલરથી મને ઝબકવું પરે! ને મનેતો ઇમજ લાગે કે આપરા હેઠનેબી તમારી હામે એમ રીહાયલા ને કડવા રાખે કેની તે એજ રાન રાખતી ઓહે! હવે આએ ઘેરમાંતો જે કરેને નીહ કરેતે એજ દહા! બધા ચાકરો પર હુકમ કરવાને, ને વરી ઘેરનાં હંધાં કામકાજ પર નજર રાખવાનો હકબી એ પોતેજ પોતાની મેળે લેઇ બેઠેલી છે! ને એક બુઢો નોલ્યો કેમ બધે જોતો ફરે, તેમ એની નજર સંધે ફર્યા કરે. પણ ઉંતો કાંઇબી કરીને આ કાગળ લેઇ જાઊં; ને ઉં પાછો ફરૂં તાંહ હુધી બાઇ તમે કેડે જતાં રખે હોંકે; જરા હ્યાંને હ્યાંજ બેહી રેહજે." નવલાની શુચણા મુજબ સઘલું કરવાને મેહેરે કબુલ્યું એટલે તુરત તે પેલું કાગળ લેઇને માલ પર ગયો. તેણીની માતાની હૈયાતી બાદ વીલરે જે આપઅખત્યારી તેણીનાં ઘરમાં ચલાવા માંડી હતી તેનો હેવાલ નવલાને મોહડેથી આજે બરાબર સાંભળવાથી મેહેરના દીલમાં કેવાં દુ:ખદ અને નાસીપાસી ભરેલા ખ્યાલો ઉપજ્યા હશે તેનો ખ્યાલ વાંચનારેજ કરવો. થોડીક મીનીટો ઘણીજ સંતાપ ભરેલી ઇંતેજારીમાં ગુજારવા બાદ મેહેરે જ્યારે નવલના જહડપથી ઉતરતાં પગલાનો અવાજ સાંભળ્યો ત્યારે તેણીની છાતી બેવડા જોશથી ધડકવા લાગી.

"કેમ નવલા? શું થયું?" તેને દાખલ થતો જોતાં વાર તેણીએ આતુર પણ ધીમે સાદે પુછીયું.

"બાઇ રતનસાને માહરેથી તો મળી હકાયુંજ નહીં," તેને ભારે ઉદાસીથી ઉતર વાળ્યો, "મેં તો બહુએ તેમ કરવા માંગીયું માહરૂં કાંઇ વયેલું નહી! ને હું તો જાણતો તોજ કે એમજ થવાનું! ઉપર જાઉં તો તેવી તો પેલી રાનજ હાંબે મળી, ને મને કેહવા લાગી કે જો ફરીથી હું એવું કામ કરાતો મને ચાકરી પરથી રજા મલહે ત્યારે મેં તે-

કહ્યું કે મેહેરબાઇ પોતે નીચે આવેલાં છે ને તેવન તમુને મળવા માંગે, તો તેને તો ડોકું ફેરવી નાએખું, ને બોલી કે તે દુક્તીએ પોતીકા બાપ હાથે એવી ચાલ ચલાવી તો તેને મળવાનું તે કેવું હોય !" મેહેર એ સાંભળીને બોલ્લાં ડુચકલાં ખાવા લાગી, અને નવલાના બોલોબી જેમતેમ તેને મોહડેથી નીકલી શક્યા; "હા બાઇ, તે એમજ હંધું બોલી. ને વરી તે કેહે કે રતનશાબી એવુંજ બોએલા કરે કે એ પોરીએ એવું કામ કીધું તો હવે તેનો બદલોબી તેને ખમવોજ જોઇએ, તેથી મેહેરને હું મળવાનીબી નથી ને રતનશા આગળ તેને જવા દેવાનીબી નથી ! એટલું કહીને તેને તો માહરા હાથમાં આએ દહ રૂપીયાની નોટ મુકી, ને તે તમુને આપવા કહી ; ને તેમાં મેં આ મહારી તરફના બીજા દહ ઉમેરવાની હીંમત કીધેલીછે, જો તમુને ગુનહો નહીં લાગે તો એટલા મુજ ગરીબનાબી કબુલ કરજો !" એમ બોલી તેને દશ દશ રૂપ્યાની બે નોટો મેહેરના હાથમાં પકડાવાની કોશેશ કીધી, કે જે બીચારી હવે તદન સ્થીર અને ચુપ ઉભી રહીને નવલાના છેલ્લા બોલો સાંભળતી હતી.

"બસ નવલા, હવે મને જવું જોઇએ," આખરે તેણી નીરાસ સાદે બોલી, અને બારણાં ભણી ચાલતી થઇ, "તહારી મેહેરબાની આજે ઘણી થઇચ."

"બાઇ, જરા ઉભાં તો રહો ; જરા ગરમ ચાહ કરી લાવું તે તો પીતાં જાઓ. તમે તો બહુ થાકેલાં ને આજારી જેવાં દીહો ને ઉં અબઘડી તે કરી લાવા."

"નહીં નવલા—હું સારીપએ છું ! અને દીનશાબી મહારી વાર જોતા બહાર ઉભાય."

"ગરીબ બાપડો તે ભલો મનીખ !" નવલો તેણીના ખાવંદની કદર ખાતો બોલ્યો, અને તે ઘડી તેની આંખમાં આવી ઉભેલાં પાણી લુછી નાંખવા તેને મોહડું બી ફેરવ્યું. મેહેરને હવે બહાર જતી જોઇ તેને પેલી નોટો પાછી તેણીના હાથમાં પકડાવાની કોશેશ કીધી, પણ તેણીએ તે લીધી નહીં.

"નહીં નવલા, "તેણી બોલી, "હું ઘણીજ નાચાર હાલતમાં છેઉં તો ખરી, પણ મહારો **ખોદા** મને ભુખે મરવા તો દેનારજ નથી. **તહારી** પાસથી હું લઇ શકતી નથી ને તેનું આપેલું લેવાની મહારી મરજી નથી—મહને તે લેવું ઘટારત નથી ?"

એટલું બોલી તેણીએ બારણું ઉઘાડયું, અને પોતે આવી હતી તેના કરતાં વધારે મજબુત પગલાંએ તેણી ત્યાંથી બાહેર પડી. તેણીનો ભરથાર જે થોડેક છેટે આવીને ઉભો હતો. તે તેણીની પાસે હવે જલ્દીથી આવ્યો, અને ધ્રુજતા સાદે તેણીને તે મુલાકાતનાં પરીણામ વિશેનો સવાલ પુછવા લાગ્યો. નારીપાસીની શાંતી સાથે તેણે ત્યાં બનેલા બનાવનો મેહેરે આપેલો હેવાલ સાંભલ્યો. "ત્યારે તો હવે **હયાંની** આપણને કશીબી આશા રહી નથી !" તે અરધા બીડેલા હોટે એટલા બોલો બબડયો.

"પણ **ખોદા** પરની આપણી આશાતો કાએમજ છે કેની દીના ? ગમે એવા અભાગ્યાનો બી જો તે મદદગાર છે તો આપણો મદદગાર તે નહી થશે ? મને એમજ લાગેચ દીના, કે આપણને શદનતર નાશમાં અટવાવાતો તે દેનારજ નથી ! ચાલો હવે જલદીથી ઘેર, બુચો પેલી બીચારી નવાજને કોણ જાણે કેવો કંટાલો આપતો હોશે !" પોતાના પ્રીયાના આ સઘળા ધીરજ આપનારા બોલો દીનશાએ ઉદાશી ભરી ચુપકીદી સાથે સાંભલ્યા. તેના સોહરાયલા ચેહેરા ઉપર, મેહેરનાં દીલમાં ઉપજેલી સબુરીની ઝલક નહીં પણ અત્યંત ગમાખારીનો શીલા છાપજ માત્ર જણાયો. તેને એવોબી વેહેમ ઉપજ્યો કે તેઓની ચાલુ રહેલી કંગાલીઅને રએને મેહેરનાં મગજની હાલતમા કાંઇ ખલલ કીધી હોય; અને તેથી તેણીની નજદીક આવતી સુવાવડનો ખ્યાલ તેને થતાંજ ત્રાશની એક છુપી ધ્રુજરી સાથે તેને પોતાના વીપતી ભર્યા ઘરમાં પગ મુકયો. જતાંવાર મેહેરે પોતાનાં ફરજંદને મોહબત ભરેલી બગલગીરી અને ચુમીઓ કીધી; પણ દીનશા તો

તેનાં કપાળ ઉપર માત્ર એકજ અનમની ચુમીની નવાજેશ કરી ટેબલ પાસેની એક ખુરશી ઉપર થપકાઇ બેઠો. એકજ દીવસ આગમચનો તેની આંખપર બાંધવા માટે મેં તેને આપેલો લીલો પરદો પોતાનાં કપાળ સાથે બાંધી તે પેલી ટેબલને અઢેલીને પડયો, અને હદ વગરના કમકમાત સાથે પોતાની સ્થીતીને લગતા વિચારમાં મશગુલ થયો.

તેઓએ બચાવેલી રકમમાંથી ઘણોજ નજીવો એક ભાગ હવે બાકી રહયો હતો; મેહેર હવે એવી હાલતમાં હતી કે જ્યારે તેણીથી. ટુક કમાણી કરાવનારૂં, પોતાનું કામકાજબી થઇ શકતું નહી હતું; દાખલ થતો અંધાપો અટકાવા માટે તેને પોતાને પોત્તાનું કામ બંધ પાડવાની ફરજ પડી હતી; રતનશાને પટાવીને તેવનની મેહરબાની મેલવવાની આશાનું છેલ્લું એક કીરણબી હવે બુજવાઇને ગુમ થયું હતું; અને એ સઘલું વળી ત્યારેજ બન્યું હતું કે જ્યારે તેઓના ઘરસંસારી ખરચમાં વધારો થવાના સંભવ, અને કરવાની ફરજ ખોલ્લી જણાતી હતી! -

એતો સારૂં થયું મેહેરને માટે, કે તેણીના ખાવંદે પેલો લીલો પરદો પોતાને કપાળે બાંધીને પોતાની આંખો છુપાવી હતી!

બીજે દીને સહવારે જ્યારે દીનશા માહરા શુચવ્યા મુજબ આંખના એક નામીચા તબીબની સહલ્લા લેવા ગયો હતો ત્યારે મેં તેને ત્યાં જઇને મેહેરના હાથમાં, માહરી બાએડીએ છુપાં ઉઘરાણાથી એકઠી કીધેલી, રૂ ૪૦૦)ની રકમ મુકી; અને તેની સાથે માહરી પુટલીએ લખેલું એક કાગલબી મેં તેણીના હાથમાં આપ્યું કે જેમાં તેણીએ મેહેરને એવી અરજ કીધી હતી કે તેણીની શુવાવડની રોકાણના વખતમાં તેણીનાં પેહેલ્લાં બાળકને તેણીએ માહરી બાએડીની સંભાલ ટલે મુકવું. તે કાગળ વાંચતાંવાર મેહેરની આંખોમાં ઉપકાર અને હરખના આંશુ આવી ઉભા, અને પોતાના બન્ને હાથ જોડી તેણી જહડપમાં બોલી કે—"જોવો ડાકટર, **ખોદા**એ હમુને કેવી મદદ કીધી! તેજ **ખોદા** તમારૂં ને તમારાં કુટુંબનું ભલું કરો! દીનશા બીચારા પેલા ડાકટર પાસથી દુખીને નીરાશ થઇને આવશે, ત્યારે તેવનને વાસ્તે આએ કેવી ખુશાલી ભરેલી ખબર!

* * * *

"ને હવે ડાકટર સાંભળો એક વાત જે હું કહું તે," માહરી ભણી આતુરતાથી જોતી તેણી બોલી, "મેં જે એક નવી ગોઠવણ કીધીચ તેપર તમારૂં ધ્યાણ પુગાડો, કેમકે તે પાર પાડવાનો માહરો ઠેડાવજછે." હું અજાયબી સાથે તેણીની તરફ જોતો ઉભો. "તમે જાણો ચતો ખરા ડાકટર કે હમારૂં મકાન તેમજ હમારી હાલત કેવીછે? ને તેથી હયાં મને કસીબી રીતની સગવડ મલી શકે તેવું નથી."

"તેથી હવે માહરો એવો વિચારછે," તેણી જરાવાર ઠોબી ને બોલી, "કે—કે તમારી મેહેરબાની ને—ને મારફતથી હયાંની ઇસ—પી" તેણીનો શાદ હવે ધ્રુજવા લાગ્યો, "ઇ—સપીતા—તા—લમાં જઇને એટલા દાહડા રેહવું—કેમ?" કાંઇબી જવાબ આપવાને તે વેળા અશક્ત હોવાથી મેં માત્ર માહરૂં ડોકુંજ હીલવ્યું.

"**ખોદા** એજ જાણે મને એ રસ્તો દેખાડયો હોય," તેણી પાછી બોલી, "એમ મને લાગેચ! એમ થવાથી માહરા વરનેબી કંઇ ખરચ કરવો પડશે નહીં, ને ત્યાં માહરી માવજતબી હું ધારૂંચ કે મનમાગતી થશે."

તેણીએ લેવા ધારેલાં આ દુખ ભરેલાં પગલાં સામે મેં તો માહરો વિચાર ઘણી મજબુતીથી જણાવ્યો, પણ તે ફોકટ ગયો, અને તેણીએ જારી રાખેલી કાકલુદીના જવાબમાં આખરે મને કબુલાત આપવાની ફરજ પડી કે જે વખતે તેણીને અગત પડે ત્યારે હાશપીતલમાં તેણીને કાંઇ દરદને બાહાણે દાખલ કરી દેવાનો માહરો આધીન લાગવગ વાપરવાને હું ચુકીશ નહીં.

"પણ બાઇ," અંતે હું બોલ્યો. "ખાત્રીથી જાણજો કે દીનશા કંઇ એ વાતને કબુલ કર-

વાત નથી. તેવન કદીબી એમ થવા દેશે નહીં."

"હા ડાકટર, તેમ છે તો ખરૂં," તે બોલી, "પણ હું ત્યાં જઇને પડું ત્યાંવેર તેવનને માહરા ઇરાદાની ખબરજ હું પડવા દેનાર નથી. એવન બહારથી આવશે એટલે માહરૂં લખેલું કાગલ વાંચીને વાકેફ થશે. ને જ્યારે તેનો ધીરજથી વિચાર કરશે ત્યારે તેવનને તે ઘડીએ ઉપજેલી ચીડબી તે તરત નરમ પડવા વગર રહેવાની નથી. મને મલતી સગવડના વિચારથી એવન કદીબી રીસે ચડશે નહીં."

એ વાતચીત પછેના બનાવ વિશે ટુંકમાં કહેવાનું એટલુંજ છે કે દીનશા અને મેહેરની બેગી મરજી અને ખુશી સાથે તેઓના નાહલા બુચાને હમે હમારી સંભાલ ટલે લીધો અને તે બાદ આઠ દશ દીવશો વીત્યા કે એક દીવશે સવારે મેહેરની હાલતનો બારીક વખત આવી પુગતાંજ, દીનશાહની ગેરહાજરીનો લાભ લઇને, હું અને માહરી પુટલી ત્યાં હાજર હતાં ત્યારેજ મેહેર ધારેલે ઠેકાણે જઇ પુગવા માટે, અતીઘણા ગમખાર દેખાવે તૈયાર રખાયલી ગાડીમાં બેઠી. તેણીને એવું કાંઇ લાગ્યું તો નહીં હોય, કે પોતાનું આ ઘર તેણી હમેશનું છોડી જાય છે!

જે કાગલ તેણીએ દીનશાને સમજાવા માટે લખ્યું તે નીચે મુજબનું હતું—કેમકે હવે પછી બયાન પામનારા જેમાં માઠા અને શોકાતુર બનાવો આખરે બન્યા હતા, તે બનાવોએ ઘણાએક એવાં કાગળો માહરા અખત્યારમા લાવી મુકયાં હતાં:—

**"મારા વાહલા, હેતાળુ, અને મેહેરબાન દીના."**

"માહરી સખ્તીનો વખત આવી પુગ્યો છે, અને તેમાં ઉપયોગી થઇ પડે એવું એક આરામનું મકાન **ખોદાઇ** બખશેસથી મને મળી આવ્યુંછે. પ્યારા ખાવંદ, માહરાં દુખોનો દેખાવ તમારી નજર સામે ધરીને તમારા સંતાપમાં ઉમેરો કરવા હું માગતી નથી! જ્યારે, બધું ખુશાલી સાથે પુરૂં થશે—ને **ખોદા** કરે ને તે થાય—ત્યારે આપણે પાછા મલીશું, નેતે પછી **કીરતાર** આપણને શુખી દાહડા દેખાડશે! જે પગલું મેં ભર્યુંછે તેથી તમે ગમખાર કે ગુસ્શાભર્યા ના થતા દીના! મેંતો એ સારૂં જાણીનેજ ભર્યુંછે, ને એકીન રાખજો કે એમાંથી સારૂંજ થશે. આપણા મેહેરબાન મુરબ્બી જેવા ડાકટર તમુને કહેશે કે ઇસપીટાલમાં કેવી જતણ લેવામાં આવેછે. વાહલા દીના! માહરાં જીગરની ખુશાલી તમો વડેજ છે! જેટલો વધારે સંતાપ ને ગમ આપણે બેઉએ વેઠીયે તેટલાં આપણે એકમેકને વધારે ચાહતાં થયાં છીયે. **ઓહો દીના, હું તમુને કેવી ચાહુ છું!** વાહલા રાતે જ્યારે તમે ઉંઘઇ ગયા ત્યારે **ખોદાને** મેં કેવી બંદગી કીધી કે તમે ને બુચો શુખી, ને સલામત રેહવો, ને આપણે બધાં પાછાં ખુશાલી ને તંદરોસ્તી સાથે મલ્યે! જેટલો વખત આપણે જુદાં રહીશું તેની ઘડીએઘડી તમુને યાદ કરી તમારી આબાદી ને તંદરોસ્તી ચાહવાને હું ચુકનાર નથી! જરાક વધારે વખત છાતી ધાડી રાખજો, એટલે બસ પ્યારા દીનશા! **ખોદાએ** આપણને તજી દીધા નથી, ને જો આપણે તેને તજશું નહીં તો તે કદાપી આપણને તજનાર નથી! બંદગી કરજો તે કીરતારની, પ્યારા, એટલે તે આપણુ ભલુંજ કરશે! મલજો રોજ જઇને આપણા બુચાને, ને માહરે નામની એકેક ચુમી તેના ગાળ પર લેતા રેહજો. બીચારા ડાકટર ને તેવનના ધણીઆણી કેવાં ભલા—કેવા મેહેરબાનછે! એવાંબી થોડાંજ થશે દીના! પ્યારા તમે રોજ ખોલ્લી હવામાં ફરવા જજો, ને બરાપા કે ઝુરાપામાં પડતા ના, ને હું પાછી આઉં ત્યાંવેર કંઇ લખી વાંચીને આંખને મેહેનત આપવાની હુલરાઇબી કરતા ના. લખવાનુ તો ઘણુંછે વાહલા, પણ ગાડી બારણા આગળ આવવાથી મને અટકવા વગર છુટક રેહતો નથી. સલામ ત્યારે, ઘણાજ થોડા વખતની સલામ, માહરા વાહલા—વાહલા—વાહલા ખાવંદ, તમે શુખી રેહજો! એજ દુવા.

લા૦ તમારી ફીદા રહેલી મોહરદાર,

**મેહેર.**

તેજ દીને સાંજે મેહેરને મેં આપેલી કબુલાત મુજબ, હું દીનશાને મલવા, અને તેની બાયડીના અંચીતા જવાથી તેની ઉપર કેવી અસર થાયછે તે જોવા તેને ઘેર ગયો.

"દીનશા કેમછે? તેવન ઘેરમાં છે?" મેં તેજ માલપર રેહતી તેઓની એક પડોશનને પુછ્યું.

"ઘરમાં તો છેજ; પણ ગમમાં ઘણા દીશેચ; આયા પછી કંઇ ખાધુંબી નથી."

ઓરડામાં દાખલ થતાં વાર, મેહેરનું લખેલું કાગલ પોતાની સામે અને એક નાધલો ચીમનીનો દીવો પાસે મુકીને ટેબલ આગળ બેઠેલો મેં તેને જોયો.

"ડાકટર, આએ હાલત કરતાં મોહોત આવે તો બેહેતર કે નહીં?" તે જોશ સાથે બોલી ઉઠયો, "શું શેતાનનો શેકાર થવા મને એખલો તમોએ મુકયોચ?"

"દીનશા—દીનશા, તમારાં જહનુનને શાંત પાડો? શબુરી અને ધીરજનો પાઠ તમારી બાયડીએ તમુને શીખવ્યોચ તે ઉપર ધ્યાણ પુગાડો."

"ખચીત એ ધડો તો એક ફરેશતોજ શીખવે, પણ મુજ જેવા દેવથી તે કેમ શીખાય?" એવા બોલો એવાં તો જહનુન સાથે તેને મોહડેથી નીકળ્યા કે હું તો ચોંકીયો! "જાણે દેવદરૂજોનાજ હાથ પર હું રમત થવાનો હોઉં તેમ બધાંએ માહરા સંતાપ સાથે મને એખલો છોડીને દુર નાહશેચ! એવો કયો હવે શ્રાપ રહ્યો કે જે માહરી પર હજી પડયો નથી, અથવા હમણા પડતો જાયચ? મને તો એમજ લાગેચ કે મેહેર હવે મારેથી હમેશની જુદીજ થઇચ!

પોતાની બાયડીની ગેરહાજરીથી વાકેફ થતાંજ જે બેચેની દીનશાને ઉપજી હતી તેમાથી તેને થોડો ઘણોબી મોકલો કરતાં મને બેહદ મેહેનત પડી. વળી બીજે દીને સહવારે એક નામીચા આંખના તબીબની સહલા લેવા જતાં તે તબીબને મોહડેથી પોતાની આંખની હાલત બાબે જે અનગમતું મત તેણે સાંભળ્યું હતું તેથી તો તેની આગલી બેચેની અને ગમગીનીમાં અતીશય વધારોજ માત્ર થઈ શકયો. અતીઘણી ધાસ્તી સાથે તેણે પેલા બાહોશ તબીબને, તેની આંખનાં દરદને લગતી કેટલીક ચોક્કશ નીશાણીઓ કે જેમને તે તદનજ ગુપ્ત સમજતો હતો તેમને લગતી પરપુછ કરતો સાંભળ્યો હતો, અને પોતાની આંખોની શક્તી સચવાઇ શકશે કે નહીં તેવા પોતાના સવાલના જવાબમાંબી જ્યારે તે તબીબને ઘણી અચોકસાઇ સાથે બોલતો તેણે સાંભળ્યો ત્યારે તો ત્રાસ અને નાઉમેદીનો સખત ફટકો તેનાં જીગરમાં લાગવા વીણા રહ્યો નહીં. મેં તો તેને ખાત્રીથી એવુંજ જણાવ્યું કે ધીરજ અને શાંતીભરેલી મનની હાલત જાલવવા જેવી બીજી કોઇબી દવા તેની ચશમોનુ દરદ કમતી કરવા માટે કારગત લાગનાર નથી, કેમકે તેના જ્ઞાનતંતુંઓની નબલાઇથીજ તેની આંખોની નબલાઇની ઉત્પતી થઇ હતી. રતનશાને ફરી એકવાર મળીને સમજાવાની અને પટાવાની જે ઘેલી યોજના તેને બાંધી હતી તે નહીં બજા લાવવાની એક કબુલાત હું મોટી મુશકેલીથી તેની પાસથી લેઇ શકયો, અને બીજે દીવશે તેના નાધલા દીકરાને સાથે લેઇને હું તેને મળવા આવવાની કબુલાત આપી હું તેનેથી વીદાય થયો.

મેં તો માહરી કબુલાત પાળી; પણ તે પાળી શકયો હોય એવું જણાયું નહી. તેજ દીવશે તે રતનશાને મળવાના ઇરાદાથી ગયો હતો, પણ તેવનનાં ઘર આગળ જતાંજ, માહે દાખલ થવું કે નહીં તે વીશેના દામાડોલ મન સાથે તે થોડોવારતો ઠોભ્યો. તેવામાં તો રતનશાની ગાડી બારણાં આગળ આવેલી તેને જોઇ, અને થોડાજવારમાં તેવન પોતે ઓટલા ઉપર આવી ઉભેલા તેની નજરે પડયા. ગાડીમાં તેવન બેસવા જાય તેવોજ તે તેવન તરફ ધશીયો.

"જરા માહરી ગમ જુવો શેઠ!" તેવનના ખભાં ઉપર પોતાનો હાથ શેજ થોકતો તે

અંચીતો બોલી ઉઠયો. તે બાપડો બુઢો ઘડીભર અકડીજ ગયલો જણાયો, અને આ ધશી આવેલા પારકાને બીલકુલ ઓળખતો નહીં હોય એવો દેખાયો.

"શેઠ માહરૂં નામ દીનશા છે!–તમારી તજી દીધેલી દીકરી, માહરી નાતવાન ભુખે મરતી બાએડી છે! હવેબી શું તમે રેહમી નહીં થશો સાહેબ?"

"દીનશા!–અરે, દુર રાખો એને ખોદાને ખાતર એને દુર કરો!" એમ, કંટાલા અને કમકમાતથી ભરપુર ચેહેરા સાથે રતનશા બુમ પાડી બોલ્યો. પાસે ઉભેલા નોકરોએ તુરતજ દીનશાને તેની જગાપરથી જોરથી ઘસડીને દુર કીધો, અને રતનશાની ગાડી દુરનીકળી ગઇ ત્યાં સુધી તેને મજબુત પકડી રાખ્યો. એ પછે ત્યાંથી પાછો ફરેલો દીનશા, તેને ઘેરે મેં આપેલી મુલાકાત પછી એક કલાકે ત્યાં જઇ પુગ્યો.

પણ તેજ દીવશે સાંજે માહરે ત્યાં મને મલવા આવવાને તે ચુક્યો નહીં, અને આવતાંવાર પોતે તોડેલી કબુલાત માટે તેને માહરેથી માફી ચાહી. તે બોલ્યો કે રતનશાને ફરી એક વાર મલી જેવાની પોતાની મજબુત ખાહેશ દાબી દેવાને તે તદન અશક્ત થઈ પડવાથીજ તેને આ પગલું આખરે ભર્યું હતું; કેમકે તેને પુરેપુરી ખાત્રી સાથે એમ ધાર્યું હતું કે દુઃખી દેખાવ સાથે અને વધારે દુઃખ ભરેલી ખબર સાથે તેને પોતાની સામે આવી ઉભેલો જેવાથી રતનશાના દીલમાં કાંઇબી દયા ઉપજ્યા વીણા તો રેહી શકેજ નહીં. તેથી હવે જેબી બન્યું હતું તેનો, મેં ઉપર જણાવેલો હેવાલ તેણે મને જણાવ્યો, અને પછી ઘણાજ ઉદાશ ચેહેરા સાથે તેણે મને ચોકશપણે જણાવ્યું કે રતનશાની ખરેખરી ઘાતકી વલણ વીશે હવે તેની એટલી તો ખાત્રી થઇ છે કે હવે કશીબી વધારે આશા તે તેનેથી કદી રાખશે નહીં–તેનો ખ્યાલજ તે મનમાંથી કાઢી નાખશે અને મેં તેમજ પેલા આંખના તબીબે જે સહલ્લા તેને આપી હતી તેનેજ માન આપીને તે ચાલતો રેહશે. વલી તેને વધારે મને એવું જણાવ્યું કે માત્ર એકજ કલાક અગાઉ તે પોતાની પ્રીયાને હાસપીતલમાં મલી આવ્યો હતો. અને ત્યાં તેણીને ઘણી સારી હાલતમાં તેને જોઇ હતી પણ ત્યાંનાં માણસોએ તેને જણાવ્યું હતું કે ઘણા થોડાજ વખતમાં તેણી હમેલથી છુટશે એવી વકી હતી.

"ખોદા જાણે, કે માહરી મેહેર જો મરણ પામે તો તે બનાવની અસર રતનશા ઉપર કેવી થાય!" તે ઉંડો નીશાશો નાખી અંચીતો બોલી ઉઠયો. "જેમ તેણે તેણીને તજી દીધી છે તેમજ શું તે તેનાં બચાંનેબી તજી દેશે? શું એનાં મોહોત પછીબી તેનો ધીઃકાર કાએમ અને તેનો કીનો જારી રેહશે? બોલો ડાકટર, તમે શું ધારોચ?"

જોકે બેદરકારતો નહીં તોપણ જે ચોકશ અવાજે આવો સંતાપ ભર્યો સવાલ તેણે મને પુછ્યો તે સાંભળી મને કાંઇ થોડી અજાયબી ઉપજી નહીં. પણ મને એનો જવાબ આપવા વીણા તો ચાલ્યુંજ નહીં.

"જો એમજ એ કરેતો એનું સંગદીલપણું બરોબરી વગરનુંજ ગણાય એમાં શક નહીં," હું બોલ્યો. "પણ મનેતો એવીજ આશા છે દીનશા કે આએ બધું જે થયું છે તે છતાંબી થોડા વખતમાં રતનશા સમજ્યા વગર તો રેહવાનાજ નથી કે એવને ચલાવેલી ચાલ તદનજ ઘાતકી ને ગુનાહ ભરેલી ને ખુદરતના કાનુનોથી ઉલટી છે."

પણ દીનશાએતો એ સાંભળીને ડોકુંજ હીલવ્યું.

"નહીં ડાકટર," તે બોલ્યો, "એ ધણીનુ **સંગીન** હૈડું બીજાં કસાંથીતો નહીં, પણ માત્ર મોહોતના જબુન મારાથીજ પીગલી શકે એવી માહરી ખાત્રી છે! ને કંજાનો બનાવ તેવો કોઇ મારો શેજ વખતમાંબી તેની ઉપર મારે તો તેમાં કાંઇ નવાઇ સમજવી નહીં!" એટલા છેલ્લા બોલો, ત્રાશના જંગલી દેખાવે માહરી ભણી જોઇને બોલતાં તે ધ્રુંજ્યો!

"એમના ધારો દીનશા," તેને સાંત પાડતો હું બોલ્યો, "ગમે તે હોય, તોપણ આશા તો સારાંનીજ રાખો! ખચીત, એટલું તો ચોકશ છે કે તમારી મેહેરબઇની હમણાની સાંતને સબુરી ભરેલી મનની હાલત, તેવનની હવે પછી થનારી બારીક માંદગી વગર અડચણે દુર થવાની જાણે એક મજબુત જામીનગીરીજ આપણને આપે છે."

"આહા! સંભાળજો ડાકટર, તમે ભુલતો કરતા નથી? એની ગેઇ વખતની સુવાવડની માંદગી ઘણીજ લાંબી ને ધાસ્તી ભરેલી, થઇતી જો."

"ને તેથીજ કદાચ હાલની ઘણીજ સેહેલીને સલામતી ભરેલી થશે?" મેં જવાબ દીધો.

શોકાતુર દેખાવે તેને થોડોવાર માહરી ભણી જોયા કીધું.

"ને કદાચ એમબી બને, એ તદન સલામતી સાથે બચીબી જાય, પણ પછીબી એ બીચારી કેવાં ઘેરમાં પાછી આવીને વસ્સે! એ શું એની ઉપર થોડું દુઃખ છે ડાકટર!"

હવે સાંજના ઘણું મોડું થઇ ગયું હતું, તેથી સઘળો વખત તેના પગ પરજ બેસી રહેલા પોતાના વાહલા બેટાને એક માયાભરેલી ચુમી લેઇ થાકીને સુસ્ત થયલો દીનશા પોતાને ઘેરે ગયો.

એ બાદ બેએક દીવશો ગુજાર્યા પછી એક આદીતવારે મધરાતે મેહેરની પ્રસવવેદના શરૂ થઇ, અને થોડીક લાંબી અને સખત શક્તી ભોગવ્યા બાદ તેણીએ એક અતીઘણાં નબલાં બાળકને જનમ આપ્યો કે જે બાહેર પડયા પછી થોડીક મીનીટોમાંજ પાછું તેના પેદા કરનારની દરગેહે પુગી ગયું. મેં આપી રાખેલી ચેતવણી મુજબ મને તુરતજ ખબર કરવામાં આવેલી હોવાથી હું એક કલાકના અરસામાં તો તેણીનાં બીછાણાં પાસે જઇ ઉભો. જે થયું હતું તેની ખબરથી મેં દીનશાને તુરત વાકેફતો કીધો, પણ મેં તેને એવુંબી ખંતીને કેહેવાડયું કે હાસપીટલ આગળ આવવાને બદલે બીજે દીને હું તેને આવી મલું ત્યાં વેર તેણે પોતાનાં ઘરમાંજ રેહવું. પણ તેતો સંધેસો મલતાંવારજ ત્યાં દોડી આવ્યો, અને બાહેર ઓટલા ઉપર એમથી તેમ ફરતો રેહી દર પાંચને દશ મીનીટે પોતાની પ્રીયાની સ્થીતી વીશેની ખબરો ત્યાંના માણસોને પુછતો રહયો. તેણી જણી રહ્યાબાદ એક કલાકે, તેણી હવે સલામત છે એવું ચોકશ વીચારી જ્યારે હું તેણીને છોડીને બાહેર આવ્યો ત્યારે, દીનશા કે જે અતીઘણી ઉશ્કેરાયલી હાલતે દરવાજા આગળ ફર્યા કરતો હતો તેને પોતાને ઘેર પાછો ફરવાને મેં ઘણોબી સમજાવ્યો—પણ ફોકટ. અને તેથી આખરે તેની વર્તણુક અતીઘણી બેહુદી અને નકામી તેમજ તેને પોતાને ધાસ્તીભરેલી છે એ મુજ બનો સખત થપકો તેને આપીને અને માહારો સખત અનગમો દેખાડીને હું ત્યાંથી ચાલી ગયો.

"દીનશા, તમારી આંખોનું શું થશે. તેનો તો જરા વીચાર કરો!" ત્યાંથી જતાં જતાંબી હું એટલું બોલવા વીણા રહ્યો નહીં. "જો આટલી બધી ઉશકેરાયલી હાલતમાંઆવી જવાની હઠીલાઇ તમે ચાલુ રાખો તો તમારી તંદરોસ્તીને ખચીત હાણી પુગશે. ખાત્રીથી માનજો હું કહું છું તે એમ કીધાથી દરેક કલાકે તમે તમારી તંદરોસ્તીને એવું એક નુકશાન કરો છો કે જેનો એલાજ થવાને વરશો તો નહીં પણ મહીનાઓ તો જરૂરજ ગુજરવા જોઇશે. તો ત્યારે જેને તમે એટલી બધી ચાહો છો, અને જેઓનો આધાર તમારી ઉપર લટકેલો છે, તેઓની તમો દયા ખાતા હોવો એમ તમે સમજો છો, જ્યારે સાજા થવાનાં ચાન્સો તો તમે બરતરફ કરી નાખો છો? ખોદાને ખાતર, દીનશા માહરૂં કહેલું તમે સમજો—તમે—સમજો, ને ઘેર તરફ પાછા ફરો!" મને કાંઇબી જવાબ દેવાને બદલે તે રડવા લાગ્યો; અને જે હું બોલ્યો હતો તેની ધારવેલી અશર તેની ઉપર થોડા વારમાં થશે એવી આશા રાખી હું તેને છોડી ગયો.

તેજ રાતના પાછલા પોહોરે આશરે ચાર વાગતે માહારા બંગલાનું બારણું જોરથી અફ

ડાતું સાંભળી હું જાગી ઉઠયો અને બારીમાંથી ડોકયું કાડી બાહેર જોતાંજ ઓટલા ઉપર ઉભેલો દીનશા માહરી નજરે પડયો.

"એ કોણ છે ત્યાં? એ શું છે? દીનશા, શું તમે છેઓ?" મેં પુછયું.

"ઓ ડાકટર–ડાકટર–**ખોદાને** વાસ્તે આવો! માહરી બાએડી–મેહેર! તે મરેચ! તેઓએ એમજ મને કહ્યું છે! આવો શેઠ –જરા જલદી આવો!"

જોકે આગલા દીવશની થાકથી હું બેહદ શુસ્ત થઇ ગયો હતો, તોપણ આએ ચોંકાવનારી ખબરે માહરી સઘલી શુસ્તીને ઉરાડી નાખી, અને પાંચ મીનીટમાં તો તૈયાર થઇને હું તેની પાસે જઇ ઉભો. ભાડુતી ગાડીઓ ઉભી રેહવાની જગા તરફ હમો બન્ને દોડતાજ ગયા; અને આખરે હાશપીટલમાં દાખલ થતાંવાર મેં જોયું કે મેહેર ખરેખર ધાસ્તીમાં હતીજ. હું તેણીને છોડી ગયો ત્યાર પછી પ્રવાહીઓ અતીશય વહી જવાની કેટલીક ધાસ્તી ભરેલી નીશાણીઓ તેણીની હાલતમાં જણાઇ હતી, અને એક બીજા તબીબ સાથે બરોબર તપાસ કરતાં મેં જોયું કે મેહેરની જીંદગી એક ઘણાજ બારીક દોરા ઉપર ટકી રહી હતી. એ મુજબ, અતી ઘણી દલગીરીની તેમજ ફીકરની લાગણીઓ સાથે, તેણીના બેખબર પડેલા બરફ જેવા શફેદ ચેહેરા તરફ ટીકતો હું બેઠો હતો ત્યારે બારણા આગળ આવી ઉભેલી એક ત્યાંની દાશીએ ઇશારત કરીને મને કાંઇ વાત કેહેવા બોલાવ્યો. ગડબડ વગરના પગલાંએ હું તેણીની પછવાડે ઓરડામાંથી બાહેર નીકલ્યો.

"આએ બાઇનો ખાવંદ ઘણીજ ભય ભરેલી હાલતમાં બાહેર ઉભો છે ડાકટર," તેણીએ મને કહયું, "બાહેરનો હમાલ આવીને કહી ગયો છે કે તે જાણે ઘેલો જેવો થઇ ગયો છે, અને પોતાની બાએડીને આવી મલવાનો હટ લેઇને દરવાજા ભાંજી નાખવાની ધમકી આપે છે! વાસ્તે જરા મેહેરબાની કરીને નીચે જઇને એને સમજાવશો તો સારૂં ડાકટર! એનેથી અંદરતો અવાઇ શકાયજ નહીં તેતો તમે"–

હું ઝડપથી બાહેર નીકલી પડયો, અને બારણાં આગળજ હદ વગરની ઇંતેજારીમાં ઉભેલા દુઃખી દીનશાનો દેખાવ જોતાંજ માહરૂ હૈડું અજબ જેવી દયાથી તેની ભણી ખેંચાયું.

"અરે મને કહો, શું તે જીવતી છે? શું મેહેર જીવતી છે?" એમ શોકાતુર અવાજે બુમ પાડી તેણે પુછયું.

"છે જીવતી છે દીનશા—પણ તમે—"

"ઓહ, તે જીવેચ? મને ખરૂં કહોચ કે તે જીવતી છે? શું ખરેખર તે જીવેચ?"

"હા—હા—દીનશા, તે જીવેચ; પણ જો આવી બુમો પાડવાનું તમે બંધ નહીં કરશો તો તમારો અવાજ તેને કાને પુગશે, ને તેથી તતકાલ તેનો અંત આવશે! હું કહુંચ તે ખોટું નથી—"

"તો હું મુગો—હું મુગો રેહીશ. પણ શું તે ખરેખર જીવેચ? ડાકટર, મને ઠગતા ના જો!"

"એ આખી રાત તેણી તશીજ કાઢલી," માહરી આગળ ઉભેલા મશાલે માહરા કાનમાં કહયું.

"દીનશા, **ખોદાનું** નામ લેઇને હું કહુંછું કે તમારી બાએડી જીવતી છે—ને તેણીના સાજા થવાની આશા મેં છોડી દીધી નથી."

"ઓ મેહેર—ઓ મેહેર! માહરી માયાળુ મેહેર! તું આવશે તું આવશે પાછી કે નહીં!" ઘેલો જેવો દીનશા બુમ પાડતો બોલ્યો.

"સાબ, એલા ગેકિન જાંઉ મી બાહેર?" પેલા મસાલે હવે મને પુછયું. "એ અસી બોમ મારેલતો દુસરે લોકાલાબી લઇ નુકસાન હોઇલ."

"મને જરા ઉભો રેહવા દેઓ હાંજ! માહરી પાસે આએ દુનીયામાં જેબી માલમતાછે તે બધીબી લેઇને તમે બસ મને હાં ઉભો રેહવા દેઓ. ભાઇ, હું તુને સો રૂપ્યા આપીશ જો તું મને હાં ઉભો રેહવા દેશે તો! ખચીત આપીશ-માહરા બાપના બોલ સાથે આપીશ!"

—એમ આ કમનસીબ ખાવંદ, ઓટલાના થામલાને મજબુતીથી વલગતો અને હમો બન્ને તરફ મીનતજારીના દેખાવે જોતો બોલ્યો.

"તું મડી નકો બોલું," મેં તે મસાલને સખતપણે કહ્યું, "એલા હાથ પણ નકો લાવ!"

"આહા ડાકટર તમારો કેવો આભાર! **ખોદા** તમારૂં ભલું કરો! તમારી આબાદી વધો!" એમ હવે આ કંગાલ પુરૂષ પોતાના હાથો લંબાવીને માહરા હાથો પકડીને દાબતો બોલ્યો; અને પછી પેલા મશાલ તરફ જોઇ નેબી ઘણાજ કકલતા અવાજે તેણે કહ્યુંકે—"ભઇ મને બાહર કાઢ ના! માહરી બાએડી ક્યાંછે; તે મરવા પડેલીછે, તો માહરેથી કેવી રીતે ચાલી જવાય! પણ હું હવે કંઇબી ગડબડતો કરીશજ નહીં. પણ આસ્તે; જુવો ડાકટર અંદરથી કોઇ આવેચ!"—અને તેમજ અંદરથી એક માણુસે આવીને માહરા કાનમાં કાંઇ હલવેથી કહ્યું.

"દીનશા," તુરતજ હું ખુશાલી સાથે બોલી ઉઠયો, "આવો ને શેકહાંડ કરો માહરી સાથે. મેહેરબાઇ હવે હુશીયારીમાં આવતાં જાયછે! મેં નહીં કહ્યું કે મને આશાજ છે! મને તે લોકોએ કેહેવાડીયુંચ કે મેહેરની હાલત મનગમતી વલાણ ઉપર ધીમેધીમે આવતી જાય છે." તે તુરતજ ગુપચુપ ગુહણ ઉપર વાંકો વળ્યો, અને માહરા હાથો મજબુતીથી પકડીને તેને જોરથી હીલવ્યા. એટલુંજ નહીં, પણ એ તેની ગાંડી ખુશાલીના બાહારમાં પેલા મસાલના હાથોબી પોતાના હાથમાં લઇને તે તેને તેટલાજ જોશથી હીલવ્યા.

"બસ હવે બસ!" તે હલવેથી બોલ્યો, "હવે બોલતાજ ના! નહીં તો આપણી ગડબડથી મેહેરને હરકત થશે! એકબી માહરા બોલનો સાદ કદાચ તેના પ્રાણ લેશે! અરરર આએ જોવોની હવે!"—એમ તે ઘડીએ રસ્તાપરથી પસાર થતાં એક ગાડાંના ગોંઘાટ તરફ આંગલી કરતો બોલ્યો આખરે તે એટલો તો શાંત પડયો કે જો કાંઇબી મોટા ફેરફાર મેહેરની હાલતમાં નીપજે તો તે વીશેની ખબર તેને તુરત આપવાની મજબુત કબુલાત તેને આપી હું પાછો તે અરધી સાવધ થયલી અબલા આગળ જઇને બેઠો કે જેણી તેણીના ખાવંદની એવી ભય ભરેલી અને હદવગરની ચીંતાઓનું મુળ બની હતી. ત્યાં જતાંજ મેં જોયું કે મને બાહર મલેલી ખબરમાં સચાઇ હતી; અને જો કે મેહેર હજીબી ઘણીજ જોખમ ભરેલી હાલતમાં તો હતી જ—જો કે તેણીનો ફીકકો ચેહેરો કોઇબી તરફના કફવતની નીશાણી તો નહીંજ દેખાડતો હતો—અને જો કે તેણીના પોહોંચા આગળની નાડી તો મુશકેલીથી માહારાં આંગલાને એજ શાજ લાગતી હતી, તોપણ બીજાં કેટલાંક ચીન્હો પરથી હમોને એમ માનવાને કારણ મળ્યું હતું કે તેણીની હાલતમાં સુધારો દાખલ થતો હતો. આસરે પા કલાક સુધી તેણીની પાસે ગુપચુપ બેઠા બાદ, તેણી હવે શાંત ઉંઘમાં પડી છે એવું જોઇ હું ત્યાંથી ઉઠયો, અને બાહેર જઇને સઘળા સારા સમાચારથી મેં દીનશાને વાકેફ કીધો. જેમ તેમ માહરી સાથે ઘેર તરફ આવવાને તો મેં તેને સમજાવ્યો; પણ ત્યાંથીબી જેતું કારીનુ એક કપ તેણે પીધું તેવોજ જરાબી આશાએશ લીધા વગર અને પોતાના એક પુરા બેટાને જરા રમાડયા વગર તે પાછો નીકળી પડયો અને હાસપીટલ આગળ ગયો, કે જ્યાં, છેક બાર વાગે પાછો હું ગયો ત્યારેબી મેં તેને ઉભેલોજ જોયો. કેવા ત્રાસદાયક સંતાપે તેના ચેહેરા ઉપર પોતાનો છાપ માર્યો હતો! પણ ગાડીમાંથી હું ઉતરૂં તે અગાઉ સઘળું સારૂંજ હતું એવી ખબર મને આપતાં તેના દેખાવ ઉપર ખુશાલીનો શેજ ઉજાશ ભલાયો. ખરેખર મેહેર સારી પેઠે હતી તે વીશેની પાકી ખાત્રી કીધા બાદ મેં જબરીથી તેને માહરી ગાડીમાં બેસાડયો, અને તેના ઘરનાં બીછાણામાં તેવોજ જબરીથી તેને સુવાડીને અને સાંજનાં હું પાછો ફરૂં ત્યાંસુધી ઘરમાંજ રેહવાની મકમ કબુલાત તેની કનેથી લઇને હું વીદાય થયો.

ત્રણ દાહડા સુધી મેહેર ઘણીજ બારીક સ્થીતીમાં ચાલુ રહી, અને તેટલા અરસામાં તેણીના ખાવંદે કલાકે કલાક ત્યાં આવીને પોતાની જાહુકની પુછપરછથી ત્યાંનાં લોકોને એટલો તો કંટાળો આપ્યો કે અંતે કોઇએ તેને નરમાશ ભર્યા જવાબો આપવાનીબી દરકાર કીધી નહીં. અને ખચીત, એટલો વખત જો મેં દવાઓના અને બીજા ઉપાયોથી તેને નીભાવ્યો હતે નહીં તો હું ધાર્‌ છું કે તે પવનની અથવા દેવાનાપણાની હાલતમાંબી પડી જતે. પાંચમે દીવશે જ્યારે મેહેર પુરેપુરી હુશીયાર થઇ ત્યારે તેણીએ પેહેલો સવાલ પોતાના ખાવંદની અને બીજો પોતાના બેટાની હાલત વીશેનો પુછ્યો, અને તેનો સંતોશકારક જવાબ મળતાંજ ખુશાલીનો એક મધુર દેખાવ તેણીના સુંદર ચેહેરા ઉપર રમી રહ્યો. તેણીના વરથી ત્યાં તેણીને જોવા માટે આવવાને બનશે કે નહીં એમ તેણીએ મને પુછ્યું—અને અલબતાં તેના જવાબમાં મેં નાંજ કહ્યું, કે જે સાંભળીને એક આંશુ તેણીના ગાલ ઉપર ખરી તો પડ્યું, પણ એકબી બોલ તેના ઉતરમાં કેહેવાની તેણીએ કોશેશ કીધી નહીં.

એ પછી એક દીને શુક્રવારે માહરા કેહેવા ઉપરથી માહરી બાયડી પેલાં નાહલાં બાળકને લઇને મેહેરને મળવા ગઇ કે જે બચ્ચાંને મળવા માટે તેણી અતીઘણી આરજુમંદ બનલી હતી.

માહરી પુટલી જેવી હતે રહીને અંદર દાખલ થઇ તેવારજ "આ માહરા દીકરા!" એવા હરખભર્યો એક નબલો અવાજ તેણીને સંભળાયો; અને બીજીજ પળે મેહેર તેણીની ગોદમાં મુકાયલા તેણીના બેટાને માયા સાથે વલગી પડી. "દીકરા, મને એક ચુમી તો લે!" એવા બોલો સાથે તેણીના ફીક્કા અને શુકાયલા ગાલો પેલાં બાળકના તંદરોસ્ત રૂખસાર સાથે જઇ મળ્યા.

"જરા એનું મોહડું તો હું બરાબર જોઉં!" એમ બોલી તેણીએ તે બચ્ચાં તરફ ચોક્કશ નજરે જોયું, અને તે બાળકબી ધારતી અને અજાયબીના ભેગા દેખાવે પેહેલું પોતાની માતા તરફ અને પછી માહરી બાએડી તરફ જોવા લાગ્યું.

માહરી ધંધાદારી રોકાણોને લીધે બીજાં અઠવાડીયામાં એક એથી વધારે વખત હું દીનશાને મળી શક્યો નહીં. પણ તેને વીશે હું એટલું તો સાંભળતો રહ્યો કે તે હમેશાં હાસપીટલ આગળ આવ્યા કરતો હતો. અને પોતાની બાએડીને જોવાની ઇચ્છા જણાવતો. હતો. પણ કોઇ તેને તેમ કરવાની રજા, અલબતાં વાજબી રીતે આપતું હતું નહીં.

મનના ભય ભરેલા સંતાપની જે હાલત તેને હમણાં થોડાક વખતમાં ભોગવવી હતી તે તેની આંખના દરદ ઉપર ઘણીજ માઠી અસર ઉપજાવશે તે તો ચોક્કશજ હું જાણતો હતો, અને તેથી તે પોતેબી અજાણ્યો હોય એવું નહીં હતું. જે જે ચીન્હો પોતાના દરદનાં તેને પેહેલે જણાયાં હતાં તે સઘળાં હવે બેહદ વધી ગયાં હતાં. અને તોપણ આંખના તબીબ પાસની પોતાની મુલાકાતો જારી રાખવાને હું કોઇબી તરેહથી તેને સમજાવી શક્યો નહીં; અને તે મને એવોજ જવાબ આપતો રહ્યો કે તેને ધ્યાણ આપવા જોગ બીજી એટલી બધી બાબદો હમણા મોજુદ હતી કે તેનેથી પોતાનાં દરદ ઉપર ધ્યાણ આપવાનું બની શકેજ નહીં. અને ખરેખર **તેમ તો** હતુંજ! સુમાર વીણાના ચીંતાના વીચારો હવે તો તેને હરદમ ઉપજતા હતા. જો તેની ગરીબ બાએડી સાજી થઇને થોડાક કઉવત અને તંદુરસ્તી સાથેબી તેને પાછી આવી મળે, તોબી ભવીશની હાલતની કેઇ મજનહની તેઓને આશા ઉપજવાની હતી? તેઓ પાસે પોતાનું ગુજરાણ ચલાવવાના કીયા ઉપાયો હતા? તેણીનો સંગદીલ પીતા મેતાનો કરપીન હેડાવ ફેરવે એવા સંભવો કયાં રહ્યા હતા? ત્યારે શું એમજ થાય કે જ્યારે મેહેરનો પીતા પોતાની ગંજાવર દોલતમાં હુમેલો રહે, ત્યારે મેહેર પોતે અરધી અરધીની મોહતાજ રહી, ભુખમરા અને નાચારીની કંગાલીઅત ભોગવતી

તેની નજર સામે મરણ પામે? એ વીચારો ત્રાશદાએક હતા! અને તોપણ એજ વીચારોમાં ગરક થઇ દીનશા એખલો પોતાના ઘેરમાં બેસી થથરતો હતો, અથવા નહીં તો બાહેર નીકળી પડી, ફાતેલી આંખો અને કરમાયલાં જીગર સાથે મોહલ્લાઓમાં ભટકતો હતો.

એ મુજબ, આ દુઃખી બાએડી અને તેણીના વધારે દુઃખી ભરથાર આગળ આવનાર દીલાશા ભરેલી મુલાકાતો આપતાં પંદરથી વીસ દાહડા વહી ગયા હતા. અને છેલ્લા ચાર પાંચ દીવશો થયા તો દીનશાને મળવાનુ માહરેથી બન્યુંબી નહીં હતું ત્યારે એક સનીવારને દાહાડે હું માહરા દરદીઓને જોઇ આવવા માટે તૈયાર થયો, અને તેજ દીવસે દીનશાને તેની બાએડી આગળ મલવા લેઇ જવાનો ઇરાદો રાખી હું નીચે ઉતરતો હતો તેવામાં માહરા નોકરે પોસ્ટમાં આવેલાં કાગળોનો એક જથ્થો લાવીને મને આપ્યો. હું તે સઘળાંને માહરાં ગજવામાં દાબી દેઇ ગાડીમાં ધીરજથી વાંચવાનો વીચાર કરતો હતો એટલેજ માહરી નજર મોટાં પરબીડાંવાલાં એક કાગળ ઉપર પડી કે જેની ઉપર શોકની બારડર ઉપરાંત દીનશાના હાથે લખાયલું માહરે નામનું સરનામું હતું. તેજ ઘડી હું એક ખુરસી ઉપર બેસી ગયો, અને બીજાં સઘળાં કાગળો માહરા ખીસામાં મુકી દઇ જરા ધડકતી છાતી સાથે મેં દીનશાવાલું પેલું પરબીડું ઉખેડયું. તે ઉખેડતાં વારજ જ્યારે એકજ સરખાં શોકનાં પરબીડાંઓમાં બીડાયલાં ચાર કાગળો બાહેર નીકળી પડતાં મેં જોયાં ત્યારે તો ખુદરતથીજ માહરી છાતી કાંઇ છુપી હેબતના તાસાથી થોકાવા લાગી. તેઓમાંના એક ઉપર માહરૂં સરનામુ, બીજાં ઉપર મેહેરને નામનુ ત્રીજાં ઉપર રતનશાને નામનુ, અને ચોથાં ઉપર દીનશાના નાહવલા બેટા જાંહગીરને નામનુ સરનામુ લખાયલું હતું. એ ચાર કાગલોનો આએ ભયભરેલો ઢગલો માહરી આંખો સામે મુકી એકુએ મીનીત સુધીતો હું એક બાવલાં જેવો બનીને બેઠો, અને તેવામાંજ માહરી બાએડી તેજ નાહવલા જાંહગીરને પોતાની સાથે લેઇને માહરા ઓરડામાં દાખલ થઇ. જે બાળકને માટે પેલું સંતાપભર્યું એક કાગલ લખાયલું હતું તે બાળકનો દેખાવ જોતાંજ માહરા ગમનો પાર રહયો નહી. અને માહરા દુઃખી દેખાવનુ કારણ માહરી બાએડી પુછવા જતી હતી તેવામાં તેણીનુ આ વેળાનુ વચ્ચે આવવાનુ મને પસંદ નહીં પડવાથી, હું ઉઠયો અને મને છેડવો નહીં એવી તેણીને અરજ કરી તેણીનો હાથ ધીમેથી પકડી તેણીને બાહેર કાઢી માહરા ઓરડાનુ બારણુ મેં અંદરથી બંધ કર્યું. એટલું કરીને ધ્રુજના હાથે માહરે નામનુ કાગલ મેં ઉખેડ્યું અને હદ વગરની હેબત સાથે તેમાનુ નીચલું લખાણ મે વાંચીયું:—

“મેહેરબાન ડાકટર—આએ થોડીક લીટીઓ જ્યારે તમે વાંચતા હશો ત્યારે તો હું મોહોતની મધુર ઉંઘમાં ઉંઘાતો હોઇશ! એટલાંમા તો સઘળું પુરૂંબી થશે, અને આ દુનીયાંમાંથી એક કંગાલ જીવનો ઘટાડો થશે.

“આએ કાગલ તમે વાંચતા હશો ત્યારે, તે **ખોદા** કે જેની સનમુખ હું ઉભો રેહનારછું તે વગર તેડવે તેની નજદીક જવાના માહરા અપરાધ માટે મને માફ કરશે એવી મને આશા છે! અને તમોબી એટલીજ દુવા ચાહજો કે તે માહરી આશા પાર પડે!

“અરે, પણ હું જીતુંબી કેમ! આંધાપો—માણવી ઉપર પડતો બુરામાં બુરો સંતાપ મેં માહરી ઉપરબી પડતો જોયો! હું ભીખારી ને વલી આંધલો બનું—માહરી બાએડી દુઃખી ને નાચાર થાય—અને કંગાલીઅત ને ભુખમરાનાજ હમે ભોગ થઇએ તે કેમ સેહેવાય!

“મેહેર માહરી માયાલુ મેહેર! કેવા ઉમદા ચાહથી તેણીએ મને ચાહયો છે! પણ તે ચાહનો બદલો મેંબી કાંઇ ઓછો વાળ્યો નથી, અને આએ શેવટનું ભંયકર પગલુંબી લેવાને તેજ માહરા ચાહએ મને ઉશકેરીયો છે!

“આએ જીંદગી મેં તજી છે તેનુ કારણ એજ છે કે જાણે એ **ખોદા** તરફનોજ એક

અવાજ મને કેહેતો રહયો હતો કે માહરૂં મોહોતજ મેહેરને તેણીના પીતા સાથે સુલેહ કરાવશે. રતનશાનો ધીઃકાર માહરી પોતાનીજ ઉપર છે, મેહેરને તેવને તજીછે તે માહરેજ લીધે. માહરા મુવા બાદ તેવન તેને જરૂર પાછી બોલાવીને પોતાના છાંયા ટલે લેશે, અને માહરી મેહેર માહરા જાંહગીર સાથે સુખમાં દહાડા ગુજારશે.

"મેહેરને સુખી કરવાની હોંશ ને ઉમેદો મને બેશુમાર હતી: એની સાથે માહરો સંસાર મજાહ ને ભલાઇમાં ગુજારવાની માહરી ઉલટ ને આશાનો પાર હતો નહીં, પણ કીસમતે પોતાની કરાંમત જુદીજ રચી છે! અંધારેલા બનાવોએ માહરી ઉમેદોની પાયમાલી, માહરી ઉલટોની હાલહવાલી, અને માહરી આશાઓની નાબુદી કીધી છે! મેં આરંભ્યું તો કાંઇ, મેં ધાર્યું તો તરેહવાર, પણ નસીબની બાજી ઉલટાવાથી માહરા સુખ પર સંતાપ અને માહરા સંસાર પર સીતમ જે વરસીયો તો તેમાં માહરી તકસીર નથી! હોનારતે મને હરાવ્યોછે! પણ આએ માહરા સંવટના ગુનાહભર્યાં પગલાંથીબી માહરી બાએડી અને માહરા બેટાનું શુખ સચવાશે એવી ખાત્રી જો કોઇ મને આપે તો આહા! આ મોહતમાંબી હું મજાહ મેળવું!

"ડાકટર માહરી મરતી વખતની અરજ તમુને એજ છે કે માહરી મેહેર ઉપરનું માહરૂં કાગળ તમે પોતેજ જઇને, જ્યારે તમુને વાજબી લાગે ત્યારે તેણીને આપજો. અને તેમજ રતનશા ઉપરનું માહરૂં કાગળબી તમારેજ હાથે પુગાડવાની તસદી લેજો. માહરી ખાત્રીજ છે કે તે કાગળથી તેવન પીગળશે અને પોતાના તજી દીધેલાં ફરજંદોને તેવન પાછા પોતાની ગોદમાં લેશે.

"માહરા દીકરાપરબી થોડીક લીટીઓ મેં લખી છે, તે સાચવજો! ઓ દીકરા, માહરૂં લખેલું સમજવાની હાલતમાં તું આવે તેટલામાં તો તાહરો પીતા આએ જમીનની મતીમાં મળી જઇને નાબુદબી થશે! બેટા, દલગીર થજે તાહરા કમનસીબ બાપનાં કીસમત માટે, પણ તે બાપને હીણતો ના!

"ને તમુને—ઓ માહરા નેક—માહરા મુરબ્બીસમ **દોસ્ત**—તમુને છેલ્લી **સલામ**! જે જે મેહેનતો મેં તમુને આપી છે તે માટે મને માફ કરજો! તે **કીરતાર**થી તમે તમારી ભલાઇનો બદલો પામો! માહરા છેલ્લા વીચારોમાં તમેજ રેહશો! માંહરૂં છેલ્લું લખાણ તમારી ઉપરજ મેં લખ્યું છે!

"હવે બસ. જે લખવાનું તે હું લખી ચુકયોછું. હવે મને ધીરજ ઉપજી છે—મરતી ઘડીનો કડવાસ હવે ગુમ થયો છે. છેલ્લી સલામ! મોહોતનો અંધકાર માહરા જાન ઉપર ફેલાયો છે—પણ તેની મને ધાસ્તી નથી! આજે રાતે—અરે, મધરાતબી પડે તે અગાઉ—ઓ—ઓ મેહેર—ઓ બેટા—ઓ ભલી ભોલી મેહેર! આપણે મલશું ફરીથી કદી!"

માહરાં મનની ગભરાયલી સ્થીતીમાં હું એટલોતો બેભાન જેવો બની ગયો કે ઉપલાં કાગલનો એક એક વાક્ય બીજા વાક્યને વીસરાવી નાખતો ગયો, અને તેથી તે અરધો ડજન વખત મેં વાંચીયા કીધું ત્યારેજ તે નાશ પામેલા દીનશાના સઘળા વિચારો હું માહરાં ધ્યાણમાં ઉતારી શકયો. એ પછી મેં તેણે પોતાના દીકરા ઉપર લખેલું કાગળ ઉખેડયું, અને નીચે મુજબ વાંચીયું:—

"દીકરા, આએ વાંચતી વેળા તાહરા પીતાના દેખાવનું અને હાલતનુ તુને કાંઇબી ભાનતો હશેજ નહીં, તોબી તેના નામની એક ઝાંખી યાદ તાહરાં મનમાં લાવી તેના બુરાં એકબાલની કદરનો કાંઇ ખ્યાલ કરવાને તો તું ચુકશેજ નહી એવી ઉમેદ મને છે.

"બેટા, તાહરી ચંચલાઇ અને નેકનામીનું શુખ હું ભોગવવા પામ્યો નહીં તેમાં માહરો નહીં પણ માહરી તકદીરનો વાંક જાણજે.

ભલાઇ પામવા તેમજ પમાડવાની માહરી સરજતજ નહીં તો હું નાચાર. પણ તે વીશેનો કાંઇ થોડોક શોક કરીને, જાંહગીર, માહરી

તરફનાં સુખનો હીસ્સોબી તાહરી માતાને આપી તું તેણીને એવડી શુખી કરજે! તેણીને ધીઃકારતો ના, પણ માન આપજે, અને તેણીને ખુશી રાખવાને જેટલુંબી તાહરેથી બને તેટલું કરજે!

"તુને જનમ આપતાં તેમજ પાળતાં અને ઉધારતાં તાહરી માતાએ એટલાં દુઃખો વેઠીયાં છે કે તેમનો બદલો તાહરી જીંદગીમાં તેણીને ઉમદા સુખ આપીનેબી વાળી આપવાને તું શક્તીવાન થાય તો સારાં ભાયગ સમજજે!

"એટલુંજ માહરે કેહેવું છે, દીકરા. તું સુખી ને સફરમી નીવડી લાંબી જીંદગી ભોગવજે! માહરી મેહેરને સુખી કરવાની જે અરજ માહરી મરતી ઘડીએ મેં કીધી છે તે ઉપર ધ્યાણ આપજે! તાહરા હીણ નસીબના બાપને વીસરતો ના!

"દીકરા, તાહરી ફતેહ થાઓ!"

ઉપલાં કાગલો વાંચવાથી મને લાગેલા ત્રાસના ફટકાથી હું જેવો સેજ સાવચેત થયો તેવોજ ઉઠયો, અને બીજાં બધાં કામો પડતાં નાખી, પેલાં કાગલોનો વીંટો વાળી. માહરી ગાડીમાં બેસી ઝડપથી દીનશાનાં ઘર તરફ દોડાવી ગયો. તેની ઘેરવાલીને મેં બીજાં કેટલાંક આસાંમીઓ સાથે ચીંતા ભરેલી વાતચીતમા રોકાયલી બાહેરનાં બારણાં આગળીજ ઉભેલી જોઇ.

"દીનશાજી કાંહ છે?" ગાડીમાંથી કુદી પડતાં વારજ મેં પુછયું.

"જી હમેબી તેજ જાણવા માગીયેચ," તે ઓરતે ફીક્કે ચેહેરે ઉતર વાળ્યો. "એવન ગેઇ રાતે ઘણા મોડા કેડે બાહર ગયલા હોવા જોઇએ,—ને હજુર તેવન પાછા ફર્યાજ નથી જી. સહવારનાપોહોરમાંજ ચાહેપાણીને વાસ્તે મેં એવનના ઓરડામાં ડોકયું કીધુંતો તે ખાલી જણાયો.'

"ગેઇ રાતના એવનના દેખાવમાં તમે કંઇ નવું કે અસાધારણ જોયુંતું?" માલ પર ચઢતાં ચઢતાં મેં સવાલ કીધો.

"હાજી, તેવણ ઘણાજ કંઇ સાવજ જેવ ને ઉશકેરાયલા દીશયાતા! ને રાતના નવ દશ વાગતેબી માહરા ઓરડા આગલ આવીને તેવને બુમ પાડી'મને પુછયું કે—'તમુને કંઇ અવાજ આયોતો? તમે કંઇ દીઠું?'—મેં કેહ્યું કે નારે ભઇ અવાજ કેવો, ને જોવાનું શું? એટલે તેવન પાછા ઓરડામાં ચાલી ગીયા, ને બારણું બંધ કીધું. ને ત્યાર પછીતો મે તેવનને જોયાજ નથી."

હું તુરત તેના ઓરડામાં દાખલ થયો. રાતે વગર બુજવવે રાખેલો દીવો હવે સેવટના ધુમસમા પડી બુજવઇ જવાની અણી ઉપર આવેલો હતો, અને જે લખવાની ટેબલ ઉપર તે મુકાયલો હતો ત્યાંજ એકુબે કલમો, બે ત્રણ કાલી બારડરનાં પરબીડાં, લખવાના કાગલો, અને એક અવસ્તાની બંદગીની ચોપડી, એટલી ચીજો મેં પડેલી જોઇ. તે ઓરડો દેખઇતી રીતે, જે હાલતમા તેનો કમબખ્ત ને ગાંડો ધણી તજી ગયો હતો, તેજ હાલતમાં એમનો એમ હતો. ટેબલનુ એક ખાનુ ઉઘાડયું તો, તે માહેલાં સઘલાં લખેલાં કાગલો, બારીક ટુકડામા ફાડી નખાયલાં મેં જોયાં. અરધા તાવનો એક કકડો તરેહવાર બેઢંગાં લખાણોથી ભરી નાખેલો માહરી નજરે પડયો, કે જે બંદગીના લખાણો હોય એવાં દીશવા છતાં તેમના બેઢંગાપણાથી તેમના કર્તાનાં મગજની બગડેલી હાલતની ખોલ્લી ગવાહી આપતાં હતાં! પણ બાપડો તે દીનશા પોતે કયાં હતો? પોતાનાં કંગાલ જીવતરનો અંત લાવવાની કેઇ રીત તેને પસંદ કીધી હતી?

પેહલલાં તો મને એવો વીચાર આવ્યો કે જલદીથી દીનશાનાં શરીરનું બયાન આપીને એક જાહેર ખબર તેને લગતી છપાઉં, અને વલી થોડાંક હેંડબીલોબી આસપાસ વેહેંચું; પણ પાછો મેં ઠેડાવ કીધો કે સોમવારના વર્તમાન પત્રો બાહેર પડે ત્યાંસુધી ઠોભવું. એટલે તેમાથી કોઇબી એકમા તેને લગતી કાંઇ ખબર આવ્યા વીણા રેહશે નહી. પણ વલી આજેજતો દીનશાને તેણીની પાસે લેઇ આવ-

વાની કબુલાત હું મેહેરને આપી આવ્યો હતો, તો હવે હું એબસોલોટ જઇને તેણીની સામે કેમ ઉભો રેહું, અને દીનશાને નહી લેઇ જવાનાં કારણમાં તેણીને શું જણાઉં? આખરે મેં ઠેરાવ કીધો કે અતીઘણું અગત્યનાં કામનું બાહાનું કાઢીને આજે તેણીને મળવાની અશક્યતા દેખડનારૂં એક કાગળ તેણીની ઉપર લખવું. અને તેમાં વલી જણાવવું કે બે ત્રણ દાહડા પછી તેણીની પાસે જવાને માહરેથી બનશે.

કાંહબી રીતનું ઉતાવળ ભરેલું પગલું નહી ભરવાનો વિચાર મેં એ કારણથી કીધો કે મને કાંઈ એવો **વેહેમ** ઉપજ્યો કે દીનશાએ, જે આપઘાતી ધારણા પોતાના કાગલમાં મને જણાવી હતી, તે કદાચ અમલમા આણી નહી હોય. અને રતનશા પોતાની દીકરીને પાછી પોતાના છાયામાં લે તેને માટે તેને એ માત્ર ધોડાવારની એક તદબીર રચી હોય. એ વેહેમે માહરી ઉશકેરાયલી કલ્પણા ઉપર એવો તો મજબુત કબજો મેલાયો કે આખરે માહરી ખાત્રીજ તે વીશે થવા વીના રહી નહી. પણ અફસોસ! સોમવારના એક પત્રમાના જે ફકરાએ માહરી ઝડપથી દોડતી નજરને પેહેલવેહેલી ખેંચી તે ફકરો નીચે મુજબ હતોઃ—

"ગયા સનીવારને દીવશે સહવારે આઠ કલાકે મેદાન માહેલા એક કુવામા આબરૂદાર દેખાવના એક જવાન પારસીની લાસ તરતી એક પોલીસ સીપાહીની નજરે પડી હતી. મરનાર ઉંચો, પાતલો, અને આસરે ત્રીસથી બત્રીસ વરસની વયનો દીશે છે. બનતી ઉતાવલે તેની લાસને બાહેર કાઢીને તપાસતાં ઘણા કલાક આગમચનો તે મરણ પામેલો માલમ પડયો હતો. એકુ બે કાગળોબી તેના આંગપરથી મળી આવ્યાં હતાં, પણ તે એટલાં તો ભીંજઇને છેકાઇ ગયાં છે કે મરનારની કસીબી ઓળખ કે ઇધાણી તેથી મળી શક્તી નથી. આ અજાણ્યા કમનસીબ પુરૂષની ઓળખ મેળવવાને પોલીસ કોશેસ કરે છે. મરનારની લાસને કમાતીપુરા આગલની મોર્ગમાં રાખેલી છે કે જ્યાં ગઇ પરમ દીનની મુલતવી રહેલી કોરોનરની જુરી તેની તપાસ માટે ભરવામાં આવશે."

તુરતજ હું ગાડીમાં બેસીને તે ફકરામાં જણાવેલી જગ્યા આગળ ગયો, અને જુરી બેસવાની તૈયારીમાં હતી તેવોજ હું ત્યાં જઇ પુગ્યો. ત્યાંના બારણાં આગળ એક મોટું ટોળું જમાવ થયેલું હતું. મેં માહરો કાર્ડ કોરોનર ઉપર મોકલ્યો; અને હું તે મરનાર ધણીને ઓળખીશ એવું મેં કેહવાડવાથી મને તે લાસ જોવાની પરવાનગી મળી અને જે જગામાં તે મુકાયલી ત્યાં મને લેઇ જવામાં આવ્યો.

હું ઇચ્છું છું કે રતનશા પોતે આ વેળા માહરી સાથે આવ્યો હતે અને ધ્રુંજતે દીલે આગળ વધીને જેમ, તેનાં કરપીનપણાના આ **ભોગ** ઉપર, મેં જોયું તેમ તેણે પોતેબી જોયું હતે! દીનશાની લાસ તેનાં આંગ ઉપરનાં અનામત કપડાં સાથે જેવી પાણીમાંથી બાહેર કહાડેલી તેવીજ પડી હતી. ભરઉમેદમાં નાશ પામેલા આ હીણભાગ્યના જવાનનો મોહોતની હેબતનાક શાંતીમાં પડેલો દેખાવ, તેની ખોલી ઉઘાડી રહેલી આંખો, તેના વીખરાયલા બાળ, અને મરતી ઘડીની તાણમાં બીડઇને જડ થયલા તેના હોતો જોઇ કમકમાતની એક દુઃખ ભરેલી ઝઝની માહરે આખે આંગે ફેલાઇ!

હ્યાં પડયો હતો તે દુઃખી અબળાનો ખાવંદ કે જેણે તેણીએ શરૂઆતથી તે અંત સુધી પોતાના અખંડ અને અજીત પ્યારનું મુળ બનાવ્યો હતો! હ્યાં પડયો હતો કે જેને થોડો વખ્ત છોડી જતી વેળા એક અત્યંત મમતાભર્યું કાગળ તેણી લખી ગઇ હતી! હ્યાં પડયો હતો તે કે જેને પોતાની ગેરહાજરીમાં રોજીંદા સંદેસાઓ માહરી મારફતે કેહેવાડીને મધુર દીલાસો આપવાનો તેણીએ જારી રાખ્યો હતો! હ્યાં તેણીનો તે ખાવંદ હતો કે જેને થોડાજ વખતમાં ખુશી ખુશાલીમાં પાછો જોવાના પવીત્ર ઇતબારથી ખાત્રી રાખીને તેણી જુદી પડી હતી! હ્યાં પેલાં મીઠાં બાલકનો તે પીતા

હતો કે જે આજેજ સહવારે માહરી ટેબલ ઉપર બેસીને બકબક કરતું હતું! અને આ-એ—ઓ. કંગાલ! ઓ. દેવ! ઓ દૈત! આએ તે નાચાર જવાનનુ રવાન છે કે જેને એક જુઠાં અને હ્યાનતી તોહમતે તેં તે તુરંગનો ઓરડો દેખાડયો હતો! આએ, ઓ પાપી! તેજ તાહરો દામાદ છે કે પેલી દુનીયામાં તાહરાં પાપ મુજબનાં ખરાં અને સાચાં તોહમતો તાહરી ઉપર મુકવાને તાહરી સામે તે સતવંતી દરબારમાં ઉભો રેહેનાર છે!

વધારે વખત ત્યાં ઉભો રેહવાનું માહરેથી નહી ખમાવાથી સંતાપભર્યા દીલે બાહેર નીકલી, એક ગલાસ પાણી પી મેં જરા થંડક મેલવી, અને પછી જુરીની સામે જરૂર જોગી જુબાની આપવા જઇ ઉભો. ત્યાં મેં મરનારની બાએડીની દરદી હાલત, અને મરનારની પોતાની અતીઘણી નાચારીની વાત ઉપરાંત બીજું જણાવ્યું નહી, અને પોતાની નાચારીના ગમથી ઉપજેલાં ઘડીભરનાં દેવાનાપણામાંજ તેને આપઘાત કીધો હશે એવાં માહરાં મતને મલતોજ પોતાનોબી અભીપ્રાય જણાવી કોરોનરે તેમજ તેની જુરીએ પોતાનું કામ ખલાસ કીધું.

દીનશાનાં રવાનને તેનાં ઘરમાં લેઇ જવામાં આવે તે બાએની સઘળી ઘટતી તદબીરો અને તૈયારીઓ કરી, હું જોકે તદનજ નાતવાન થયલો અને ગગડી ગયલો હતો તોપણ માહરાં કેટલાંક અગતના દરદીઓની તપાસને માટે ફરી આવ્યો, અને પછી ક્યારે સાંજ પડે કે બાપડા દીનશાને તેની હમેશની આરામગાહે પુગાડી, તેનુ લખેલું કાગલ લેઇ રતનશા પાસે જવાને મને બની આવે તેની ઇંતેજારીમાં હું પડયો. મેં તે **કીરતારની** કેવી ઉલટથી મીનતજારી કીધી કે તે મને રતનશાનું પાપી દીલ પીગળે એવા બોલો બોલવાની હીંમત અને શક્તી આપે!

હમારૂં જમવાનુંતો તે દીવશે હમે એમનુંએમ પાછુંજ વાળ્યું. દીલની દલગીરી એટલીતો ભારી અને ચોકશ હતી કે આ માહા બનાવ વીશેની કાંઇ ઘણીજ જુજ વાતચીત મને માહરી બાએડી સાથે થઇ; પેલું ચંચલ અને ગડબડયુ બાળકની પોતાની નીરદોશ બકબકથી હમારી ગમભરી ચુપકીદીમા ખલલ કરવાને હાજર હતું નહી; કેમકે તે હાજર રેહ તે વાત હું ખમી નહીં શકવાથી તેને માલ પરજ રમાડવાની અને હમારી આગલ નહી લાવવાની મેં માણસને તાકીદ કીધી હતી.

મેહેર ઉપરબી મેં ઉતાવલમાં એમજ લખ્યુ હતું કે—**હું દીનશાને હમણાજ જોઇ આવ્યો** હતો! પણ હમો બેઉ જણાથી આજે આવવાને બનશે નહી! અને હું ઘણો ખરો આવતી કાલે આવીશ ત્યારે **જો બનશેતો** દીનશાને માહરી સાથે લેતો આવીશ; કેમકે દીનશા હમણા આંખની દવા કરતા હોવાથી તેવનથી થોડો વખત આવવાનું કદાચ નહીંબી બને ઇત્યાદી! **ખોદા** આ નાચારીના જુઠાં માટે મને માફ કરે!

આખરે દીનશાને તેની હમેશગાહમાં પુગાડી આવવાનું, નહીં બોલાય એવા શંતાપનું માહરે માથે આવી પડેલું કામબી પુરૂં થયું; અને પછી રતનશાને તે મરનારનો છેલ્લો સંદેસો પુગાડવાનું બીજું કામ બાકી રહ્યું.

માહરા વખતમાં ઘણાં અતીઘણાં શખત અને ભયંકર કામો મને બજાવવા પડ્યાં હતાં; પણ આએ રતનશાને લગતાં છેલાં કામને માટે જેટલી ધાસ્તી અને ચીંતા મને ઉપજી તેવી તો કદીબી કોઇને માટે ઉપજી નહીં હતી. વાઇનનાં થોડાંક ગલાસો ગલીને માહારાં દીલમાં જરા ધરવ ઉપજાવી મેં દીનશાનું કાગલ ગજવામાં મુક્યું, અને રતનશાનાં ઘર તરફ જલદીથી હાંકી જવાનો મેં કોચમેનને હુકમ આપ્યો. હું ત્યાં જઇ પુગ્યો ત્યારે સાંજના સાતનો અમલ થયલો હતો. ગાડી જેવી બારણાં આગળ ઉભી રહી, તેવાજ માહરા એક ઘોડાવાલાએ ઉતરીને, મેં આગમચથી આપેલા હુકમ મુજબ, અલગું બંધ કીધેલું તે બારણું અતીઘણા જોશથી અફાડયું. માહરો ઇરાવજ હતો કે ત્યાં ધરપચમાંજ દાખલ થવું! માહરો ચાકર ઘણા ઠોકા મારવા પામે તે અગાઉ તો રતન-

શાના એક એસકી પાર્સી ચાકરે જહડફથી પોતાનો દેખાવ આપ્યો.

"રતનશા છે કે ઘરમાં?" પેલું ભયભરેલું કાગળ માહરા હાથમાંજ પકડેલું રાખી, ઉતાવળથી ગાડીમાથી ઉતરી પડતાંવારજ મેં તેને સવાલ કીધો.

"છે સાહેબ," ચાકર અચકાતો અચકાતો બોલ્યો, "પણ તેવનને હમણા તમે મલી શકસો કે નહીં તે હું કે——"

"લેઇ, જાઓ માહરો કાર્ડ તેવન પાસ. માહરૂં નામ ડાકટર—છે. આએજ ઘડી મને રતનશાને મલવું જોઇશે."

થોડીક ઘડી સુધી હું નીચેની ચાલમાંજ ખોટી થઇ ઉભો, અને પછી પેહેલ્લે માલના એક ઓરડામા દાખલ થવાને તે ચાકરે મને જણાવ્યું. પણ ત્યાં જતાં વાર તો મેં પેલી પારસનને ઉભેલી જોઇ કે જે મેહેરનાં કાંઇ સગપણનો દાવો કરીને આ ઘેરમાં ઘુસી હતી. અને બાપડી મેહેરના ગયા પછી તે ઘરની શેઠાણી જેવી થઇ ગઇ હતી એટલુંજ નહીં, પણ તેજ અબળાની વીરૂધમાં રતનશાના કાન ભરવાના કાવત્રાંબી રચતી હતી. એ ઓરત વીશે જે મેં સાંભળ્યું હતું તેથી તો તેણીને માટે મને આ વેળા અત્યંત ધીઃકાર અને તીરસ્કાર ઉપજ્યો. તેણીનો દેખાવબી કેવો હતો! નીચ પણુ, કપટ, લુચ્ચાઇ, અને હલકી ખુસામતના દુર્ગુણો સરસાઇ મેળવવાને ગોયા તેણીના ચેહેરા ઉપર હરીફાઇ ચલાવી રહ્યા હતા.

"કેમ ડાકટર, શું કામ છે?" તેણીએ મને પુછ્યું.

"નહીં બાઇ, મને તમારી સાથે કામ નથી." મેં મકમપણે જવાબ દીધો. "મને મલવુંછે રતનશાને, અને તેબી ઘણીજ ઉતાવલથી."

"ડાકટર, પણ શું છે તે તો કેહો?" ચીંતા અને ગુસ્સાના ભેગા દેખાવે તેણીએ પાછું પુછ્યું.

"મને જે કેહેવું છે તે રતનશાને પોતાનેજ, માટે મને **તેવનનેજ** મલવું જોઇએ. હું ભાર મુકીને કહું છું કે રતનશાને જલદીથી મને જોવા જોઇએ."

"બા, એવી બોલચાલ કંઇ સારી નહીં," તોછડાઇ સાથે હવે તેણીએ જવાબ દીધો, જોકે દર ઘડીએ તેણીનો ચેહેરો તો વધારે ને વધારે ફીકોજ પડતો મેં જોયો. "જરા સબુરીથી"—

વધારે કાંઇબી સાંભળવા કે બોલવા વગર મેં, આ કપટી દદા, જે બારણાની અધવચે આવીને ઉભી હતી, તેણીને વગર દરકારે આંચકો મારીને ખીસાડી, અને પછી રતનશાને બેસવાનો રાબેતાનો ઓરડો સોધી કાઢી હું એકદમ તેવનની સામે જઇ ઉભો.

મને જોતાંવાર, ઉંઘમાંથી તરતના જાગૃત થયલા એક માણસની હાલતે, માહરી તરફ ટીકતા તેવન એક કોચ ઉપર બેસી રહ્યા.

"ઓહો ડાકટર! તમુને આવવું પડયું! ને તેબી આએ વખતે!"

"હું દલગીર છું રતનશા શેઠ, કે એવે કટંગે વખતે મને તમો પાસે અચીંતુ આવવું પડયું છે, ને તેબી ગઇ વખતની આપણી મુલાકાતનો અનગમતો અંત આવ્યા પછે; પણ શેઠ, આજે તો મને એક ઘણીજ સંતાપભરેલી ફરજ બજાવવાની છે." હું પેલું કાગલ દેખાડતું પકડીને અને તે ઉપરની કાલી બારડરો તેવનની નજરે પાડીને બોલ્યો. તેવને તે જોયું. તેવન જરા ચમકેલા અને હેબતેલા દેખાયા, અને મને એક ખુરસી ઉપર બેસવાની નરમાશથી ઇશારત કરી તેવને પાછી પોતાની બેઠક લીધી.

"બેઅદબી માફ છે શેઠ, પણ મને તમારી **બેખલાનીજ** સાથે વાત કરવી છે," હું પેલી કાવત્રાંબાજ કબા તરફ આંગલી દેખાડતો બોલ્યો, કે જેણી શક અને તોછડઇના દેખાવે માહરી પુઠે ચાલી આવી હતી, અને રતનશા પાસે જઇને બોલી હતી કે—"શેઠ, આએ કોઇ બરો તુમાખી પારસી છે, એને તમે શું કામ વતારોચ? એ ચાહે શું પીએચ એના મનમાં!"

"શેઠજી, બીજું **કોઇબી** ત્યાં હાજર રેહવું જોઇશે નહીં," હું શાંત પણ મજબુત અવાજે પાછો બોલ્યો, "અથવા નહીં તો હું એકદમ ત્યાંથી ચાલી જઇશ. ને એમ જો થશે તો **તેનો** પસ્તાવો તમે શેવટની ઘડી શુધી કરતા રેહેશો." રતનશાએ આ વેળા માહરા બોલવાની ઢપ ઉપરથી કાંઇ ચેટયું હોય કે શું, તેથી તેવને પેલી હઠીલી ઓરતને બાહેર જવાને ઇશારત કીધી, એટલે ગમે એટલી નામરજી છતાંબી તેણીને આખરે તાબે થવા વીણા છુટક રહ્યો નહીં મેં માહરી ખુરશી રતનશાની છેક પાસે ખેંચી, કે જે બાપડા હવેતો પુરેપુરાજ હેબતેલા જણાયા.

"શેઠ, આએ કાગળ તમે વાંચશો?" હું તે તેવનના હાથમાં આપતો બોલ્યો. તેવને તે લીધું; પેહલ્લાં તો તેનાં સરનામાં તરફ, પછી તેની શોકની બારડરો તરફ, અને છેલ્લે માહરી ભણી ટીકી તેવન ચુપ બેઠા.

"શેઠ, આએ દસકત કોણના તે તમે જાણોચ?" મેં સવાલ કીધો.

લઠડતે સાદે નાનો ઉતર તેવને વાળ્યો.

"જરા જોવો ફરીથી શેઠજી. તમુને એ પીછાણવાજ જોઇએ—ખચીત તમે એ પીછાણતાજ હશો." તે કાગળ તેવને નીચે મુકયું, અને પોતાનાં ગજવામાં ફાંફાં મારી ચશમો ખેંચી કાઢી ઘણીજ અકળામણ સાથે તે આંખપર બેસી, પાછું તે પોતાના હાથમાં પકડયું કે જેવનને હવે થરથર ધ્રુજતા મેં જોયા. અને વલી ગભરાતથી તેવનની આંખોબી એટલી તો ઘેરાઇ, કે તે તેવન જરાબી વાંચી શકતા નથી એમ મને ચોકશ જણાયું.

"એ—એ—કોઇ મરદના દસકત હોયએ—એમ—મ મને જણા—ણાયચ. એ કોણનું છે બધે? એ સાનું છે? એ શું થયુંચ?" હેબતેલી આંખે પોતાના ચશમાં ઉપરથી માહરી તરફ જોતાં તેવને પુછ્યું.

"આજે સહવારે કોરોનરની એક જુરી આગળ મને જુબાની આપવી પડી હતી શેઠ"—પેલું કાગળ તેવનના થથરતા હાથમાંથી તેજ ઘડી નીચે પડયું; તેવનના હોટો ધીમે ધીમે ઉઘડયા.

"ગયા સનીવારને દાહડે આએ આગળ લખનાર ધણીની લાસ એક કુવામાંથી મળી આવી હતી," તેની ભણી સ્થીર નજરે જોતો, હું ધીમે—ધીમે બોલતો ગયો, "ને આજે તેનું રૂવાન એક પાત્લાના કટકા ઉપર નખાયલું મેં જુરીની સામે પડેલું જોયું હતું. તેની ફાટેલી આંખો, તેના ખરડાયલા બાલ, ને તેના જકડાયલા હાથો જોતાંજ, અને તેજ વખતે **તમારી** ચાલનો વીચાર કરતાંજ કેવો કમકમાત માહરાં દીલમાં ઉપજ્યો તેની ખબર તે **કીરતાર**નેજ છે! બીજું શું કેહું?"

તેવનના હોટો, હીલીયા, કાંઇ નહીં સમજાય એવો અવાજ તેમાંથી નીકલ્યો, અને જે સઉથી વધારે હેબતનાક દેખાવ એક માણસનો ચેહેરો દેખાડી શકે તે દેખાવ, અચીંતા પરસેવાથી ભીંજાઇ ગયલા તેવનના ચેહેરાએ દેખાડયો. જેમ હું તેમજ તેવનબી ચુપજ બેઠા; પણ તે પરસેવાના મોટાં ટીપાં હવે તો તેવનનાં કપાળ ઉપરથી ફેલાઇ નીચે ટપકવા લાગ્યાં. તેવામાં સામે મુકાયલી એક આરસી ઉપર નજર ખેંચાવાથી મેં પેલી ઓરતને પાછી ગુપચુપ અંદર આવીને માહરી ખુરસીની પછવાડે ઉભેલી જોઇ. તેણીને જોતાંવાર રતનશાની જબાં ઉપડી.

"બાહેર કાઢો એને—જા—તું જા!" તેવન બોલ્યા મેં તેણીને હાથ પકડીને બાહેર કાઢી. અને ફરીથી તેણીની હાજરીથી ખલલ નહીં પામવા માટે બારણાને બંધ કરીને કળ દીધી.

"આએ કાગળ તમે વાંચો તો સારૂં શેઠ," હું પાછો બેસતાં એક ઉંડો નીસાસો નાખી બોલ્યો. તેવનની આંખો તો માહરી ઉપર જાણે જકડાઇજ ગઇ.

"માહ—માહરેથી વંચાતું નથી એ!" તેવન લઠડતા બોલ્યા. વળી ઘણો વખત સુધી

ઉમો ચુપ બેઠા. "જો એ થોડા વખત પર મ—મ—મને આવીને પાછી મળી હોતે"—એટલુંજ બોલી તેવન કોચના હાથા ઉપર પોતાનુ માથું નાખી ચુપ થઇ ગયા.

"તે આવીતી સાહેબ. થોડા વખત પર તે પાછી આવી ગેઇતી." મેં કહ્યું.

"નહીં, એ નહીં આવીતી!" સાવજ જેવા દેખાવે માહરી તરફ જોઇ તેવને એકદમ જવાબ આપ્યો.

"ત્યારે તો કોઇએ ઘણુંજ ઘાતકીપણાથી મેહેરના આવી ગયાની બીના તમારેથી ગુપ્ત રાખેલી હોવી જોઇએ. ગરીબ બીચારી છોકરી. હું જાણુંચ કે તે આવીતીજ!"

"કોણ—કો—કોણે એમ કરવાની હીમત કીધી!" તેવન હવે ઉભા થઇને ભારે જહદનુનથી પોતાની મુઠ્ઠી કકડાવતા બોલ્યા, "હું પુછું તો ખરો કે કોણ નાપાક"— —

"ત્યારે શું શેઠ, તમે તેને આવેલી જાણુતે તો ખરેખર તેને રાખતે, એમ?" મેં પુછ્યું.

તેવનના હોટો હીલ્યા, કાંઇ જવાબ આપવાની તેવને તજવીજ તો કીધી, પણ ફોકટ, અને અંતે બેઉ હાથો મોહડાં ઉપર ઢાંકી દઇ તેવન રડવા લાગ્યા.

"ચાલો હવે રતનશાજી," હું જરા નરમ અવાજે બોલ્યો, "એક બાપ તરીકેની તમારી લાગણી હજી સદનતર નાબુદ થયલી દીશતી નથી એ સંતોશની વાતછે,"—ત્યાં તેવને વધારે રડવા માંડ્યું,—"અને મને એટલીજ આશાછે કે તમે જે કીધું છે તેનો પસ્તાવો કરીને તમારે હાથે થયલાં નુકસાનનો બદલો વાળી, આપવાની કોશેસ કરવાને તમે ચુકશો નહીં. રતનશા તમારી ગરીબ ને હેરાન થયેલી દીકરી મરી, ગેઇ નથી." એ સાંભળતાંજ તેવને અંચીતી એક બારીક બુમ પાડી કે જેથી હું હેબતી ગયો; અને પછી માહરા હાથો પકડીને પોતાના હોટો આગળ લેઇ જઇ વને બેહદ હરખ સાથે તે ચુમવા માંડ્યા.

"મને બોલવું ને ખરું કેહો—બોલો કે મેહેરી જીવતી છે—"

"હા શેઠ હા, તમારી દીકરી જીવતી છે, પણ"—

"ઓ **ખોદા**—માહરા **ખોદા**!" તેવન બેહદ ઉલટથી નાકઘસની કરતા બોલ્યા, 'તાહરો કેવો આભાર! **ખોદા** તાહરો આભાર કેમ માનુ!"

તેવનનો આ જોશભર્યો હરખ નરમ પડે ત્યાં સુધી હું મુગોજ રહ્યો, અને પછી તેવનનો હાથ પકડી મેં તેવનને પાછા બેસાડ્યા.

"કોણ—ત્યારે." તેવન લહડતા બોલ્યો, "કોણ દુ-બ-**દુબો** ગીયું હતું? કાલેનરની જુરી"—

"તમારી મેહેરના અભાગ્યા ખાવંદની લાસ ઉપર બેઠીતી શેઠ," મેં તુરત જવાબ દીધો, "આજેજ સાંજે તે અવલમંજલ પુગીને સઘળી પાંતીની ચીંતામાંથી શેવટનો કરાર પામ્યો છે. ને તેબી તમારા સેવકના ખરચે." પાછું પોતાનુ મોહડું પોતાના હાથો વડે ઢાંકી દેઇ તેવને દયકાં ખાવા માંડ્યાં.

"આએ કાગળ તમારા જમાઇએજ તમારી ઉપર લખેલું છે; ને તેને આપઘાત કીધો તેની થોડાજ કલાક આગમચ માહરી ઉપર એણે મોકલ્યું કે હું તમુને તે પુગાડું. શેઠ, એના મોહોતના જવાબદાર શું તમે નથી?"

"ઓ—ઓ **ખોદા** માહરો એ ગુનાહ માફ કરો!" તેવન પાછા આગળાનીજ માફક નાકઘસની કરતા વાંકા વળીગા "**ખોદા** માહરા જેવા એક પાપી ઉપર રેહેમ દીલ થાઓ! બગીત હુંજ—હુંજ એનો ખુની છેઉં! હું જાણુંચ—હું બરાબર સમજુંચ કે હુંજ ખુની છેઉં!"

"દીનશાનું છેલ્લું કાગલ તમુને વાંચી સંભલાઉં શેઠ?"

"હા—હા. પણ તેથીતો માહરો દમ બંધઇ જશે! માહરું દીલેદીલ કાતશે! માહરેથી તે સંભળાશે કેમ!"

પેલું કાગળ જે તેવનના હાથોમાંથી સરી પડેલું હજી ભોંય ઉપરજ હતું તે મેં ઉપાડયું, અને ઉઘાડીને, લહડતા સાદે તે માહેલા શબ્દો નીચે મુજબ મેં તેવનને વાંચી સંભલાવ્યા:—

"હવે વીધવા તેમજ ભીખારી બનેલી તમારી ગરીબ દીકરીને ખાતર, શેઠજી, તમારો જહનુની અને ઘાતકી ગુસ્સો તજજો. હું બરાબર સમજુછું કે તેણીની બધી કંગાલીઅતનું પાપી મુલ હું પોતેજછું. પણ તેનો બદલો, સઘળા દાહડા સંતાપભર્યા ગુજાર્યા પછીબી, જીવપર આવી ઉપજાવેલા અકાળ અંતમાં મેં વાલી આપ્યોછે! અને જયારે તમે આએ વાંચોછો ત્યારેતો હું માહરા નેઆગાનોની ગોદમાં જઇ શુતોછું,

"મને સદા ચાહનારી માહરી ભલી પણ દુ:ખી મોહરદારના ઓ બાપ, મને માફ કરજો! માફ કરજો મને, જેમ હું, આએ માહરી મરતી ઘડીએ, જેબી નુકસાન તમે મને પુગાડયું છે તે માટે તમુને માહરા જીગરથી માફ કરૂંછું તેમ!

"માહરાં મોહોતમાં હવે તમારા તમામ ક્રોધનું મોહોત આવેલું સમજજો, અને તમારૂ દીલ મોટું કરીને માહરી નાચાર ને મરતી મેહેર—**તમારી** મેહેરને—અને માહારાં નીર્દોષ બાળકને તમારા આશરા ટલે લેજો! હું જાણુંછું કે તમે તેમજ કરશો! મને ખોદાઇ બશારતજ જાણે એવી થાયછે કે માહરી જીંદગીના ભોગથી સઉ સારૂંજ થશે! હુંતો દુ:ખ ને ગમમાંજ મરૂછું, પણ માહરૂં મોહોત, જે વાહલાંઓને હું માહરી પાછલ મુકી જાઉછું તેઓનું, ભલુંજ કરશે એવા વિચારનો શંતોષ જે મને ઉપજેછે તે બસ છે. **ખોદા તમારાં દીલમાં** દયા મુકો! શેઠજી, હવે છેલ્લી **સલામ**! તમારો અનગમતો જમાઇ પોતાના દેખાવથી કે પોતાની હાજરીથી ફરીથી કદી તમોને દુ:ખી કરશે નહીં, એટલે નચીંત રેહજો! અને તેનાં જનફરજંદ ઉપર મેહેરબાની ભરેલી નજર કાયમ રાખવા તમે ઘણુ સુધી જીવજો! એજ તેની દુવા છે!"

શોકનાં આંશુંથી ઝાંખી બનતી માહરી આંખો, અને દુ:ખના દચકલાંથી ગુંગલાતી માહરી છાતી મને એટલોતો કાયર કરતી હતી કે ઉપલું નાચલું કાગલબી ઘણે લાંબે વખતે હું વાંચીને પુરૂં કરી રહ્યો. રતનશા તો એ સઘળો વખત સ્તબ્ધ થઇનેજ બેઠા.

"ફાંસીનું લાકડું તો માહરે માટે ઘણુંજ ભલું હોય!" આખરે તેવનનાં ગુંગલાતાં ગળામાંથી અવાજ નીકળ્યો. "ઓ હું કેવો બુરો—કેવો—પાપી—કેવો ચંડાલ! હુંજ ગુનેહગાર—માહરોજ વાંક—માહરૂંજ કાવત્રું! મેંજ એનીપર જુઠું તોહમત જોડયું! તમે જાણોચ ડાકટર એ બધું? તમે ચેટયાચ તે બધી વાતથી? ઓહો ત્યારે તો ઉઠો લેઇ જાઓ મને ચોકીમાં! હું જુઠો—પાપી—દગલબાજ—ને તરકતીછું! પકડો મને—અને પકડાવો મને! નાખો મને બંદીખાને! ચહાવો મને ફાંસી!" એમ બુમ પાડતા તેવન ઉઠવા ગયા, પણ પાછા ભમરી ખાઇને. એક કોચ ઉપર થપકાઇ બેઠા.

"પણ મેહેર—**મેહેર** કાંહછે?" તેવને દબાયલે અવાજે પુછ્યું.

"અરે તે તો જાણુતીબી નથી કે તેનો વર મરી ગયોચ! આજે કેટલા દાહડા થયા તેજ બીચારી મોહોતને કાંથે એવી રીબેચ કે તે તદન શાજી થવાની હજીબી મને પુરતી આશા નથી!"

"અરે પણ છે કાંહ તે? ઓ **ખોદા! ખોદાને** ખાતર મને જણાવો કે તે રેહેચ કાંહ? કે તેના પગ પાસે જઇ પડી હું ઓજરખવાહીથી માફ માગુ!"

"મેહેર હાસપીટાલમાં પડેલી છે શેઠ; સુવાવડની હાસપીટાલમાં છે: કે જયાં પોતાનાં હમેલના બધા મહીના તંગી ને કંગાલીઅતમાં ગુજારીને, તેણીએ એક મુવેલાં બચાંને જનમ આપ્યો હતો! તમારી દીકરીએ એટલું વહી-

તરૂં કીધું છે રતનશા, કે તેની વાતજ બોલાય નહીં! રાતદીશની ગુલામગીરીને ગધ્ધા મેહેનત કરીને પોતાના હાથોની ખાલેખાલ ઘશી નાખ્યાં છતાંબી પોતાનાં ખાવંદ ને ફરજંદનું ગુજરાન તેનેથી પુરેપુરૂં થઇ શકયુંતું નહીં!"

"શું! એ શું? ડાકટર તમે બોલોચ શું? માહરી દીકરી, માહરી મેહેર એક હસપીટા-લમાં!" રતનશા પોતાનો હાથ કપાળ ઉપર મુકીને માહરી તરફ વાયેલ આંખે દીકતા બોલ્યા.

"હા શેઠ, હા. ત્યાંજ!" મેં ભાર મુકીને જવાબ દીધો, "બીજે કયાં તે જાય? એબી **ખોદા**ના શોકર કરો કે એવીબી એક જગા તેને મળી ગઇ. ભુખમરો તજવા માટે, ને જે રોટલી દીનશાનેબી ખાવાને પુરતી નહીં તે બચાવા માટે તે હાસપીટલમાં નહીં તો કયાં જાય? એવાં દુઃખો ખમતી મેં તેને જોયલી છે કે તેથી એક દેવનું જીગરબી પીગળે! ને ઓ **ખોદા**! હવે આએ આફત જે ગુજ-રીચ, તે વિષે તેને હું કેમ જાણીતી કરૂં? એનો વર જે કામ મને સોંપી ગીયો છે તેનો તો વિચાર કરતાંજ મને ધ્રુજરી થાય છે! **શું** કહું તેને? જરા તમે તો મને સમજાવો. આએ આફતની ખબર હું કેમ પુગાડું? બોલો, બોલો, મને કેહવો તમે" હું વધારે ને વધારે જોશ સાથે બોલ્યો, "કે હું શું કરૂં હવે! કાલે સહવારે તમારી દીકરીને હું કેમ મોહડુ દેખાડું? એ આજારી પડ્યા પછી તો એક ઘડીબી એને દીનશાને જોયો તો નહીં. તો હવે હું કેમ જઇને કેહું કે તેને કદીબી તે જો-શેજ નહીં? તેતો તે સાંભળતાંજ ફાટીને મરી જશે. ને હું તેનો ખુની ખપશ!"

'કેહેજે—કેહેજે તેને કે મને સદંતર તે માફ કરે! કેહેજે કે માહરી તોજેશ કબુલ કરીને મને માફ કરે! કેહેજે કે માહરી બંધી દોલત તેને સવાધીન કરવાને હું એક પગે છેઉં! કેહેજે કે માહરી પૈએ પૈ તેણીની ને તેના ફરજંદનીજ ગણવી!"

"ગરીબ છોકરી!" હું કપાળ અફાડતો બોલ્યો, "શું પૈસા તાહરાં જખમી જીગરને રૂઝવશે? રતનશા ગમે તેવો પસ્તાવો કરીને તમારી દીકરીને તમારી સંભાળમાં લેશો. પણ ખચીત તેનુ જીગર જે તેના ખાવંદના મોહોત સાથે મુવુંચ તે પાછું સજીવણ થવાનું નથી!"

"ડાકટર—ડાકટર! તમે માહરો જીવ લેશો! તમે મને મારીજ નાખવા બેઠાચ!" ભારે પસ્તાવાના સંતાપની અસરથી પોતાનો દેખાવ બીહામણો બનાવતા રતનશા બોલ્યા.

"એક બીજી વાત તમુને જાણવાની રહી છે શેઠ. દીનશાનો દીકરો જેહાંગીર. માહરાં ઘરમો હમણા રહેલો છે. પણ તેના બાપના ચેહેરાને એટલોતો મળતો આવતો છે કે હું ધારૂચ કદાચ તેને ઘરમાં ઘાલવા તમે ના પાડશો!"

"અરે લાવો! લાવો તેને માહરી પાસે! હું રાખશ પાળશ—રમાડશ તેને! અરે પણ તેની આંખો જોતાંજ મેં મારી નાખેલો તેનો બાપ મને યાદ નહીં આવશે! ઓ **ખોદા** માહરૂં શું થશે! આએ કાયેમ પસતાવો—આએ જાહુકનો સંતાપ—આએ મોહોત સુ-ધીનો ઘા ખમાશે કેમ!"

"હવે એવી ફોકટની બુમો પાડવામાં કાંઇ સાર નથી શેઠ," તેવન તરફ કરીબી દીલ-સોજી દેખાડવા વીણાનકું સેવટે બોલ્યો. "હવે કરવાનું તો એજ છે કે તમારી દીકરી અને તમારા નબીરાને પાળીને સુખી કરો, ને દર-રોજની ખરાં દીલની બંદગી કરી તે **યઝદાની** મારી તેમજ યારી ચાહો! ભણો શેઠજી પકડો હાથમાં અવસ્તા લઇને ભણો એવું કે તે કબુલ થાય ને અરજ કરો **ખોદાને** એવીબી કે મા-હરાં દીલમા હીમત મુકે, ને આએ માહોતની આફતનો સંધેસો સલામતી સાથે તમારી દીકરીને પુગાડવાની તે મને શકતી આપે! ને હવે છેલ્લે સાહેબ, મને એટલીજ અરજ કરવી છે કે **ખોદાને** ખાતર તમારી દીકરીને જોવા જવાની અથવા તેને બોલાવી મંગાવાની કસીબી કોશેશ, જયાંસુધી હું તમુને આવીને કહું નહીં ત્યાં સુધી, તમે કરતા ના."

માહરાં કહેલાં ઉપર ધ્યાન આપવાની તે-વને કબુલાત આપી એટલે વધારે વખત ત્યાં

થોભવાની જરૂર નહીં દીશવાથી હું ઉઠયો. અને આ પછમબુદ્ધીઆ શેઠીયાને તેનાં આવેળાનાં ખરા દુઃખમાંથી કાંઇ દીલાશો દેવાની દરકાર કીધા વીણા ત્યાંથી વીદાય થયો.

હવે આ ગમખાર તવારીખના કાંઇ વધુ બનાવો વર્ણવાના રહ્યા નથી.

હેરાનગતીની શરૂઆતથી ઊપડેલા આ સંસારી ખેલનો આફતકારક અંત આવી ચુક્યોછે. —રતનશાની પાપી તેમજ દુઃખ ભરેલી હાજરી સામે માહરા શોકાતુર વાંચનારને ફરીથી લાવવા હું માગતો નથી.

પોતાની ત્રાસદાએક હુલરાઇથી જે ફટકો દીનશાએ રતનશા ઉપર માર્યો હતો તેથી અલબતાં આ ક્રુર સસરાનુ સંગીન હૈડું તો તુટું હતું, અને તે મુજબ, એક રીતેતો તે કમનસીબ જવાનની શોકભરી આગાહી સાચી પડી હતી. ખુદરતે એલાહીનો એવો જાણે કોપજ હતો કે આ નીર્દય અને હટીલા બાપના મરતી ઘડીના દીવશો એવી એક કંગાલીઅતની શીહાઇથી કાળા બને કે જે કંગાલીઅતને કોઇબી તદબીર કે યુક્તી નાબુદ કે ઓછી કરી શકે નહીં; કેમકે ગુજરેલી હાલતના દીલાશાથી તેમજ ભવીશની હાલતની ભલી ઉમેદોનો તો તે મોહતાજ હતો!

અને તેની દીકરી!

અરે, તે ખસતે જીગર અબળાની હાલત ઉપરનો સેવટનો પરદો મને ઉંચકવા ના દેઓ—માહરેથી તે ઉંચકાતો નથી!

દીનશા મુંવા એટલે મેહેરની તમામ મોજબી મુઇ! તે હમેસનો સુતો એટલે પોતાનું તમામ સુખ તેણીએ હમેસનુ સુવાડયું!

જે નીર્દય હાથોએ તેણીના ખાવંદનુ ખુન કીધું હતું, તે હાથોએ હવેતો બેશુમાર ગંજના ઢગના ઢગ તેણીને નવાજ્યા, પણ તોબી, જે ધણીનાં મોહોતે તે ગંજને ખરીદીયો હતો, તે ધણીની શોકભરી સીકલ તેણીની ઝુરતી આંખો સામેથી દુર તો તેઓ કદીબી કરી શકયા નહીં!



હવે પછી છપાઇ આહાર પડશે.

# એક તબીબની તવારીખ.

## પુસ્તક બીજું.

જેમાં બીજી નવી વાર્તાઓ આવશે.

પ્રગટ કરનાર જેહાંગીર બેજનજી કરાણી.